શ્રી જૈન સાહિત્ય ગ્રંથમાળા પુષ્પ ત્રીજું

# સૂર્યપુરનો સુવર્ણયુગ

યાને

## સુરતનો જૈન ઇતિહાસ

શ્રી મોહનલાલ દલીચંદ દેશાઇના ઉપોદ્‌ઘાત નામે
સુરતના ક્રમબદ્ધ જૈન ઇતિહાસ સહિત

સંગ્રહકાર—

**કેશરીચંદ હીરાચંદ ઝવેરી**

[સુરત જૈન ડિરેક્ટરી, સુરત ચૈત્ય પરિપાટી, સુરત ભંડારોની દર્શિકા, સૂર્યપુર રાસમાળા વગેરેના સંપાદક]

પ્રકાશક:—

**મોતીચંદ મગનભાઈ ચોકસી**

શ્રી જૈન સાહિત્ય ફંડ તરફથી.

વિ. સં. ૧૯૯૬ ] વીરાત્ ૨૪૬૬ [ ઇ. સ. ૧૯૩૯

વીરનિર્વાણ-દીપાલિકા.

મૂલ્ય એક રૂપીઓ.

શ્રી જૈન વિજયાનંદ પ્રિન્ટિંગ પ્રેસમાં
શા. ફકીરચંદ મગનલાલ બદામીએ છાપ્યું
કણપીઠ બજાર, સુરત.
તથા
ઉપોદ્ઘાતનાં પૃ. ૧ થી ૧૨૮
શ્રી મહાવીર પ્રિન્ટિંગ વર્ક્સમાં
મનસુખલાલ હીરાલાલ લાલને છાપ્યાં
ધનજી સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

આવૃત્તિ ૧ લી પ્રત ૫૦૦

(૧) સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગાર દર્શિકા સૂચિ. મૂલ્ય રૂા૦ ૧-૦-૦
(૨) સૂર્યપુરનો સુવર્ણ યુગ-સુરતનો જૈન ઇતિહાસ. મૂલ્ય રૂા૦ ૧-૦-૦

પ્રાપ્તિ-સ્થાન—
(૧) શ્રી જૈન આનંદ પુસ્તકાલય, ગોપીપુરા, સુરત.
(૨) મગનભાઇ પ્રતાપચંદ જૈન લાયબ્રેરી, ગોપીપુરા, સુરત.

॥ ॐ श्री अर्हम् ॥

# સુરતનો ક્રમબદ્ધ જૈન ઇતિહાસ.

## ૧ પ્રસ્તાવ.

[ લેખકઃ-શ્રી મોહનલાલ દલીચંદ દેસાઈ, B. A. LL. B. Advocate. ]

૧ કોઇ નગરનો ઇતિહાસ તે તેની વસ્તીનો ઇતિહાસ-તેના રાજા અને ખાસ કરી તેની પ્રજાનો ઇતિહાસ. તેમાં તેનાં ઐતિહાસિક સ્થળો, બનાવો, તેની સ્થાપના અને ત્યારથી તેની ચડતી પડતી વગેરેનો સમાવેશ થાય છે. કોઇ નગરનો જૈન ઇતિહાસ એટલે તેમાં વસતા જૈન ચતુર્વિધ સંઘ-જૈન આગેવાનો, જૈન મંદિરો, ઉપાશ્રયો, જ્ઞાનભંડારો, ધર્મસ્થાનોનો ઇતિહાસ કે જેમાં જૈનોના રચેલા પ્રબંધો પુસ્તકો તેમજ શિલાલેખો-પ્રતિમાલેખો વગેરેમાંથી મળતી તે સંઘ, અને ધર્મસ્થાનોને તેમજ જૈન સાહિત્યને લગતી હકીકતોનો સમાવેશ થાય છે.

૨ સુરત સંબંધી આ પુસ્તકમાં જણાવેલી, તેમજ મારી સ્વતંત્ર શોધખોળને અંગે જુદે જુદે સ્થળેથી સાંપડેલી વિધ વિધ માહિતી એકત્રિત કરી તેને વર્ષાનુક્રમે સાંકળીને અત્ર નોંધી છે અને તે સર્વ નોંધો સુરતના જૈન ઇતિહાસમાં ઉપયોગી નિવડશે. આ ઐતિહાસિક નોંધોને ટુંકું નામ 'ઇતિહાસ' મેં આપેલું છે.

૩ જેમ જેમ વધુ શોધખોળ થતી જાય તેમ તેમ વધુ વધુ અને નવી હકીકતો મળી શકે; તો તેમ કરવાનો પ્રયાસ પુરાતત્ત્વ-રસિકો સેવશે એમ આશા રાખીશું. સુરતનાં બધાં જૈનાંગર અને

દિગંબર જૈન મંદિરોના; તેની અંતર્ગત રહેલી પાષાણ અને ધાતુની પ્રતિમાઓના લેખો, ત્યાંના જ્ઞાનભંડારોની હસ્તપ્રતોની વર્ણનાત્મક સૂચીઓ, તેના જૈન નગરશેઠ તેમજ બીજા અગ્રણીઓના વંશવૃક્ષો અને વહીવંચઓની નોંધો, તેમણે બંધાવેલાં મંદિરો અને ધર્મ-સ્થાનો વગેરે સંબંધી ઘણી શોધખોળ કરવાની બાકી છે. હાલ તુરત તો જેટલી સામગ્રી ઉપલબ્ધ છે તેટલી પરથી જે કંઈ ક્રમબદ્ધ ગોઠવી મૂકી શકાય તેથી સંતોષ લઇશું. તે પણ સુજ્ઞ વાંચકો જોઇ શકશે કે ઓછું નથી.

## ૨ સુરતની સ્થાપના.

૪ **સુરત** શહેરની ઉત્પત્તિ સંબંધી અનેક લોકવદન્તીઓ છે. ઘણાખરા લોકો તો આમજ કહે છે કે "**સુરત** શહેર કોઇ રામ-જનીએ વસાવેલું છે." એક ઉક્તિ એ છે કે નાગર જમીનદારની વિધવા પોતાના સગીર પુત્ર **ગોપીને** લઈ આ પ્રદેશમાં આવી રહી અને તે વખતે **સુરજ** નામની કંચની ત્યાં **મક્કે** જવા આવી; અને તેણી સાથે **ગોપીની** માતા સાથે પરિચય થતાં પોતાનું કિંમતી જવાહીર આપી **મક્કા** જઇ પાછી આવીને મરણ સમયે બધો માલ બક્ષિસ કરી ગઈ; તે દ્રવ્યમાંથી **ગોપીએ** હવેલી વાડી બાંધી વેપાર કરવા માંડ્યો. બીજી વસ્તી વધી. પછી **ગોપીએ** તેનું નામ પોતાનો ઉદય જેથી થયો તે રામજની **સુરજ** પરથી સૂર્યપુર-સૂરજપુર-સૂરજ રાખવું એમ નવાબને સુચવતાં નવાબે **સુરજના** 'જ' ને 'ત'માં ફેરવી **સુરત** રાખ્યું. ઇ. સ. ૧૫૨૧ માં.' ત્રીજી દંતકથા એ છે કે **ગોપી સુરતમાં** રહેનાર—વડનગરા ગૃહસ્થની વિધવાનો છોકરો હતો.

તેણે દિલ્હી જઈ ત્યાંના બાદશાહને ખુશ કરી જાગીરો મેળવી સુરતમાં આવી હવેલી આદિથી તેને સુશોભિત કર્યું? વળી એમ કહેવાતું કે ગોપી અકબર બાદશાહનો કારભારી હતો ને તેનો સમય ઇ. સ. ૧૫૧૬-૧૫૨૧ નો છે. કોઈ કહે કે તે નાગર હતો, કોઈ કહે કે તે અનાવલો હતો. (નર્મગદ્ય). આમ **સુરતની** ઉત્પત્તિ સાથે **ગોપીના** સંબંધ જોડાઈ ગયો છે અને **ગોપી** એ પ્રસિદ્ધ પુરૂષ હતો એ તેના નામથી સુરતના **ગોપીપરૂ**, **ગોપીનળાવ** વગેરે પરથી સિદ્ધ થાય છે તેથી **ગોપી** અને **સુરત** વચ્ચે જનકજન્ય ભાવ લોકો ઘટાવે તે સમજી શકાય તેમ છે.

૫ સદ્ભાગ્યે જૈન સાક્ષરવર્ય સ્વ૦ **ચીમનલાલ ડાહ્યાભાઇ દલાલ** M. A. એ **ગોપીના** પૂર્વજોનું 'વંશવર્ણન' નામનું સંસ્કૃત શ્લોકબદ્ધ કાવ્ય શોધીને તે સાથે તેના સાર રૂપ '**ગોપી** કોણ હતો?' એ મથાળા નીચે અંગ્રેજી લેખ 'ધ લાયબ્રેરી મિસેલેની'ના પુ. ૨ અંક ૩-૪ (ફેબ્રુ. થી મે ૧૯૧૪) ના ત્રૈમાસિકમાં પ્રકટ કર્યો છે તે પરથી સ્પષ્ટ જણાય છે કે **ગોપીના** પૂર્વજો વડનગરના નાગર હતા. એક પૂર્વજ **રામ** મંત્રીએ **સૂર્યપુર (સુરત)** સમુદ્ર તીરે બાંધ્યું, કે જે સમુદ્રમાં **તાપી** નદી આવી મળતી હતી. **રામ** મંત્રીના પુત્ર ભાલણ મંત્રી, **ભાલણનો** પુત્ર **દામોદર**, તેનો **ગોવિંદ**, તેનો **માધવ**, તેનો **કીકરાજ**; તેણે સૂર્યપુરમાં **તાપી** સમુદ્રને મળે છે ત્યાં **નીલકંઠનું** મંદિર, નીસરણી અને સમુદ્રમાં 'પોતસેતુ'— વહાણોનો પૂલ બંધાવ્યાં. **કીકરાજને** પત્નિ **રત્નદેવીથી** બે પુત્રો નામે **ગોપીશ્વર-ગોપીનાથ** અને **મુકુન્દ** થયા, **ગોપિનાથને** બે સ્ત્રી નામે **નાગલા** અને **ગૌરી** હતી. તે વિદ્વાન્, વાગ્મી અને

સંગીતકાર હતો. તેણે **વિષ્ણુ** માટે સુવર્ણ સિંહાસન, તેમજ છત્ર તથા **શંકર, સૂર્ય, પાર્વતી** અને **લક્ષ્મી** માટે મુકુટ અને છત્ર સોનાનાં કરાવ્યાં, એક કારાગાર અને મોટું સરોવર બંધાવ્યાં તે વખતે એક મહાન્ દુર્ભિક્ષ પડ્યો. **ગોપિનાથે** દુકાલપીડિત લોકોને દાન આપી તેમના દુઃખ નિવારવા પોતાના દ્રવ્યનો ઉપયોગ કર્યો અને મફત જમાડ્યા.

૬ આ વર્ણનમાં પ્રથમ વર્ણન **ગુજરાત** અને પછી **ગુર્જરેંદ્ર** શાહિ શ્રી **મહમૂદનું** કરવામાં આવેલ છે. હવે આપણે જોઇએ કે **મુઝફ્ફરશાહનો** પ્રધાન **મલિક ગોપિ-ગોમિ** અને આ **ગોપિનાથ** બંને એક છે કે નહિ. **મિરાતે** સીકંદરી પરથી **મલિક ગોપી** બ્રાહ્મણ હતો અને **મહમદ બેગડાની** કૃપાથી સત્તાશાલી બન્યો હતો એમ જણાય છે. તેણે **મુઝફ્ફર** શાહને ગાદીએ આવવા માટે મદદ કરી અને કિવાઉલ્મુલ્ક **સારંગ** સાથે રાજવહીવટની ધુરા પોતે રાખી. તેના વચ્ચે પડવાથી પરાજીત ઇડરના રાવ ભીમને બચાવવામાં આવ્યો તે શૃંગારી હતો અને **ધારા** નામની નર્તકી તેણે રાખી હતી કે જેને લઇને **મુઝફ્ફરશાહે** (ઇ. સ. ૧૫૧૪ માં) તેને મારી નાંખ્યો. આ ઉપર્યુક્ત **ગોપિનાથ** તો 'દ્વિજેશ' હતો, નહિ કે મંત્રી. તેણે જે દુષ્કાળમાં મદદ કરી તે ફીરીસ્તા પ્રમાણે સને ૧૪૮૨ નો (સં. ૧૫૩૮-૩૯) છે; તેને જે રાજા **ભીમ** સાથે મૈત્રી હતી એમ કહેલ છે તે **ઇડરનો ભીમ** હોય; અને કદિ રાજકીય મહત્તા વિશેષ પ્રાપ્ત કરી હોય તો તે પણ ઉક્ત દુકાળના વર્ષ પછી. આ રીતે **ગોપી** એ નાગર બ્રાહ્મણ હતો. તેના પૂર્વજો **વડનગરના** હતા અને તેની સાતમી પેઢીએ થયેલ **રામ** મંત્રીએ **સુરત** સ્થાપેલ હતું

એમ આમાં જણાવેલ છે એટલે સુરતની સ્થાપનામાં **ગોપીનો** કે ગોપીના વખતની કોઈ રામજનીના નામનો સંબંધ નથી. (પ્રો. કમીસરીઅટે પોતાના Studies in the History of Gujarat નામના પુસ્તકમાં એવોજ નિર્ણય સુરતની સ્થાપના સંબંધે બાંધ્યો છે. તેના નવમા પ્રકરણમાં ગોપી તલાવ અને મલિક **ગોપી** સંબંધી વિસ્તારથી આપેલ હકીકત જાણવા જેવી છે.)

૭ દીપવિજયે સોહમકુલ–પટ્ટાવલી રાસમાં ગદ્યમાં લખ્યું છે કે "સં. ૧૫૦૦ મધ્યે સુરતનો કિલ્લો ફરંગિઈ કરાવ્યો, તિહાં થોડા લોક વસતા. એહવે સં. ૧૬૨૪ જહાંગરસા પાતસાહ રાંનેર આવ્યો, રાંનેરવાસી કોટીધ્વજ નાકુદો (નાખુદો)–તેણે રાનેરથી તે વરિઆવ ૩ ગાઉ સૂદ્ધી કેંમખાપ (કીનખાબ) નાં પથરણાં પાથરીને સેહરમેં પાતસાહને પધરાવ્યા. સાહિ પ્રસન્ન થયો. 'માંગ માંગ,' તિવારે શેઠ હાથણીનો સંજોગ જોવાનું માંગ્યું. સાહે ના કહી જે 'હાથનીનો સંજોગ જોતાં તાહરો દ્રવ્ય જાસે.' માન્યું નહી. સંજોગ જોયો. તે નાકુદાની લક્ષ્મી નાસ પામી. પાતસાહે જાહાંગીરપુર વાસ્યો. એ પાતસાહની પાતર નાંમે સૂરજ, તિણેં પાતસાહની રજાથી સં. ૧૬૨૫ સુરત વસાવ્યું. અને ઓસવાલ ગોપીસા શ્રાવક, તિણે ગોપીપુરં વાસ્યું ૧ ગોપી તલાવ અને ચૌમુખી વાવ કરાવી અને સં. ૧૬૭૯ વર્ષે સૂરજમંડન પારસનાથજી સેનસૂરિજી પાસે પ્રતિષ્ઠા કરાવી. સૂરજમંડણજીની પલાંઠી તથા પાળઝ લખ્યું છે. એહજ વરસમાં કાવિ ગાંમમેં સાસુ વહુના દેહરા પ્રતિષ્ઠા થઇ."

૮ આ કવિએ લોકમાં ચાલતી દંતકથા લખી લાગે છે. તે ઇતિહાસથી સિદ્ધ થતી નથી. સં. ૧૬૨૪ માં જહાંગીર બાદશાહ

થયો નહોતો. તે સં. ૧૬૬૧-૬૨ માં ગાદીએ બેઠો. તેની ખાતર સૂરજ હતી તે પણ મનાય તેમ નથી. ગોપીપુરું, ગોપીતળાવ ને વાવનો સ્થાપક ગોપી તે ઓશવાલ શ્રાવક હતો નહિ તે ઉપર બતાવ્યું છે. સૂરજમંડન પાર્શ્વનાથની પ્રતિષ્ઠા સં. ૧૬૭૯ માં સેન (વિજયસેન) સૂરિએ કરેલ તેમ તેના લેખ પરથી જોઇને કવિ જણાવે છે તો તે સંવતમાં યા પ્રતિષ્ઠાપકના નામમાં ભૂલ લાગે છે કારણ કે સેનસૂરિ સં. ૧૬૭૧ માં સ્વર્ગસ્થ થયા હતા. કાંતો સંવત ૧૬૪૯ હોઈ શકે કારણ કે તે વર્ષમાં કાવીના જિન મંદિરની વિજયસેનસૂરિના હાથે પ્રતિષ્ઠા થઈ હતી. તે સૂર્યપુર મંડન પાર્શ્વના લેખમાં પ્રતિષ્ઠા કરાવનાર શ્રાવક તરીકે ગોપીસાનું-ગોપીદાસનું નામ હોય તો તે ગોપીદાસ ગોપી તળાવના કરાવનાર ગોપીનાથથી ભિન્ન હોવો ઘટે.

૯ ઉપરનું લખાઈ ગયા પછી સૂરજમંડન પાર્શ્વનાથનો લેખ ઝવેરી કેશરીચંદ પાસે મંગાવ્યો, તેની પાસેથી મળ્યો તેને ઠીક ઠાક કરી અહીં આપું છું કે "સંવત ૧૬૭૮ વરસે કારતક વદ ૫ ને ગુરૂવાર પુનરવસુ નક્ષત્રે શ્રી **સુરત બંદરે** પાતસાહી **સલીમ શાહી** વિજયમાન રાજ્યે........જ્ઞાતિય લઘુ શાખાયાં **મહુ**ખા ભાર્યા **કોડમદે** સુત ફુલશા ભાર્યા......................જિન શાસન-પ્રભાવક સાહુ શ્રી **નાથા** ભાર્યા **ગંગા** સુત સા૦ સુરજી સા૦ માણિકજી પૌત્ર **સાહીદાસ** પ્રમુખ કુટુંબે........નવફણા પાર્શ્વનાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં સુવિહીતા વંશ........ભટ્ટારક શ્રી ૫ **આણંદવિમલસૂરિ** પટ્ટાલંકાર ભટ્ટારક શ્રી ૫ **વિજયદાનસૂરિ** પટ્ટ પ્રકાશક પાતશાહી શ્રી **અકબર** મહારાજ પ્રદત્ત ષણમાસિક જીવાભય સકલ દેશ જીજીઆકર નિવારણ સંલબ્ધમાન શ્રી શત્રુ-

ત્યાદિ કરેણુવનસહ..............સત પ્રભાવક શ્રી પ. **હીરવિજયસૂરીશ્વર** પટ્ટ પ્રભાકર સમાન પાતસાહી શ્રી **અકબર** દત્ત બહુમાન સાહી શ્રી અકબરલબ્ધજય ભટ્ટારક શ્રી પ **વિજયસેનસુરિશ્વર** પટ્ટોદયગિરિ ભાસ્વર સમાન સુરિ....................
બ ધ્યાન પાતસાહ શ્રી **સલીમ** સાહી દત્ત..................આમદમ શાત ઉપાધ્યાય શ્રી પ **રત્નચંદ્ર** ગણિભિઃ' (જો કે આ લેખ બરાબર અક્ષરશઃ કાળજી પૂર્વક ઉકેલનારથી લેવાયો નથી છતાં તેની જોડણી અને તેટલી શુદ્ધ મૂકીને અત્ર આપ્યો છે, અને તેમાં ત્રૂટક ઘણું હોવા છતાં આપણને જોઇતી હકીકત મળી આવે છે કે) તે સં. ૧૬૭૮ કે ૭૯ નો તો છે, અને તેમાં **વિજયસેનસૂરિનું** નામ પણ આવે છે, અને પ્રતિષ્ઠાનો સંવત **સલીમ** એટલે **જહાંગીર** બાદશાહના સમયનો છે ને તે બાદશાહનો ઉલ્લેખ પણ છે, પરંતુ તે પ્રતિષ્ઠા કરનાર **વિજયસેનસૂરિ** નથી, પણ તેના સ્વર્ગવાસ પછી તેના પટ્ટધર (વિજયદેવસૂરિ) ના સમયના **રત્નચંદ્ર** ગણિ છે. (આ તેજ રત્નચંદ્ર ગણિ કે જેણે **હીરવિજય** અને **વિજયસેન** એ બેઉ આચાર્યોની પાદુકાની પ્રતિષ્ઠા કરી હતી.) અને પ્રતિષ્ઠા કરાવનાર **ગોપીસા** નથી તેમ તે નામ શ્રાવકોનાં આપેલાં નામો પૈકી કોઇનું નથી પણ તેના જેવું જે એક નામ છે તે **સાહીદાસ** છે. આ રીતે મુનિ **દીપવિજયજીની** આપેલ વાત દંતકથા કરે છે અને **સુરતની** સ્થાપના તે રીતે યા **ગોપીથી** થઈ હોય એ નિર્મૂલ સિદ્ધ થાય છે. (આ લેખ પુનઃ કાળજી પૂર્વક

૧૦ **ગોપીના** સમયથી પણ જૂનું **સુરત** શહેર છે. તેને જૈન પુસ્તકો અને લેખોમાં 'સૂર્યપુર,' 'અર્કપુર' એવા સંસ્કૃત શબ્દથી અને **સુરતિ, સુરત** એ લોકભાષાના પ્રચલિત નામથી ઓળખવામાં આવ્યું છે.

## ૩. વિક્રમ ૧૬ મું શતક.

૧૧ **સુરત** સંબંધી જૂનામાં જૂના ઉલ્લેખ મને વિક્રમ સોળમા શતકના નીચેના ચાર પ્રતિમાલેખોમાં મળે છેઃ—

(૧) સં. ૧૫૧૩ વર્ષે પોષ શુદિ ૧૦ બુધે સૂર્યપુરવાસિ **શ્રી**માલ જ્ઞા૦ મં. પેથા ભા. સેગૂ પુત્ર મં. હરરાજેન ભા. જપૂતી સુત **સાલાદિ** કુટુંબયુતેન સ્વશ્રેયસે શ્રી **શી**તલનાથબિંબં કા૦ પ્ર૦ તપા શ્રી **રત્નશેખરસૂરિ** ગુરૂભિઃ। બુ૦ ૧, નં. ૮૩૦

(૨) સં. ૧૫૧૯ માઘ શુદિ ૧૩ બુધે સૂર્યપુરે શ્રી **શ્રી**માલી ગાં. વરસિંગ ભા. ટબકૂ પુ૦ ગાં૦ દેવાકેન ભા૦ દેવલદે ભ્રાતૃ હેમાક્ષયા **સવરાજ મદન**યુતેન પુ૦ **શ્રી**પતિ શ્રેયોર્થં શ્રી **વિમલનાથ** બિંબં કા૦ પ્ર૦ **વૃદ્ધ તપા** પક્ષે શ્રી **ઉદયવલ્લભસૂરિભિઃ**। બુદ્ધિસાગરજીનો સંગ્રહ ભા૦ ૧ નં. ૯૩૦.

(૩) સં. ૧૫૩૪ વર્ષે વૈ. વ. ૧૦ **સુરત**વાસી **પ્રાગ્વાટ** વ્ય૦ ધર્મ્મા ભા૦ **રાજૂ**સુત **વણવીર** ભા૦ **ઝરી** નામ્ન્યા સુત **મહાકેન** કુટુંબયુતેન શ્રી **સુમતિ**બિંબં કા૦ પ્ર૦ **તપા** શ્રી **લક્ષ્મીસાગરસૂરિભિઃ**। નાહરનો સંગ્રહ ભા૦ ૩, નં. ૨૩૫૬.

(૪) સં. ૧૫૩૯ વર્ષે માઘ વદિ ૪ સોમે **સૂર્યપુર** વાસ્તવ્ય **શ્રીમાલ** જ્ઞાતીય વ. સાહ જયતસી, ભાર્યા પ્રમૂ સુત વ૦ લુલા ભાર્યા કહદ સુત વ૦ **સાધા** ભાર્યા **રામતિ** શ્રેયાર્થ. શ્રી **અંચલગચ્છે** શ્રી જયકેસરિસૂરિણામુપદેશેન શ્રી વિમલનાથબિંબં કારિતં. સુરત પ્રતિમા લેખ સંગ્રહ નં. ૮૦.

૧૨ આ ચારે લેખો **ગોપીનાથ**ના સમયના છે. જિનપ્રતિમાઓની પ્રતિષ્ઠા કરાવવામાં ઘણા દ્રવ્યનો ઉપયોગ થાય છે; તેથી ઉપરની ચાર પ્રતિષ્ઠા કરાવનાર શ્રાવકો શ્રીમંત હોવા જોઇએ, અને છવીસ વર્ષમાં ચાર ઓછામાં ઓછી તે પ્રતિષ્ઠા થઇ એ પરથી **સૂર્યપુર-સુરત** તે વખતે વૈભવશાલી સમૃદ્ધ શહેર હોવું જોઇએ એમ સંભવે છે.

૧૩ વળી આ લેખો પરથી સમજાય છે કે તપાગચ્છના આચાર્યો **રત્નશેખરસૂરિ** અને તેમના પટ્ટધર **લક્ષ્મીસાગરસૂરિએ**, વૃદ્ધ (બૃહત્) તપાગચ્છના **ઉદયવલ્લભસૂરિએ** અને અંચલગચ્છના જયકેસરિસૂરિએ સુરતમાં પ્રવેશ કરી દીધો હતો, જ્યારે ખરતરગચ્છના કોઇ આચાર્યનો લેખ ઉપલબ્ધ થયો નથી, એટલે તે ગચ્છનો પ્રવેશ તે સદીમાં ત્યાં થયો હતો કે નહિ તે કહી શકાતું નથી.

## ૪ વિક્રમ ૧૭ મું શતક.

૧૪ હવે વિક્રમના ૧૭ મા શતકની ઘટનાઓ લઇએઃ—તેની શરૂઆતમાં—સં. ૧૬૦૯ આસોની તૃતિયાએ અંચલગચ્છના ધર્મમૂર્તિસૂરિની કૃપાથી (વેલરાજ શિ૦ પુણ્યલબ્ધિ અને લાભશેખરના શિ૦)

કમલશેખરે **સુરત**માં **નવતત્ત્વ** ચોપાઇ ૬૫ કડીની રચી, (કે જેની બે પત્રની પ્રતિ નં. ૪૦૦ ની મહાવીર જૈન વિદ્યાલયના સંગ્રહમાં હાલ છે.)

૧૫ સં. ૧૬૧૩ માં **તપાગચ્છ**નાયક **વિજયદાનસૂરિ**એ **'सूरति बन्दरे स्थिति'** એટલે **સુરત** બંદરમાં ચોમાસું કર્યું અને ત્યાં જેઠ શુદ ૧૧ ને દિને **નાડલાઇ**વાસી નવ વર્ષના ઓસવાલ બાલક **જયસિંહ**ને તેની માતા સાથે દીક્ષા આપી તેનું નામ **જયવિમલ** રાખ્યું, તેને (સ્વશિષ્ય અને પટધર) **હીર**વિજયસૂરિ પાસે રાખવામાં આવ્યા. આ **જયવિમલ** પછીથી ઉક્ત **હીર**વિજયસૂરિના પટ્ટધર પ્રસિદ્ધ **વિજયસેનસૂરિ** થયા, કે જેમણે **અકબર** બાદશાહના આમંત્રણથી **લાહોર** જઇ ગાય, બળદ, ભેંસ, પાડાની હિંસાનો, મરણ પામેલાંનું દ્રવ્ય સરકાર લેતી તેનો, અને બંદીવાનોને પકડવા વગેરેનો નિષેધ કરનાર ફરમાનને તે બાદશાહ પાસેથી મેળવ્યું. આ રીતે એક સૂરિસમ્રાટ્‌ના દીક્ષાસ્થાન થવાનું ગૌરવ **સુરતે** પ્રાપ્ત કર્યું છે. (હીરસૌભાગ્ય ૬, શ્લો. ૧૩૫ થી ૩૦૦; વિજયપ્રશસ્તિ ૪, ૧૪; તથા પાંચમો સર્ગ.)

૧૬ ઉક્ત **હીર**સૌભાગ્ય અને **વિજયપ્રશસ્તિ**–બંને કાવ્યમાં **સુરત**ને બંદર જણાવવામાં આવ્યું છે, તદુપરાંત **વિજયપ્રશસ્તિ**માં (૪, ૧૪૨) **कुंकुणदेशोर्वीमुखमंडनं उत्तमं सूरति बन्दिरं**, તથા (૫–૮૮) **प्रचुरपरमपुण्यैः सुन्दरे बन्दिरे**—એટલે **કોંકણ** દેશની ભૂમિના મુખના અલંકાર રૂપ (કારણ કે કોંકણમાં પ્રવેશ સુરતથી થતો), અને ઘણા મોટા પુણ્યથી સુંદર એવું બંદર– એવાં સાર્થક વિશેષણ **સુરત**ને આપ્યાં છે.

૧૭ એ વિજયસેનસૂરિએ સં. ૧૬૩૨ માં ચાંપાનેરમાં પ્રતિષ્ઠા કરીને ક્રમે 'શ્રી પૂરિત' એટલે લક્ષ્મીથી સમૃદ્ધ એવા સુરત બંદર આવીને શ્રી મિશ્ર ચિન્તામણિ આદિ વિદ્વાન્ સભ્યો સમક્ષ, અનેક પંડિતોની પરિષદ્‌માં આચાર્યોની સમક્ષ વદ કરીને શ્રીભૂષણ નામના દિગંબરાચાર્યને જીત્યો. (વિજયપ્રશસ્તિ ૮, ૪૨ થી ૪૯). સં. ૧૬૪૫ માં ખરતરગચ્છના નાયક શ્રી જિનચંદ્રસૂરિએ શિવાસોમજીના સંઘ સાથે શત્રુંજયની યાત્રા સં. ૧૬૪૪ માં કરી ત્યાંથી આવી સુરતમાં ચોમાસું કર્યું.

૧૮ તપાગચ્છનાયક શ્રી હીરવિજયસૂરિએ શત્રુંજયની યાત્રાનો સંઘ કઢાવી સં. ૧૬૪૯ માં તે તીર્થની યાત્રા કરી હતી તે સંઘમાં અનેક ગામના સંઘના લોકો ભેગા હતા, તેમાં સુરતનો સંઘજનો હતા.

૧૯ પોતાની દીક્ષાધામ સુરતમાં ઉક્ત વિજયસેનસૂરિએ સં. ૧૬૫૯ વૈ. શુ. ૧૩ બુધે લઘુ (દશા) ઓસવાળ 'સુરતિ બંદિર વાસ્તવ્ય' શ્રેષ્ઠિ સા સોમજી ભાણજીએ ભરાવેલ ૨૪ જિન પરિકર સહિત શ્રી શાંતિનાથ બિંબની, અને સં. ૧૬૬૪ જેઠ શુ. ૫ સોમે વીસા ઓશવાળ 'સુરતિ બંદિર વાસ્તવ્ય' સા અલવેસર કુંઅરજી અને હેમજીએ કરાવેલી સુપાર્શ્વનાથની પ્રતિમાની, વીસા શ્રીમાલી સામલજીએ કરાવેલા પાર્શ્વનાથ બિંબની તથા વીસા ઓસવાળ માનબાઇએ કરાવેલી પાર્શ્વપ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

૨૦ સં. ૧૬૬૪ માં ઉક્ત હીરવિજયસૂરિ શિષ્ય મુનિવિજયના શિષ્ય દર્શનવિજયે સુરતમાં નેમિજિન સ્તવન ૫૯ કડીનું ગૂજરાતીમાં જુદા જુદા રાગમાં રચ્યું.

૨૧ એવો લેખ છે કે સં. ૧૬૭૩ માં પોશ વદિ ૬ શુક્રે તે તપાગચ્છાધિરાજ શ્રી **હીર**વિજયસૂરિની પાદુકા 'સુરતી બંદીર વાસ્તવ્ય ઓસવાલ જ્ઞાતીય' શા **વસ્તા**ની પુત્રીએ પ્રતિષ્ઠિત કરાવી. આનો લેખ શ્રી બુદ્ધિસાગરસૂરિના ધાતુપ્રતિમાલેખ સંગ્રહ ભા૦ ૧ નં. ૨૪ છે, અને તે અપૂર્ણ છે; પણ સુભાગ્યે આ લેખને સં. ૧૬૭૬ ના જેઠ શુ૦ ૧૫ ને દિને તપાગચ્છના **વિજયદેવસૂરિનાં** શિષ્ય **ધર્મ**દાસે રચેલા **હીર**વિજય સ્તવન (જુઓ આ પુસ્તક પૃ. ૧૨૫) માંથી સ્પષ્ટ ટેકો મળે છે કે સુરતનાં નિઝામપુરામાં ઉપાધ્યાય **નેમિ**સાગરે 'હીરવિહાર' બંધાવવાનું મંડાણ કરાવ્યું, અને તે તૈયાર થયે સં. ૧૬૭૩ પોષ વદિ ૫ ગુરૂવારે પં. **લાભસાગરે** પ્રતિષ્ઠા કરીને 'હીરવિહાર' નામ સ્થાપ્યું. અને તેમાં હીરવિજયસૂરિની પાદુકા પ્રતિષ્ઠિત થઇ.

૨૨ **હીર**વિહારની કોરણી **રાણ**કપુરના પ્રસિદ્ધ મંદિરની યાદ આપે તેવી હતી. આ માટે **પરિખ ગોવિંદ લાલા**એ ખૂબ દ્રવ્ય ખર્ચ્યું અને શાહ **વસ્તુ**પાલ **સોમજી**એ આચાર્ય **હીર**વિજય અને **વિજય**સેન બંનેની પાદુકાની સ્થાપના કરાવી-સં. ૧૬૭૫ વૈ. શુ. ૮ રવિ. તેની પ્રતિષ્ઠા તપાગચ્છના ઉપાધ્યાય **રત્ન**ચંદ્રે (સુરત મંડણ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરનાર) કરી; શા **નાહ્ના**એ ઉલટથી વિત્ત વાવરી **વિદ્યા**સાગર, **ધર્મ**સાગર કે **લબ્ધિ**સાગર, વાચક **નેમિ**સાગરની એમ ત્રણ વધુ પાદુકાની સ્થાપના કરાવી ને તેની પ્રતિષ્ઠા સં. ૧૬૭૬ ના પોષની પૂર્ણિમાએ થઇ **દોસી ભીમે** ધન ખર્ચી બે જિનમૂર્ત્તિ અને એક ગુરૂપાદુકાની (નેમિસાગરની) સ્થાપના કરી અને એ ત્રણેની પ્રતિષ્ઠા **હીર**વિહારમાં સં. ૧૬૭૬ જ્યે. શુદ ૪

ગુરૂને દિને કરવામાં આવી. આ રીતે ઋષભાદિની સાત મૂર્તિ અને વાચકની ચાર મૂર્તિ હીરવિહારમાં સ્થપાઇ પ્રતિષ્ઠિત થઇ. આ વિહારની રચનામાં શાહ અમરસીની પૂરી મહેનત હતી. અત્યારે આની શી સ્થિતિ છે તે તેને શોધી જોઈ તપાસનાર કહી શકશે.

૨૩ ઉક્ત રત્નચંદ્ર ઉપાધ્યાય તે કૃપારસ કોશના કર્તા પ્રસિદ્ધ શાંતિચંદ્ર ઉપાધ્યાયના શિષ્ય હતા. તેમણે સુરતમાં મુનિસુંદર સૂરિકૃત અધ્યાત્મકલ્પદ્રુમ પર કલ્પલતા નામની સંસ્કૃત ટીકા સં. ૧૬૭૪ માં, સમ્યકત્વ સપ્તતિ પર સમ્યકત્વરત્નપ્રકાશ નામનો ગૂર્જરાતીમાં ગદ્ય બાલાવબોધ સં. ૧૬૭૬ ના પો. શુ. ૧૩ દિને અને સમ્યકત્વ પર સંગ્રામસૂરે કથા ગૂર્જરાતી પદ્યમાં સં. ૧૬૭૮ માં રચીને પૂર્ણ કરેલ છે. આ છેલ્લી કૃતિની તેમણે પોતાના હસ્તાક્ષરે દેવચંદ્ર ગણિના પઠનાર્થે સં. ૧૬૭૮ ના પો. શુ. ૨ બુધે લખીને પૂર્ણ કરેલી પ્રત બીકાનેરના જયચંદ્રજીના ભંડારમાં પોથી નં. ૬૮ માં વિદ્યમાન છે. આ ઉપરાંત સં. ૧૬૭૮ માં તે ઉપાધ્યાયે સુરતમંડન પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી છે કે જે અગાઉ નવમા પારામાં તે પ્રતિમાના લેખ સંબંધી લખતાં કહેવાઇ ગયું છે.

૨૪ સં. ૧૬૮૫ માં નાયલગચ્છના જ્ઞાનસાગરકૃત શ્રીપાલ રાસની ૧૬ પત્રની પ્રત સુરતમાં લખાઇ કે જે હાલ ખેડાના સંઘના ભંડારના દાબડા ૬ માં નં. ૫૪ તરીકે ઉપલબ્ધ છે. સં. ૧૬૮૭ માં તપાગચ્છનાયક વિજયદેવસૂરિ દક્ષિણ દેશમાં વિહાર કરવાની ઇચ્છાથી સુરતમાં પુનઃ સમહોત્સવ આવ્યા. ત્યાં મીરમોજત નામના નવાબની રાજસભામાં સાગર પાક્ષિકનાં કેટલાંક મંતવ્યો સંબંધી

વાદ થતાં તેનું નિરાકરણ કર્યું (મેઘવિજયજી કૃત તપાગચ્છ પટ્ટાવલીનું અનુસંધાન.)

૨૫ સં. ૧૬૮૯ માં પ્રસિદ્ધ ઉપાધ્યાય **વિજયવિજયજી**એ 'સૂર્યપુર ચૈત્ય પરિપાટી' ગૂ૦ પદ્યમાં રચી છે તેમાં ૧૪ કડી છે. પ્રથમની ૧૧ કડીમાં **સુરત**નાં અગ્યાર દેરાસરોનાં નામ આપ્યાં છેઃ- ૧ ઋષભદેવનું, ૨ **શાંતિનાથનું**, ૩ **ધર્મનાથનું**, ૪ **સુરત મંડણ પાર્શ્વનાથનું**, ૫ **સંભવનાથનું**, ૬ **ધર્મનાથનું બીજું**, ૭ **અભિનંદનનું**, ૮ **પાર્શ્વનાથનું બીજું** ઉંબરવાડામાં, ૯ **કુંથુનાથનું**, ૧૦ **અજિતનાથનું**, ૧૧ **ચિંતામણી પાર્શ્વનાથનું**. આ રીતે ૧૧ પ્રધાન જિનમંદિરો સુરતમાં હતાં એ તે શહેરના શ્રાવકોની વિપુલ સમૃદ્ધિ સૂચવે છે.

## ૫ વિક્રમ ૧૮ મું શતક.

### લોંકાગચ્છમાં જુદો પક્ષ કાઢનાર શ્રી લવજી.

૨૬ આ શતકના પ્રારંભમાં **સુરત**ના દશા શ્રીમાળી વણિક **લવજી**એ **લોંકા** સંપ્રદાયમાં દીક્ષા લીધી. ગુરૂને તજીને બીજા બે નામે ભાણોજી અને સુખોજીને લઇ ઉગ્ર શાસ્ત્રોક્ત ક્રિયા પાળી શકાય એમ બતાવવા જુદા પડ્યા. (સં. ૧૬૯૨ કે ૧૭૦૫). ખંડેર મકાન કે જેને ગૂજરાતમાં 'ઢુંઢ' કહે છે તેમાં વાસ કરતા રહ્યા તેથી (યા તો ઢૂંઢક એટલે શોધકના અર્થમાં) 'ઢુંઢીયા' કહેવાયા. લવજીનો શિષ્ય **સોમજી** નામનો **અમદાવાદ** કાલુપુરનો ઓશવાલ (દશા પોરવાડ) શ્રાવક દીક્ષા લઇ થયો તેણે સૂર્યની આતાપના બહુજ કરી. 'પ્રથમ સાધ **લવજી** ભયે, દ્વિતીય સોમ ગુરૂ

ભાય', એમ તેમનામાં બોલાય છે. એક ગૂજરાતવાસી (અમદાવાદ પાસેના સરખેજ ગામના) ધર્મદાસ છીપા (ભાવસાર) પોતાની મેળે-જાતે દીક્ષા લઈ મુખ ઉપર પટ્ટી બાંધી ઢુંઢીયાના સાધુ તરીકે બહાર પડયા-અમદાવાદમાં સં. ૧૭૧૬ માં. (આ માટે જુઓ આત્મારામજી કૃત 'જૈન તત્ત્વાદર્શ ૧૨ મો પરિચ્છેદ વિજયપ્રભસૂરિનો સમય તથા રા. હાલ સ્વ૦ વાડીલાલ કૃત "સાધુમાર્ગી જૈન ધર્માનુયાયીઓએ જાણવાજોગ કેટલીક ઐતિહાસિક નોંધ પૃ. ૮૪ થી ૯૦) આ આખો પારા મારા 'જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ' પારા નં. ૯૪૯ છે.

૨૭ ઉક્ત લવજી મુનિ સંબંધી લોંકાગચ્છની એક હસ્તલિખિત પટ્ટાવલી ૧૯ પત્રની મળી છે તેમાં જે જણાવ્યું છે તે અત્ર પ્રચલિત ભાષામાં પણ મૂળ પ્રમાણે નીચે મૂકવામાં આવે છે:—

"સં. ૧૭૦૫ નો માજમો-સમો આવ્યો ત્યારે સૂરત-નગરનો વાસી વોહરો વીરજી હાપા જ્ઞાતે દશા શ્રીમાલી લોંકામાહિ સાહુકાર કોડીધ્વજ હતો તેહની બેટી બાઈ ફુલ તેહના પુત્ર લવજી શાહને સિદ્ધાંત ભણાવવા માંડયાં, તે ઘણા સિદ્ધાંતમાં પારગામી થયા તેથી લહુજી-લવજી શાહનું ચિત્ત ઉદાસ-ઉદ્વિગ્ન દેખી વૈરાગ્યવંત જાણીને સિદ્ધાંત ભણાવતાં અટકાવ્યો, ત્યારે લવજી શાહજીએ એમ વિચાર્યું જે જતિએ ન ભણાવ્યા ત્યારે ઋષિ વરજાંગજી પાસે આવ્યા અને એમ કહ્યું 'સ્વામિ! અમ્હને ભણાવો ' ત્યારે ઋષિ વરજાંગ કહે 'તુમને ભણાવીએ અને વૈરાગ્ય ઉપજે તો દિક્ષા અમારી પાસે લેવી એવો કરાર કરે તો ભણાવીએ' ત્યારે લહુજી (લવજી) શાહ કહે 'સ્વામિ! હું દીક્ષા લેઇશ તો તુમ્હારી પાસે

લેઇશ.' આમ કરાર કરીને ભણાવવા માંડ્યો, ભણાવી સર્વ સિદ્ધાંતની વાચના દીધી. જુગતિ સહિત અર્થ ભણાવ્યાં પછી **કુંવરબાઇએ લુંકા** મહાજનને કહ્યું 'ઘણા ખબરદાર કર્યા. સિદ્ધાંતમાં ઘણા પ્રવીણ થયા તે જાણીને જતિને આદર સનમાન સહિત ઘણું દ્રવ્ય આપો' ત્યારે સાધુનો આચાર ગોચર માલમ પડવા માંડ્યો. પછી **લવજી** શાહાજીને વૈરાગ્ય ઉપન્યો, સાધુનો આચાર ગોચાર. હવડાં તો સાધુ મરજાદા લોપી વિચરે છે, વસ્ત્ર પાત્ર જ્યોતિષ નિમિત્ત ભાખે, વસ્ત્ર પાત્ર પોથી વેચીને પૈસા ટકા રાખે છે, તે વારે **વીરજી વોહરા** પાસે સંજમ લેવાની આજ્ઞા માગવાનો વિચાર કીધો, તે વારે **લહુજી** ભાવમુનિએ સાધુના આચાર ગોચાર તપાદિક પહેલાં શુદ્ધ હતા તે હમણાં નથી તે માટે સિદ્ધાંત ઉપયોગ દીધો, જે સાધુએ આચાર્ય, ઉપાધ્યાય આદિ બેઉની આજ્ઞાએ પ્રવર્ત્તવું જોઇએ, સાધ્વીને આચાર્ય, ઉપાધ્યાય, ગુરૂણી-(એ) ૩ ની આજ્ઞાએ અવર્ત્તવું જોઇએ; તે માટે (જ્યાં) સાધુપ્રવૃત્તિ જોઇએ ત્યાં હું જાઉં. ખબર મંગાવવી એ સૂત્રની રીત છે. **ખંભાયત, અમદાવાદ, પાટણ, બુરહાનપુર, સોરઠ, માલવો, મેવાડ, મારવાડ, દિલી, આગરા, લાહોર** સઘલેથી ખબર મંગાવી-તિહાં ગામ નગર દેશને વિષે કોઈ સાધુપણું નામ ન જાણે ૩, ૨, ૧ કોઇ ધરાવતો નથી તે માટે સઘલે એકજણે જાવા થયા, આચારગોચારે ઢીલા પડ્યા, મોકલા થયા, ત્યારે **લવજી** શાહે જમવાના વખતે **વીરજી વોહરાને** ઘણી પ્રરૂપણા કરી સંભલાવી, ત્યારે **વીરજી વોહરે** કહેવા લાગ્યો 'તુમ્હો **લુંકાના** ગચ્છમાંહિ દિક્ષા લ્યો તો આજ્ઞા આપૂં.' તે વારે **લહુજી** શાહે વિચાર્યું જે: 'હમણાં અવસર એહવોજ છે'—

એમ વિચારીને ઋષિ વ્રજાંગ પાસે આવ્યા. આવીને એમ કહ્યું 'સ્વામિ! મુઝને દીક્ષાનો ભાવ છે. તે માટે હું દીક્ષા લઉં તો મ્હારે તુમ્હારે બે વરસનો કરાર' તેની ચીઠી લખાવી લીધી ત્યારે લુંકાના જતિએ વિચાર્યું જે 'અમારામાં આવ્યા પછી ક્યાં જશે?' એમ કરાર કરીને પછી વોહરા વીરજી પાસે આવ્યા; ઉચ્છવ સહિત મોટે મંડાણે લહુજી શાહે રૂષિ વ્રજાંગ પાસે દીક્ષા લીધી, રૂષિ લહુજી થયા. ત્યાર પછી ઋષિ લહુજીએ રૂષિ વ્રજાંગ પાસે ઘણા સિદ્ધાંતના અર્થ ભણ્યા, સંસ્કૃત આદિ ભણી પંડિત થયા, ત્યાર પછી પોતાના ગુરૂને એકાંતે તેડી કહ્યું 'સ્વામિ! **दस अठाइ ठाणाइ** ઇત્યાદિક બે ગાથા કહી સાધુનો આચાર તો એ દીસે છે. જે રીતે સાધુનો આચાર કહ્યો છે તેમ હમણાં પળે છે કે નહિ?' ત્યારે રૂષિ વ્રજાંગજી બોલ્યા જે 'આજ પંચમ આરો છે.' ત્યારે રૂષિ લહુજીએ ૭૫ બોલો સિદ્ધાંત માંહિથી કાઢી દેખાડ્યા; આપણા ગચ્છની સમાચારીમાં આચારગોચરનો ફેરફાર ઘણો છે.' ત્યારે રૂષિ વ્રજાંગ બોલ્યા 'ધન્ય છે. જે જીવ વીતરાગના ન્યાય માર્ગે ચાલના હશે તેહને ધન્ય.' (લવજી રૂષિએ કહ્યુ). 'તે માટે લુંકાનો ગચ્છ વોસરાવીને નીકલો તો તુમે મ્હારા ગુરૂ; હું તુમારો શિષ્ય.' ત્યારે વ્રજાંગ રૂષિ કહે 'અમ્હાનાથી તો નિકલાય નહિ'. ત્યારે લહુજી રૂષિ જણ ત્રણ સંઘાતે લોંકાનો ગચ્છ વોસરાવીને નીકલ્યા. તેહનાં નામઃ રૂષિ લહુજી ૧, રૂષિશ્રી થોભણજી ૨, રૂષિ શ્રી સરવણજી ૩–એ ત્રણ સાધુ સૂરત બિંદરથી વિહાર કરીને ખંભાત બિંદરે આવ્યા.

૨૮. "પીઠ દરવાજે કપાસીની દુકાને ઉતર્યા–ત્યાં કાપાસીયાનો શેઠીયો સાંભળવા આવ્યો ત્યારે દશવૈકાલિકના ભિક્ખૂ અધ્યયનની

ગાથા કહી, તે સાંભળી વૈરાગ્ય પામ્યો 'ધન્ય છે સાધુનો અવતાર, એહવા સાધુ સ્વામિજી! આજ પણ હશે?' ત્યારે **લહુજી** રૂષિ બોલ્યા 'શેઠજી એહવા સાધુ હતા તે મોકલા થીયા, (બીજા) મોહ પાશ માયામાં બંધાણા, સાધુ હતા તે માટે માહરો મત વર્ત્તે છે. શેઠજી! તુમ્હારી સહાય હોય તો એહવું સાધુપણું અગિકાર કરો.' ત્યારે કપાસિયાનો શેઠિયો બોલ્યો 'સ્વામિ! અમ્હ થકી નીપજશે, તેમાં પાછી પાની નહિ કાઢું-કરૂં' તે સાંભળી **લહુજી** રૂષિ જંગલમાં ગયા, ત્યાં પૂર્વ સામા ઉભા રહી બે હાથ જોડી અરિહંત ને સિદ્ધને નમસ્કાર કરી પંચ મહાવ્રતનો ઉચ્ચાર કીધો, ત્રણે સાધુએ ફરી સંજમ લેઇ ચારિત્ર અંગિકાર કર્યો ત્યાર પછી **નારેસર** તળાવના માર્ગમાં પાણીનીક ખાલ હતી ત્યાં આજ્ઞા માંગી ઉતર્યા; પછી ઘણા બાઇ ભાઈ શહેરના, સાધુની ખબર પડી તે ધર્મકથા સાંભળવાને આવે ત્યાં બાઇઓ કેઇક પાણીનાં બેડાં સહિત ઉભી થકી સાંભળે, ત્યાં જિન માર્ગની રીત સમજવા લાગા, ત્યારે **લહુજી** અણગારની બાઇ ભાઈ ઘણી પ્રશંસા કરે. તે વાત **વીરજી વોરા** પાસે ચાલી ગઇ; (તે) સાંભળીને કોપાયમાન થયો 'મ્હારા ગચ્છમાં લહુજીએ ભેદ પાડ્યો?' તે માટે **સૂરત** થકી **ખંભાત**ના હાકેમ ઉપર કાગળ લખ્યો જે 'લહુજી સેવડેકું **ખંભાત**સેંતી નિકાલ દિજ્યો.' પછી હાકેમે **લહુજી** અણગારને તેડાવ્યો, તેને એકને એકાંતે બેસાડી મુકયા, ત્યાં બેઠા બેઠા સઝાય ધ્યાન કરવા લાગ્યા 'રે જીવ! તને અપૂર્વ લાભનું ઠેકાણું આવ્યું છે.' ત્યાં બેઠા થકા એક બે ત્રણ ઉપવાસ થયા ત્યારે દાસી(એ) જાતાં આવતાં દેખીને બેગમને અર્જી કરી 'એક સેવડેકુ નબાપે (નવાબે) રોકયા હે, સારા દિન પઢે હે,

ખાતા પીતા નહિ.' તે દાસીની વાત સાંભલીને બેગમ કોપાયમાન થઈ, પછી નવાબને બે હાથ જોડીને અર્જ કરી 'અબ તુમ્હારા ખાના ખરાબ હુવા, હજરતને ખુદાઈ ફકિરોંકે ઉપરે નજર ડાલી, ઉને કયા તુમ્હેરી તકસીર કોઈ ઇસ્યે નસપરી (?) ફકિરકુ રોક છોડા હૈ? દો દિન તીન દિન હુએ ખાના પીના નહિ, સારા દિન પઢ્યા કરતા હે સાહબસ્યુ ધ્યાન લગાયા હે, અબ તુમ્હારા ખાના ખરાબ હુઆ, ચાહો તો હો સાહબ તુમ્હને ફકિરા કરે; એહબા ઘાલિ સૂખ સાદી દોલત ચાહીએ તો સબી છોડ દો' એહવાં વચન સાંભળીને હાકેમ દિલગીર થયો. પછી હાકીમે આવી લહુજી અણગારને પગે લાગ્યો 'હે દેવાન સાહબ! એ મેરી તકસીર નહિ, મુઝકુ શેઠજીકા કહેણ આયા હે, મેરી તકસીર માફ કિજે; તુમ દુસરે ઠામે જાવ, મેં સાહિબકા ગુલામ હું. દુવા દિ દીજે.' એમ કહીને હાકેમ હાથ જોડીને પગે લાગ્યો. પછી લહુજી અણગાર વિહાર કરીને કલોદરે આવ્યા, ત્યારે ખંભાતના ભાઈભાઇ ઘણા એકઠા મલીને આવ્યા; વંદણા કરીને દરખિત થયા; ત્યારે લહુજી અણગારે ચિંતવ્યું 'જે ભગવતી સૂત્રમાં કહ્યું છે જે રાજાની નિશ્રાયે સંજમ પળે, ગાથાપતિની સેજાતર (શય્યાતર) ની, દોલાની ઇત્યાદિક નિશ્રાયે સંજમ પળે, તે માટે કોઇક મોટા કુલવાળા સમજે તો જિન-માર્ગની પ્રરૂપણા થાય, તે માટે કોઇક પુન્યવંત પુરૂષ સમજે તો જિન માર્ગનો ઘણો ઉદ્યોત થાય.' એવું વિચારીને અમદાવાદનો વિહાર કર્યો.

૨૯ "ત્યાં ઘણા લોક ઓસવાલ ઝવેરી સમઝયા; તેથી જિન માર્ગનો મહિમા ઘણો વધ્યો. તેવામાં વોરણો-વોરવા અમદાવાદમાં

ગોચરી કરતાં લુંકાનો ધર્મસિ જતિ મલ્યો. લહુજી અણગાર સંઘાતે કેટલીક આચારની વાત (સંબંધી) પડઉત્તર-પ્રશ્નોત્તર થયા ત્યારે લહુજી અણગારે લુંકાના જતિ ધર્મસિને ઉપદેશ દીધો 'તુમે આવા જાણપણાને પામ્યા છો તો ગચ્છમાં કાંઇ (શા માટે) પડી રહ્યા છો?' ત્યારે જતિ ધર્મસિ બોલ્યો 'અવસરે હોસે તે જણાશે.' પછી ત્યાં ઘણા લોક વૈરાગ્ય પામ્યા, જિન માર્ગ સાચો કરી જાણવા લાગ્યા, ત્યારે ગચ્છવાસીએ લહુજી અણગારને ઘણા ઉપસર્ગ કીધા. તે મહાપુરૂષે ખમ્યા. ત્યાં કાલની મર્યાદા પૂરી થઇ

૩૦ "પછી અમદાવાદથી સૂરત બંદર દિસનો-પ્રત્યે વિહાર કર્યો ઘણા ભવ્ય જીવને ગામ નગર વિષે સમઝાવતા વીતરાગની વાણીની ઘણી પ્રરૂપણા કરી. ત્યારે લુંકાની સામગ્રી (સમુદાય) વાળા લહુજી અણગારને ઉપસર્ગ દે તે શુભ પરિણામે ખમે; તે વખતે અમદાવાદવાળાએ વિચાર્યું જે 'પહેલાં અમદાવાદના શ્રાવકે **વીરજી** વોહરા ઉપર કાગલ લખ્યો હતો જે લહુજી અણગાર મહા પુરૂષે સુરતનો વિહાર કર્યો છે, ઘણા ઉત્તમ પ્રાણી છે, ઘણા તરણ તારણ સાધુ છે, તે માટે એહવા સાધુને નિર્દોષ વસ્ત્ર પાત્ર સ્થાનક આહાર પાણીની સાર સંભાલ કરજો, તેથી મહા કર્મની નિર્જરા થશે. ઘણા ગુણવંત છે. તીર્થંકર નામ ગોત્ર બાંધવાનું ઠેકાણું છે, તે માટે શેઠજી તો ઘણા જિનમાર્ગના જાણ છો, ઘણા ડાહ્યા છો, અમારા સિરદાર છો, નાયક છો તે માટે લહુજી અણગાર આવ્યા હોય તો અમારી વતી ૧૦૮ વાર વંદના કરજો પછી અમદાવાદની વિનતિ કરજો, કે મહા પુરૂષ! તુમ્હ વિના શ્રાવક રૂપ વાડી સૂકાય છે,

'ઘણો શો કહીએ?' ત્યાર પછી થોડાક દિનને આંતરે **સુરત** બંદરે આવ્યા, સ્થાનકની આજ્ઞા માગી ઉતર્યા.

૩૧ "પહેલાં ગોચરી **વીરજી** વોહરાને ઘેર ગયા, ત્યારે **વીરજી** વોહરો બોલ્યો, 'લહુજી! સારી-બધી વાટ આમ પૂંજતો પૂંજતો આવ્યો?' ત્યાં લવજી અણગાર બોલ્યા 'શેઠજી! બાહેર આંખથી નજરનું બલ પોંચે છે (તેટલું) જોઇને ચાલું છું, ઘરમાંહિ હાંકેલ તેમાં નજરનું બલ પહોંચતું નથી તો તે માટે પુંજીને ચાલું છું.' (વીરજીએ કહ્યું) 'જાઓ ઘરમાં આહારપાણી વહોરો.'

૩૨ "તે સમયે ચોમાસું પૂરૂં થયું. ઘણા ધનિક બાઈ ભાઇ ધર્મ સાંભલવા લાગ્યા. ઘણા લોક સમજવાંનને સમજાવીને પછી વિહાર કર્યો. ગામ નગર વિચરતાં ખંભાત આવ્યા. માસકલ્પ કરીને પછી અમદાવાદનો વિહાર કર્યો. ત્યાં અમદાવાદના લોક ઘણા સાંભળવા આવ્યા. તેને ટાણે ધર્મસિં અમિપાલજી પ્રમુખ ઘણા જતિ કુંવરજીના ગચ્છ થકી ફરી સંજમ લેઇ નીકલ્યા. ધર્મસિં રૂષિ (એ) જુદે સ્થાનકે પ્રરૂપણા કરવા માંડી ત્યારે લોકમાં ભિનતા પડવા માંડી; ત્યારે લહુજી અણગાર ધર્મસિં રૂષિને સ્થાનકે ચાલીને ગયા, જઇને કહ્યું 'આપણે બેઉ એકઠા વિચરીએ' ત્યારે અમિપાલજી બોલ્યા 'ઘણું રૂડું વિચાર્યું.' ત્યાં ધર્મસિં રૂષિ પગે લાગ્યા નહિ; તેવારે લહુજી અણગારે વિચાર્યું 'હજી ગચ્છવાસિની પુનાઇ દિસે છે,' પછી પોતાને સ્થાનકે (તે) આવ્યા. લવજી અણગાર પાસે, (અને) ધર્મસિં રખ પાસે, જઇ 'તુહ્મારે માહો માંહી શો ફેર છે?' (એમ પૂછતાં) ધર્મસિં રખ બોલ્યા 'એ ને અમ્હે એકજ છીએ' (પણ) લોકમાં વિરોધ પડવા માંડ્યો, પછી કેટલાંક દહાડે ફરીને ગયા, જઇને

શ્રીપાલજીને કહ્યું 'તુમે કહો તો હું પગે લાગું, ધર્મસી રખ ઘણું ભણનાર છે.' ત્યારે અમીપાલજી બોલ્યા 'સ્વામિ! ધર્મસિ રખ કરતાં હું ઘણું ભણનાર છું. ૪૦ હજાર ગ્રંથ માહરે મોઢે છે તે માટે ભણનાર જાણીને પગે લાગો તો માહરા પગે લાગો, પણ જિન માર્ગની રીતિ નહિ રહે.' તે ધર્મસિ રખ હઇયા માંહિ સમજ્યા. સમજીને કુબુદ્ધિ કેલવી ધર્મસિ પોતાના જતિ પ્રત્યે કહેવા લાગ્યા 'પોથી તો પરિગ્રહમાં ઠરે છે, તે માટે પોથી વોસરાવીને ફરી સંજમ લે.' તો તેવારે જતિ ભેલા હતા તેણે હા ભણી. પછી પોથી વોસરાવી, ફરી સંજમ લીધો. તે વારે ધર્મસિ ઋષિ લવજી રખને કહેવા લાગ્યા 'આજતો પોથી સહિત મહાવ્રત ઠરે નહિ, તે માટે અમે તો પોથી વોસરાવી ફરી સંજમ લીધો, તમે પણ પોથી વોસરાવી દ્યો' તે લવજી મુનિ બોલ્યા 'અમારે તો પોથીનો આધાર છે, પાનાં વેચીને ખાંવા નથી, કે પરિગ્રહમાં ઠરશે. તમારી વાત તમે જાણો' એમ કહીને જુદી જુદી પ્રરૂપણા કરવા માંડી. પછી લવજી અણગારે વિચાર્યું જે 'આ વિનયમૂલ માર્ગ અનંતા તીર્થંકરનો, તે ભાંજવાને કામી થયો.' ત્યાંથી લવજી અણગારે વિહાર કર્યો. કેટલેક કાળે વળી ત્યાં આવ્યા.

૩૩ '**અમદાવાદ** નગરે કાલુપરાના વાસી જ્ઞાતે **વીસા પોરવાડ** ઉમર વરસ ૨૩ કેટલોક કાળ શ્રાવકપણું પાળીને રખ **લવજી** પાસે દીક્ષા લીધી રખ **સોમજી** થયા. લોકમાં જસ ઘણો વ્યાપ્યો ત્યારે ધર્મસિ રખ પાસે બીજા લોક ચર્ચા કરવાને આવે ત્યારે કંઇ જવાબ દે નહિ, સિદ્ધાંતના પાઠ કહે તોપણ માને નહિ. અમને સિદ્ધાંતના પાઠ બતાવો તો માનીએ. ધર્મસિ

રૂખના સાધુને પોતાને સઝાય પણ અટકી. મોઢેથી વિસરી જવા માંડયું પોથી વિના સિદ્ધાંતો લાગ્યા. શિષ્યને કહ્યું 'આપણે પોથી લઇએ' સોમજી રૂખને પૂછયું ને ત્યારે શિષ્ય બોલ્યો 'સ્વામી! આપણે પોથી મૂકી ત્યારે તેને કહ્યું હતું, હમણાં તેને મોટાઇ દીઓ છો, લેવી હોય તો આપણી મેળે લીઓ.' પોથી જાંચી (?) લીધી, પછી લવજી અણગારને માલૂમ પડયું "તિખુત્તો જે વંદણાની ખાતર એટલી કળવકળ કરે છે. ભણ્યો ખરો પણ જાણ્યું કાચું છે, અહિંથી વિહાર કરું જુદી પ્રરૂપણાએ લોક સમઝતા નથી.'

૩૪ "ત્યાંથી વિહાર કર્યો. ઘણાં ગામ નગરને વિષે ઘણા ભવ્ય જીવને ધર્મ સમજાવતા લવજી અણગાર બુરહાનપુર આવ્યા. ઘણા બાઇ ભાઇ સાંભળવાને આવે, ઘણો જિન માર્ગનો ઉદ્યોત થયો, ઘણા લોક સમઝયા ને લુંકાની માન્યતા પાતલી પડી. લુંકાના જતિને દ્વેષ પડિવજ્યો–પ્રાપ્ત થયો. પછી માસ કલ્પ પૂરો થયો ત્યારે કુંદલપુરે આવ્યા. ઘણા લોક શહેરનાં ગાડાં જોડીને સાંભળવા આવે, તે વાતને જતિએ જાણી ત્યારે વિચાર્યું જે એ આપણી માન્યતા ઘટાડશે. પછી લુંકાના જતિએ વિષ ઘાલીને લાડુ કીધો કરીને કુંદલપુરામાં રંગારીને આપ્યો. આપીને એમ કહ્યું "બાઇ! અમ્હારા હાથનો લીયે નહિ, અમ્હારે એ મહાપુરૂષનો તો જોગ કિહાં મલે? તે માટે કાલે છઠ પારણું છે તુમ્હારા આંગણા આગલ થઇને નિકલશે તે વારે તુમે એમ કહેજો 'મહા પુરૂષ! લાહાણાનો આવ્યો છે, અમે ન ખાધો તુમને આપું તેમાં કાંઇ દોષ છે? એ નફાનું કારણ છે." એમ કહી વોહરાવ્યો તે વારે થાનકે આવીને છઠનું પારણું કર્યું. થોડી વારે કિલામણા થઇ, તે વારે સોમજી અણગારને

કહ્યું 'મુઝને કિલામણા ઘણી થાય છે.' એમ કહીને સૂતા, પછી થોડીકવાર ઉઠીને એમ કહ્યું 'એણી વેલા મુઝને આઉખાનો વિશ્વાસ નથી.' એમ કહીને સાગારી સંથારો કીધો, પછી દેવલોકે ગયા. ત્યારે ઇંદલપુરીના શ્રાવકે શહેરમાં જણાવ્યું. શહેરના શ્રાવકો આવ્યા, દેખે તો આઉખાની સ્થિતિ પુરી થઇ. **સોમજી** અણગાર પ્રત્યે હકીકત પૂછી. તેમણે અમુક બાઇને ત્યાંથી અહારની વિધિ કહી. શ્રાવકે તે બાઇને પૂછ્યું, તે રંગારી સાચું બોલી જે 'મુઝને લુંકાના જતિએ લાડુ આપ્યા, જે વિધિ કહી તે રીતે મેં વહોરાવ્યો.' આ વાત સાંભળીને શ્રાવક શ્રાવિકા કોપાયમાન થયા. હવે ગમે તે ઉપાય કરીએ તો પણ સ્વામી પાછા આવે નહિ, તે માટે સમતા રાખો. ધર્મી છે તે તરશે. થોડા દિને રંગારીને ગલતો કોઢ ઉપજ્યો. પછી **સોમજી** અણગાર માસકલ્પ પૂરો કરીને શહેરમાં ચોમાસું આવ્યા, જિનમાર્ગનો ઘણો ઉદ્યોત થયો. ત્યાં ઘણા બાઇ ભાઇએ વ્રત આદર્યાં, સમકિત પામ્યા, વીતરાગના માર્ગનો મહિમા વધ્યો. બુરાનપુરથી ચોમાસું પુરૂં કરીને વિહાર કર્યો.

૩૫ "એકદા **સોમજી** અણગારે એવો વિચાર કર્યો કે **લવજી** ઋષિ વડા હતા અને **ધર્મસી** ઋષિ નાના હતા. **લવજી** મુનિને વંદણા ન કરી. વિનયમૂલ ધર્મ છે તો હું જઇને **ધર્મસી** ઋષિને પગે લાગું એ વિનય છે.

૩૬ "ત્યાર પહેલાં **અમદાવાદ**થી **લવજી** ઋષિએ વિહાર કર્યો હતો ને **લવજી**ની શોભા ઘણી વધી હતી ને **ધર્મસી** ઋષિએ ભણવાને અહંકારે જિનમાર્ગ વિરૂદ્ધ પ્રરૂપણા કરી હતી કે જે જીવ માર્યો મરે

નહી તે સમદષ્ટિ, એમ જે કહે જીવમાર્યો મરે' (તે મિથ્યાદષ્ટિ), કુસાધુપણું, સાધુપણું. સામાયિક આઠ ભાગે નીપજે તે સમકિતદષ્ટિ, જે એમ કહે 'સામાયિક આઠ ભાગે ન નિપજે તે મિથ્યાદષ્ટિ ઇત્યાદિક સિધ્ધાંતની રીત મૂકીને પોતાની મેળે ટોળું જુદું પાડવાને વિપરીત પ્રરૂપણા કરી પોતાની પરખદા કાઢી-મોટી કરી.

૩૭ "પછી કેટલેક કાળે-વરસને આંતરે, સોમજી અણગાર વિહાર કરીને અમદાવાદમાં ધર્મસી રખને સ્થાનકે આગ્ના માગીને ભેળા ઉતર્યા. ધર્મસી ઋષિને વંદણા નમસ્કાર કરી શાતા પુછે, સેવા ભક્તિ કરવા લાગ્યા ત્યારે ધર્મસી ઋષિ કહે, 'આપણે આહારપાણી ભેળાં કરીએ,' ત્યારે સોમજી અણગાર કહે 'અમ્હે કાંઇક વસ્તુ સાંભળીને શંકા ઉપની છે તે પુછીને આપણે બંને આહારપાણી ભેળાં કરીશું'" પછી આહારપાણી આપ આપણી મેળે લાવીને રાખ્યાં, ત્યારે સોમજી અણગાર આવ્યાની ખબર સાંભળીને શ્રાવક શ્રાવિકા વંદણા કરવા આવ્યા. વંદણા કરીને સેવા ભક્તિ કરવા લાગ્યા. ઘણા શ્રાવકોએ એકઠા મળીને આઉખા કર્મ આશ્રી ચર્ચા કાઢી, ત્યાં સોમજી અણગારે ભગવતી સુત્રના ૭૨ આલાવા હતા તે કાઢીને આઉખા કર્મઆશ્રી દેખાડયા. વળી સમવાયાંગ સુત્રમાં આઉખા કર્મની આંકરેખા દેખાડી. વળી પ્રનવણા સુત્રમાં આઉખા કર્મનું રહસ્ય જેમ હતું તેમ દેખાડયું. અંતગડ સુત્રમાં આઉખા કર્મની સ્થિતિ ભેદીને કાળ કરશે ઈત્યાદિક ઘણા પાઠ સુત્રના દેખાડયા, ત્યારે શ્રાવકની શંકા ભાંગી. વળી સામાયિક આશ્રી ચર્ચા કાઢી, ત્યાં ભગવતી સુત્રમાં ૪૯ ભાગામાં ૨૩ મે આંકે સામાયિકનું સ્વરૂપ દેખાડયું. બે કરણ મણ:યોગ કરી શ્રાવકના અતિત કાળે અનંતા તીર્થંકરે દેખાડયાં છે,

વર્તમાનકાળે સંખ્યાતા દેખાડે છે, આગમે કાલે અનંતા તિર્થંકર દેખાડશે. એ કરણથી વધે નહિ, ત્રણ યોગથી યોગ વધે નહિ, એ વિવાદસૂત્ર કહ્યો. ૭ ભાંગે સામાયિક કરીને તીર્થંકરની આજ્ઞા-આરાધક અનંતા થયા છે, થાય છે, થશે. આઠ ભાંગે સામાયિક કરવો એ નિન્હવનું વચન છે. આઠ ભાંગે સામાયિક કરીને અનંતા નિગોદમાં રૂળ્યા, સંખ્યાતા રૂળે છે, અનંતા રૂળે છે, એ અનાહુત વચન અજ્ઞતાપણા માટે શ્રાવક શ્રાવિકા શંકામાં પડયાં, પછી બીજે દિને આવ્યા ને ધર્મસી ઋષિને કહે 'ભગવંત શ્રી મહાવીર દેવને એક લાખ ને ઓગણસાઠ હજાર શ્રાવક થયા તે મધ્યે કોઇ શ્રાવકે આઠ ભાંગે સામાયિક કરી એવો પાઠ અમને કાઢી દેખાડો. વળી આલંભીયા નગરીના, તુંગીયા નગરીના, શ્રાવસ્તિ નગરીના એ આદિ ઘણા શ્રાવક એકઠા મળીને આઠ ભાંગે પોસા સામાયિક કર્યાં હોઇ તે પાઠ કાઢીને દેખાડો, આનંદાદિ દશ શ્રાવકને ભગવંતે ઉપદેશ દીધો હોઇ તે માટે અમ્હને (પાઠ) કાઢીને બતાવો.' ધર્મસી ઋષિ શોચમાં પડયા, પછી તેનો શિષ્ય શ્રાવક પ્રત્યે બોલ્યો 'તમે કાચો પાણી પી જાણો, સ્ત્રીના વય ભોગ જાણો, તમે સિદ્ધાંતની વાત જાણો નહિ. ગુરૂની આશાતનાથી બીતા નથી? ગુરૂ કહે તે રૂડું જ કહેશે, એમ વિચારો જે આ પૂજ્ય ઘણા (મોટા) પંડિત છે.' પછી શ્રાવકે જાણ્યું જે કુહાડાને હાથો મળ્યો છે. શ્રાવક વંદણા મૂકીને ઉઠયા. વળી ધર્મસી ઋષિ કહે 'આહાર પાણી ભેળાં કરીએ.' ત્યારે સોમજી અણગાર કહે 'અમ્હારે કોઇ વસ્તુ પૂછવી છે' ત્યારે ધર્મસી ઋષિનો શિષ્ય બોલ્યો 'સ્વામી! પૂછવું હોય તો હમણાં જ પૂછો.' ત્યારે સોમજી અણગાર કહે 'આપણે ૩૨ સૂત્ર ૪૫ આગમની સ્થાપના, તેમાંથી એવો પાઠ કાઢી આપો કે

(૧) આઉખું ઘટયું ન માને તે સમદ્રષ્ટિ, ઘટયું માને તે મિથ્યાદ્રષ્ટિ. (૨) સામાયિક આઠ ભાંગે માને તે સમદ્રષ્ટિ. છ ભાંગે માને તે મિથ્યાદ્રષ્ટિ.' ત્યારે અમીપાલજી બોલ્યા 'એ પાઠ સિદ્ધાંતમાં કોઇ નથી.' ત્યારે સોમજી અણગાર કહે 'દોષ ઠેરાવો.' ત્યારે ધર્મસી ઋષિ વિચારમાં પડયા 'જો દોષ ઠરાવું તો પ્રાયશ્ચિતમાં સંજમ તણાઈ જાય છે. લોકમાં અપકીર્તિ થશે,' તે માટે વિચારી રહ્યા પછી ઘણી રાત સુધી ચર્ચાવાત થઇ, પછી પ્રભાતે પડિલેહણ કરી (કર્મ બાંધી?) સોમજી અણગાર કહે 'એટલો ઉદ્યમ કર્યો, સંવર્ણું પાળી (સંઘ લોપી) મેં તમને વંદના કરી, તે મારી નિરર્થક ગઇ.'

૩૮ "અમીપાલજી, શ્રીપાલજી માંહોમાંહે વિચાર કરીને ધર્મસી ઋષિને કહ્યું "સ્વામી! એક વચન અમે માગીએ તે આપો તો સોમજી અણગારને તેડી લાવીએ.' ત્યારે ધર્મસી ઋષિ બોલ્યા 'શું કહો છો?' પછી અમીપાલજી બોલ્યા 'સ્વામી! સોમજી અણગારે કહ્યું છે તેવો પાઠ સિદ્ધાંતમાં એક પણ ન મળ્યો તે માટે તમે અતીત કાલની પ્રરૂપણાનો મિચ્છામિ દુક્કડ દ્યો. હવેથી એવી પ્રરૂપણા કરવી નહિ. એટલું મને કહો તો હું સોમજી અણગારને તેડી લાવું. તમારી શોભા થશે.' ધર્મસી ઋષિ બોલ્યા 'એવો મુરખ કોણ હશે, થુંકીને પાછું ગળશે?' ત્યારે અમીપાલજી, શ્રીપાલજી હૈયામાં સમજ્યા. પછી ધર્મસી ઋષિને વોસરાવીને સોમજી અણગાર પાસે આવ્યા, વંદણા કરી કહેવા લાગ્યા 'સ્વામી! અમે ધર્મસી ઋષિનો સંઘાડો વોસરાવ્યો' ત્યારે સોમજી અણગાર કહે 'ભલું તમને જાણપણું લાધ્યું, કે તમે ખોટી વસ્તુ છાંડી વેગળા થયા.' ત્યારે અમીપાલ શ્રીપાલ કહેવા લાગ્યા 'તમે અમારા ગુરૂ.' સોમજી અણગાર બોલ્યા

'એ જિનમાર્ગની રીતિ છે. અમીપાલજી શ્રીપાલજી આવ્યા ત્યારે ઘણા શ્રાવક શ્રાવિકા ધર્મસી ઋષિની શ્રદ્ધા ખોટી જાણી તેનો ઘણો અપજશ થયો. 'શ્રાવક શ્રાવિકામાં કુટાકુટ થઇ, ત્યારે ગુજરાતી લોક લીધો બોલ મુકે નહિ કે અમારે ગુરૂ કહે તે ખરૂં.

૩૯ 'વળી કુંવરજીના ગચ્છથી નીકળેલા ઋષિ પેમજી, ઋષિ લઘુ હરજી, ઋષિ વડો હરજી એ ધર્મસી ઋષિના ગુરૂભાઇ, ધર્મસી ઋષિને મૂકીને ફરી સંજમ લઇને સોમજી અણગારને અંગિકાર કરી વિચર્યા. વળી જીવોજી મારવાડમાં નાગોરી લુંકાના ગચ્છને વોસરાવીને ફરી સંજમ લઇ સોમજી ઋષિની આજ્ઞાએ પ્રવર્ત્યા. વળી મારવાડમાં મેડતાથી લાલચંદજીએ જીવાજી પાસે સંજમ લીધે; તે જ્ઞાતે વીસા પોરવાડ લાલચંદજી ભણી ગણીને પ્રવીણ થયા, પછી જીવાજીએ કહ્યું 'તમે ગુજરાતમાં જાઓ તે સોમજી ઋષિની આજ્ઞા માગી લાવો' ત્યારે લાલચંદજી સાધુ સંઘાતે વિહાર કર્યો, સોમજી અણગારને આવીને વંદણા કરી વિચર્યા.

૪૦ 'ત્યાર પછી હરીદાસજી લાહોરમાં ઉનરાથી લુંકાનો ગચ્છ વોસરાવી નીકળ્યા, ફરી દીક્ષા લીધી, ખબર પડી કે ગુજરાતમાં સાધુ પ્રવર્ત્તે છે તે માટે 'હું જઇને તે મહાપુરૂષની આજ્ઞામાં પ્રવર્તુ એ જિન માર્ગની રીત છે" એમ કહીને તેણે ગુજરાતનો વિહાર કર્યો. તે પહેલાં ધર્મસી ઋષિના સ્થાનકે આવી ઉતર્યા, કેટલાક દિન રહ્યા પછી સોમજી અણગારના સ્થાનકે આવી ઉતર્યા. ત્યારે લોકે વિચાર કર્યો જે હરિદાસજી પૂજ્ય પ્રશ્ને પૂરા છે, વ્યાકરણમાં જાણ છે, સિદ્ધાંતના પારગામી છે, વૃત્તિ ટીકા ભાષ્ય ચૂર્ણિ નિર્યુક્તિના

જાણ છે, એ પારખું કરશે તે આપણે કબૂલ, પછી માંહોમાંહી બંનેના (ધર્મસી તથા સોમજીના) આચાર ગોચરની પરીક્ષા કરીને કહેવા લાગ્યા 'તુમ્હે ગચ્છ છાંડયો, પણ ગચ્છ છાંડયો નથી. હુરદાસ કહે 'તુમ્હે ત્રણ પાત્રાંનાં ત્રણ ઢાંકણાં લાકડાનાં રાખો છો એ માયાનો સ્થાનક એવો છે'–ઇત્યાદિક ઘણા બોલોનો આચાર ગોચાર દેખાડીને ધર્મસી ઋષિને વોસરાવીને સોમજી અણગારની આજ્ઞા અંગીકાર કરી 'સ્વામી! તુમ્હે મારા ગુરૂ છો, હું તમારો શિષ્ય' એમ કરી વિચર્યા.

૪૧ "પછી ધર્મસી રૂષિનો શ્રાવક શ્રાવિકામાં અપજશ થયો. હુરદાસજી પૂજ્ય સરીખા કોઈ ભણનાર નથી, એવા ગુણવંત પુરૂષ છાંડી ગયા તો કાંઇક અવગુણ ભર્યો છે. ધર્મસી ઋષિની પ્રરૂપણા છે કે સાધુને લેખવા નહિ. લુંકા ગચ્છમાંથી ઘણા શ્રાવક શ્રાવિકા સોમજી અણગાર માંહિ જિનમાર્ગમાં ભળ્યા. જેનો પૂજ (પૂજ્ય) હવે ચાલે."

૪૨ "ગોધાજી ગચ્છ છાંડી ફરીથી સંજમ લીધો, તે પણ સોમજી અણુગારની આજ્ઞામાં પ્રવર્તવા લાગ્યા ને નમસ્કાર કરી સેવા-ભક્તિ કરવા લાગ્યા. આજ મોટી જાત્રા થઈ. આહારપાણી ભેગાં કર્યાં. આજ્ઞા લઇને વિહાર કર્યો. તથા અમીપાલ, શ્રીપાલ અને સોમજી અણગાર, અને ધર્મસી રૂષિ દરીયાપરીતી વચ્ચે વિવાદ લક્ષી પુસ્તકનો મોટો વિખવાદ થયો. હવે ત્રણ મુનિ અમીપાલજી શ્રીપાલજી અને સોમજીએ દિલ્હી આગ્રાનો વિહાર કર્યો.

૪૩ "હવે ૧ ગિરધરજી અને ૨ માણેકચંદજીએ બેઉ કૈટાબંધ એક પાત્રીમાંથી નિકળ્યા. પોતાની મેળે સંજમ લઇને પ્રવર્તવા

લાગ્યા. **ગિરધરજી** રૂષિ પણ **સોમજી** અણગારની પાસે આવી ઘણા સિદ્ધાંત ભણ્યા. વ્યાકરણ સાધીને આજ્ઞા લઇને વિહાર કર્યો. કાહા (કાન્હ)જી ઋષિને **માણેકચંદજી** મળ્યા ને આહાર પાણી ભેળાં કર્યાં. આજ્ઞા એ વિનયની રીતિ મૂલ જિન માર્ગ છે. વિચારો, એ સૂત્રની રીતિ છે." (પટ્ટાવલી સંપૂર્ણ)

૪૪ આ ઉપરથી સુરતના વાસી દશા શ્રીમાળી વણિક શ્રાવક **લવજી**એ સંયમ લઈ ઋષિ તરીકેનું પાળેલું ચરિત્ર અદ્ભુત જણાશે. લોંકા પક્ષથી જુદા પડી જુદો ચીલો પોતે કાઢયો હતો. વીતરાગ માર્ગની સમાચારી, સાધુના આચાર વિચાર, સિદ્ધાંતમાં લખેલી વસમી ક્રિયા અને દુષ્કર ચારિત્રની શ્રેણી, વિનયમૂલ ધર્મ વગેરેથી આકર્પાઈ પોતે તેને પ્રચલિત માર્ગમાં ન જોતાં તેથી જુદી પ્રરૂપણા કરી, તેવી ક્રિયા પાળવા પ્રયાસ કર્યો, ઉપસર્ગ સહન કર્યા. આથી તેનો પરિવાર ટુંકો હતો તે તેમના દેહાવસાન પછી વધ્યો.

૪૫ સ્વ૦ **વાડીલાલ મોતીલાલ શાહ** સને ૧૯૦૯ માં પોતે પ્રકટ કરેલી 'શ્રી સાધુ માર્ગી જૈન ધર્માનુયાયીઓએ જાણવાજોગ કેટલીક ઐતિહાસિક નોંધ' માં પૃ. ૮૪ થી જણાવે છે કે 'સં. ૧૬૮૫ માં શ્રીમાન્ ધર્મસિંહ સુધારક તરીકે બહાર પડયા અને ૧૬૯૨ માં શ્રીમાન્ લવજી બહાર પડયા.' પછી તે સામાન્ય રીતે ઉપરની પટ્ટાવલી પ્રમાણે લગભગ તેમનું ચરિત્ર ટુંકમાં આપે છે. ફેર કેટલાક છે, અને બીજી કેટલીક વાતો આપી છે તે સરખાવી લેવી. શ્રી લવજીને થયેલ વિષપ્રયોગ સંબંધી કહે છે કે 'કોઇ યતિની ખટપટથી એક રંગરેજના હાથે વિષમિશ્રીત લાડુ ત્હેમને વહોરાવરાવી જીવ

લેવામાં આવ્યો. આ વાતની સર્વને માલુમ થતાં યતીઓના આચાર પરથી ત્હેમના સારા સારા ભક્તોની પણ શ્રદ્ધા ઉડી ગઇ અને ઉલટા તેઓ, સાધુમાર્ગી બન્યા.' જ્યારે છેવટે એમ લખેલ છે કે 'દરિયાપુરી સમુદાયની એક પટાવળી એમ કહે છે કે શ્રીમાન્ લવજી ઋષિ શ્રીમાન ધર્મસિંહજીને અમદાવાદમાં મળ્યા હતા. છ કોટી આઠ કોટી સામાયિકના સંબંધમાં આયુષ્ય તુટવાની માન્યતામાં એમ કેટલીક બાબતોમાં બન્નેના વિચારો જુદા પડવાથી તેઓ ભેગા રહી શક્યા નહિ.' તેમાં જણાવ્યા પ્રમાણે શ્રી. લવજીના શિષ્ય સોમજી ઋષિના શિષ્ય કહાનજી ઋષિના નામનો સમુદાય હાલ દક્ષિણમાં પ્રવર્ત્તે છે. દક્ષિણ હૈદ્રાબાદમાં વિચરતા અમોલખ ઋષિ (કે જે હમણાં સ્વર્ગસ્થ થયા) તે સમુદાયના છે. આમ લોંકા ગચ્છથી જુદો પડી જુદો ફાંટો-સમુદાય જેનાથી થયો તે લવજી ઋષિ સુરતના હતા એથી તેના સંબંધી વિસ્તારથી અત્ર કહેવામાં આવ્યું છે.

૪૬ ધર્મનું એક બંધારણ નહિ, તેમાં અગ્રણી એકની આજ્ઞાપાલકે વર્તવાનો નિયમ નહિ, એક મંડળીના અવિભાજ્ય અંગ તરીકે (team-spirit થી) રહેવાની સંપ્રવૃત્તિ નહિ, મતભેદ તદ્દન નજીવા. છતાં અહમેવ સ્થાપવાની મમત્વ બુદ્ધિ અને એકલવિહારીપણું કે બે ત્રણ સાથે જુદા થઇ ચાલી નીકળવું વગેરે કારણોથી ધર્મમાં અસંખ્ય ફાંટા, સંઘાડા, પક્ષો, સમુદાયો પડી ગયા અને ધર્મ છિન્નભિન્ન થતો ગયો એ આખા ઇતિહાસની ખ્યાતિદાયક સ્થિતિ તરી આવે છે.

## ૬ વિક્રમ ૧૮ મું શતક. (ચાલુ)

૪૭ સં. ૧૭૦૫ માગશર વદ ૨ દિને શ્રાવિકા પ્રેમલદે પઠનાર્થે **શ્રીવિજય** ગણિ શિષ્ય મેરુવિજયે **સૂરત** બંદરમાં **નવતત્ત્વ** પર સ્તબક લખ્યો (જૈ. સં. જ્ઞાન ભં. રાધનપુર), ૧૭૦૬ જેઠ ૧૩ દિને મહોપાધ્યાય દેવવિજય ગણિ શિષ્ય દયાવિજય ગણિએ **સૂર્યપુરમાં** મુનિ જયવિજયના પઠનાર્થે **ચંપકશ્રેષ્ઠિ** કથા લખી (વિ. દા. સૂ. સં. શા. સં. છાણી) સં. ૧૭૦૭ પોશ શુદિ ૨ દિને પં. **વીરસાગરગણિ** શિષ્ય પં. **સૌભાગ્યસાગરગણિ** શિ. કમલસાગરગણીએ **આરાધનાના** બાલાવબોધની ૧૦ પત્રની પ્રત લખી તથા આષાઢ સુદી ૧૦ દિને 'સૂરતિ બંદરે' ઉપાધ્યાય જયસુંદર શિષ્ય પં. રત્નવિજયે સ્વયમેવ વાંચનાર્થે ૧૮ પત્રની **જિનરાજસૂરિકૃત** ગૂજરાતી ભાષાકાવ્ય નામે **શાલિભદ્રરાસની** પ્રતિ લખી (રા. ગો. ના. ગાંધી પાસે. જૂઓ છપાતા **જૈન** ગૂર્જર કવિઓ ભાગ ૩ પૃ. ૯૮૫)

૪૮ સં. ૧૭૧૦ માં **તપાગચ્છના** **વિજયદેવસૂરિએ** **ગંધારમાં** સૂરિપદે **વિજયપ્રભને** સ્થાપ્યા પછી તેજ વર્ષમાં **સુરતમાં** ચોમાસું કર્યું.

૪૯ સં. ૧૭૧૫ ના માગશર શુદ ૧૧ ગુરૂવારે શ્રી **સુરતિ** બંદિર વાસ્તવ્ય સા. **મેવજી** ભાર્યા શ્રાવિકા **ગોરબાઇ** તત્ પુત્રી શ્રાવિકા **વીરબાઇએ** શ્રી ઉત્તરાધ્યયન સૂત્ર (નિર્યુક્તિ સહિત) 'જ્ઞાનહેતિં વહિરાવ્યું' (શાંતિનાથજી જ્ઞાન ભં. ખંભાત.)

૫૦ તપાગચ્છનાયક **વિજયદેવસૂરિ** (સ્વ૦ ૧૭૧૩) પછી તેમની સ્થાને ગચ્છનાયક થયેલા **વિજયપ્રભસૂરિ** **સુરતમાં** વિરાજમાન

હતા ત્યારે ઉપર્યુક્ત **વિનયવિજય** ઉપાધ્યાયે **જોધપુરથી** ત્યાં પધારવા માટે વિજ્ઞપ્તિપત્ર રૂપે સંસ્કૃત મેઘદૂતના અનુકરણ રૂપે 'ઇંદુદૂત' નામનું ૧૩૧ સંસ્કૃત પદ્યોનું ખંડકાવ્ય લખી મોકલ્યું. તેમાં **જોધ**પુર, સુવર્ણાચલ-કંચનગિરિ, જલંધરપુર (જાલોર), **સીરોહી**, આબુ, સિદ્ધપુર, અમદાવાદ વડોદરા, ભરૂચ અને છેવટે સુરતનું વર્ણન છે. સુરત સંબંધી પદ્ય ૩૧, ૩૨ અને ૮૯ થી ૧૦૭ છે. વર્ણન સુંદર આલંકારિક ભાષામાં છે.

૫૧ આ ઇન્દુદૂત નિર્ણયસાગર પ્રેસની કાવ્યમાલાના ૧૪ મા ગુચ્છકમાં (સને ૧૯૦૬) પૃ. ૪૦ થી ૬૦ પર પ્રગટ થયેલ છે. તેના સંશોધકે ૪૦ મા પૃષ્ઠ પર ટીકા લખી છે કે 'આ ગ્રંથના કર્તાનું નામ ગ્રંથના દર્શનથી સ્ફુટપણે ઉપલબ્ધ થતું નથી-તેની આકે પત્રની એક પ્રાયઃ અશુદ્ધ પ્રત પરથી પ્રાપ્તિ થઇ છે.' પણ ગ્રંથકર્તાનું નામ તેમાં સ્પષ્ટ દર્શાવેલું છે. જુઓ શ્લોક ૧ 'दत्तं लेखं लिखति '**विनयो**' लेखलेखानतानाम्,'માં વિનય આવે છે તે વિનયવિજય છે, કે જે નામ શ્લોક ૧૨૬ शिष्योऽणीयान् '**विनयविजयो**' द्वादशावर्त्तमाजो માં પણ સ્પષ્ટ જણાવેલ છે. આ કાવ્યમાલાનો ગુચ્છક હવે બજારમાં ઉપલબ્ધ નથી તેથી તેમાં આપેલ સુરત સંબંધીનું વર્ણન મૂળ શ્લોક સહિત અત્ર આપવું યોગ્ય થશે.

૫૨ તેમાં 'ઇન્દુ'—એટલે ચંદ્રને ઉદ્દેશીને કહેલું છે કે:—

गन्तव्यस्ते **तपनतनयातीरकोटीरमिन्दो!**

**मूर्धन्यो गुरुपदयुगस्पर्शसंप्राप्तरंगः।**

गत्वा तत्र त्रिभुवनजनध्येयपादारविंदो
द्रष्टव्यः श्री तपगणपतिर्भाग्यसंभारलभ्यः ॥ ३१ ॥
मार्गं तस्य प्रचुरकदलीकाननैः कान्तदेशं
स्थाने स्थाने जलधिदयितासंततिध्वस्तखेदम् ।
आकर्ण्यान्तःकरणविषये (?) त्वापयोक्तं मयेन्दो
ऽभीष्टं स्थानं व्रजति हि जनः प्रांजलेनाध्वना द्राक् ॥ ३२ ॥

—હે ઇન્દુ ! તારે તપન એટલે સૂર્યની પુત્રી (એટલે તાપી નદી) ના તીરને કાંઠે જવું. ત્યાં સૂર્યદ્રંગ એટલે સૂરજકોટ (સુરત) કે જેણે ગુરૂના ચરણયુગના સ્પર્શથી આનંદ પ્રાપ્ત કરેલો છે તે આવશે. ત્યાં જઇને જેના ચરણકમલની સેવા લોકોનું ધ્યેય છે એવા ભાગ્યવાન્ તપ ગચ્છાધિપતિનાં દર્શન કરવાં.

—તે સુરતનો માર્ગ પુષ્કળ કેળનાં વનોથી સુન્દર અને સ્થાને સ્થાને અનેક સમુદ્રપુત્રી એટલે નદીઓથી ખેદ દૂર થાય એવા પ્રદેશવાળો છે. તેમાં થઇને હે ઇન્દુ ! લોકો સીધા માર્ગે એકદમ મારા અભીષ્ટ સ્થાને-ગચ્છનાયકના સ્થાને જાય છે.

પછી જોધપુરથી જતાં આવતાં ગામોનાં વર્ણન આપેલ છે ને ૮૫ શ્લોકથી સુરતનું વર્ણન આવે છે.

५३ तत्र स्थित्वा भृगुपुर महावप्रवातायनाग्रे ।
दृष्ट्वा इष्टो निजतनुभुवो धावनोद्वल्गनानि ॥
गच्छेः स्वच्छे तरणिनगरोपान्तभूमिप्रदेशे ।
श्री श्रीपूज्यक्रमविहरणध्वस्तपापप्रवेशे ॥ ८५ ॥

खर्जूरीणां विपिनपटली तुंगतालद्रुमाणां ।
तत्र श्रेणिस्तपनतनयातीरभूमिप्ररूढा ॥
मंदं मंदं प्रसृमरमरुत्कंपितां (ता) मौलिकंपैः ।
श्लाघामंतः सृजति नगरस्यास्य लोकान्तरस्य ॥ ८६ ॥

पोतश्रेणी परिचयमिषात्तीरवेल्लद् विमाना ।
मज्जद् वृन्दारक वरवधूर्नागरैर्नागरीभिः ॥
स्वादुस्वच्छस्फटिकरुचिरांभोभरैरुत्तरंगा ।
तापी तत्र श्रयति तटिनो स्वर्गगंगानुकारम् ॥ ८७ ॥

एनां संगच्छति जलनिधिः प्रत्यहं द्विस्त्रिरस्याः ।
सौभाग्येनातिशयगुरुणा कार्मणेनेव वश्यः ॥
अभ्रच्छन्नस्त्वमपि भवितास्येतयोर्योगकाले ।
पित्रोः पश्यन्क इह सुरतं लज्जते नेजडोऽपि ॥ ८८ ॥

तत्र श्रीमत्तपगणपतेः सद्विहारानिलोर्मि- ।
च्छुप्तातंकां फलदलसुमनस्फातिसंपन्नवृक्षाम् ॥
दृष्टानेहः परिगतघनोद्भासि भूयिष्ठसस्यां ।
द्रक्ष्यस्यस्यर्हत्समवसरणापास्तदोषामिव क्ष्माम् ॥ ८९ ॥

नम्रीभूताः प्रतिपदमहो लुम्बिवृन्दैः फलानां ।
स्वर्णयोषा इव घनवतां सन्ति कम्राः कदल्यः ॥

स्निग्धच्छायैर्मधुरफलदलैर्मंडपै र्गोस्तनीनां ।
गेहैर्ग्रामा इव सुमनसां तत्र कान्ता वनान्ताः ॥ ९० ॥
दीप्ताः पुष्पैरविरलदला मंडली चंपकानां ।
तत्रोद्याने तुलयति फलै र्लक्षिता पल्लवैश्च ॥
नागश्रेणीममसृणमृणि हेमघंटावलीढां ।
...................................॥ ९१ ॥
उद्यानानां नगरमभितः संततिं भाति नाना ।
वृक्षैर्लक्षैर्विविधसुमनः संश्रितानां लतानाम् ॥
क्रीडद्दम्पत्युचितकदलमंदिरै बालकानां ।
गेहैः क्रीडाभवनसरसी दीर्घिकावापिकाभिः ॥ ९२ ॥
पोतान्पोतानिव जलनिधेः कुक्षिनिक्षिप्तनाना— ।
वस्तुस्तोमांश्चतुर भविता पश्यतस्ते विलंबः ॥
जाग्रज्जैत्रध्वजपरिगतां जंगमद्रंगतुल्यान् ।
पश्यन्नेतान्न भवति जनः कोऽत्र विक्षिप्तचेताः ॥ ९३ ॥

—ત્યાં રહીને–નર્મદામાં રહીને ભૃગુપુર–ભરૂચના મહાન્ કિલ્લાની બારી પાસે તારી પુત્રી નામે નર્મદાનાં દોડતાં ઉછળતાં મોજાં જોઇને આનંદિત થયેલ તું તરણિ એટલે સૂર્યના નગર એટલે સુરતની હદ પાસેના સ્વચ્છ ભૂમિપ્રદેશમાં જા. કે જ્યાં શ્રીમાન શ્રીપત્તનના

ત્યાં ખજૂરીઓ તેમજ વનનાં વૃક્ષોમાં ઉંચો એવાં તાડનાં ઝાડોની શ્રેણી તપન-તનયા એટલે તાપી નદીના કાંઠાની ભૂમિ પર અનિશ ઉગી છે અને મન્દ મન્દ શીતલ પવનથી કંપિત થયેલી તે પોતાનાં શિખરના કંપથી આ લોકોત્તર નગરની શ્લાઘા અંતરમાં ઉપજાવે છે. ૮૬

ત્યાં તાપી નામની નદી જાણે સ્વર્ગગંગા હોય નહિ તેમ છે. જેમ સ્વર્ગગંગામાં તીરે તરતાં વિમાનો હોય છે તેમ તાપીમાં જહાજોની હારો તરતી હોય છે સ્વર્ગગામાં દેવ-દેવીઓ સ્નાન કરે છે તેમ તાપીમાં નાગર-નાગરીઓ ન્હાય છે. બંનેમાં સ્વાદિષ્ટ સ્વચ્છ અને સ્ફટિક જેવાં શોભીતાં જલથી ભરેલાં તરંગો છે. ૮૭

સમુદ્ર એ નદીને હમેશાં બે વખત અતિ જબરા સૌભાગ્યથી એક કામી વશ થઇને કામિનીને ભેટે તેમ ભેટે છે. તે બંનેના યોગકાલે તું પણ વાદળોથી ઢંકાઈ છુપાઈ જજે કારણ કે માતા-પિતાના સંયોગ જોઇ કયો જડ પણ લજ્જા નહિ પામે ? ૮૮

ત્યાં શ્રીમદ્ તપાગચ્છનાયકના શુભ વિહારરૂપી પવનની લહેરીઓથી જેનાં ભયો ઉડી ગયાં છે એવી ફલ પત્ર અને કુસુમના ઢગથી સંપન્ન વૃક્ષોવાળી, ઇષ્ટ સમયે ભરેલાં વાદળોથી ઉદ્ભવતાં અત્યંત ધાન્યવાળી અને અર્હત્ ભગવાનના સમવસરણથી દ્વીપ જેના ગયેલા છે એવી ધરતી તું જોશે. ૮૯

દરેક પગલે સોનાનાં આભૂષણોથી જેની કમર નમી ગયેલી છે એવી શ્રીમંતોની સ્ત્રીઓ જેવી ત્યાં ફળોની લૂંબોના સમૂહથી નમી ગયેલી કદલી-કેળો છે અને સ્નિગ્ધ છાયા, મધુર ફળોના સમૂહ, દ્રાક્ષોના

માંડવાઓ અને ફૂલોનાં ઘરોવાળાં ગામો હોય નહિ એવા સુન્દર વનના સીમાડા છે. ૯૦

ત્યાં ઉદ્યાનમાં ચંપાઓની શ્રેણી અવિરલ પત્રોવાળી અને પુષ્પોથી દીપતી છે અને ફલ અને પલ્લવથી જોવાયેલી તે સોનાના ઘંટોવાળા અને મુખમાંથી રસ ઝરતા એવા હાથીઓની શ્રેણી સાથે તુલના કરે છે. ૯૧

નગરની ચારે બાજુ ઉદ્યાનોની પરંપરા, નાના પ્રકારનાં વૃક્ષોથી લાખો વિધવિધ પુષ્પોથી અને ખીચોખીચ લતાઓથી તેમજ ત્યાં આવેલાં ઉચિત કેળગૃહોમાં દંપતિઓ ક્રીડા કરે છે તેથી. બાળકો ઘરો બાંધે છે તેથી, ત્યાં ક્રીડાગૃહો છે, સરોવર છે, કૂવા છે અને વાવો છે તેથી શોભે છે. ૯૨

હે ચતુર ! જેના ઉદરમાં વિધવિધ પ્રકારની વસ્તુઓના ભંડાર ઠલવાયા છે એવા જહાજો-વહાણોને જાણે સમુદ્રનાં બાળકો હોય નહિ એરીતે જોતાં તને વિલંબ થશે-વાર લાગશે. જાગતી જીત સૂચવતી ધ્વજાવાળાં હાલતા ચાલતા કિલ્લા જેવાં એ વહાણોને જોઈને કયો માણસ વિક્ષિપ્ત ચિત્તવાળો ન બને ? ૯૩

૫૪ दुर्गो भर्गोज्ज्वलपुरिहोत् कंधरश्चंद्रशाला ।

दंभात्सौधच्छदिरुपचितो मौक्तिकच्छत्रशाली ॥

नानायंत्रप्रहरणधरो युद्धसज्जोग्रशस्त्रः ।

क्षत्रस्यैषः श्रयति सुखिनां धैर्यगर्वोद्धुरस्य ॥ ९४ ॥

गोपी नाम्नः किमिह सरसो वर्णयामो महत्त्वं ।
यत्क्षीराब्धेः कलयति कलां मध्यमानस्य नो चेत् ॥
आस्ते कुक्षौ किमिह निहतो मेरुरद्यापि किं वा ।
वीचिक्षोभो मथनजनितत्रासतोऽत्रागतस्य ॥ ९५ ॥

नीलच्छायं क्वचिदविरलै र्नागवल्लीदलौघैः ।
शुभ्रच्छायं क्वचन कुसुमै र्विस्तृतै र्विक्रियाय ॥
पिंगं चंगैरतिपरिणतैः कुत्रचिच्चेक्षुदंडै– ।
र्नानावर्णं पुरभिद्रमिति द्योतते सर्वदापि ॥ ९६ ॥

पोतोत्तीर्णाम्बुधिपरतटोद्भाविनो वस्तुवृंदान् ।
द्राक् संख्यातुं क इह गणनाकोविदोऽपि क्षमेत ॥
इष्टे मातुं क इव....रजः स्वर्णमाणिक्यपुंजान् ।
गुंजानेमारुणतररुचीन्ध्रांकुरान् विद्रुमाणाम् ॥ ९७ ॥

रूप्यस्वर्णप्रकरघटनप्रोत्थितैष्टंकशाला– ।
गर्भोद्भूतप्रतिरवशतैस्तारतारैष्टकारैः ॥
नात्र क्वापि प्रभवितुमलं दुष्टदौर्गत्यभूतः ।
पूतः क्षोद्रैः ह्युपशमविधौ मंत्रसारष्टकारः ॥ ९८ ॥

यत्र श्राद्धास्तत सुमनसो विश्वमान्या वदान्याः ।
संख्यातीता अमितविभवाः प्रौढशाखाः प्रशाखाः ॥

कुत्राप्याद्याद्या (?) स्कजनिताः संस्थिता कल्पवृक्षाः ।
प्रादुर्भूतास्तपगणपतिप्रौढपुण्यानुभावात् ॥ ९९ ॥
शिल्पिप्रष्ठै रचितविविधानेक विज्ञानहृद्यं ।
हिंगुल्वाद्यैः कनकखचितैर्वर्णकै वर्णनीयम् ॥
दत्तानन्दं सहृदयहृदां वृन्दमर्हद्गृहाणां ।
चित्रैश्चित्रं क इह न जनो वीक्ष्य चित्रीयतेऽन्तः ॥ १०० ॥
मध्ये गोपीपुरमिह महाञ्श्रावकोपाश्रयोऽस्ति ।
कैलासाद्रिप्रतिभट इव प्रौढ लक्ष्मीनिधानम् ॥
अन्तर्वर्त्यार्हतमतगुरुप्रौढतेजोभिरुद्यज्- ।
ज्योतिर्मध्यस्थितमघवता ताविषेणोपमेयः ॥ १०१ ॥
भित्तौ भित्तौ स्फटिकसरुचौ कुट्टिमे कुट्टिमे च ।
संक्रामंस्त्वं सुभग भविता स्यात्तलक्षस्वरूपः ॥
युक्तं चैतत्तरणिनगरोपाश्रयस्यान्यथाश्री- ।
र्द्रष्टुं शक्या न खलु वपुषैकेन युष्मादृशापि ॥ १०२ ॥
तस्य द्वारांगणभुवि भवान् स्थैर्यमालंब्य पश्यन् ।
साक्षाद् देवानिव नृजनुषो द्रक्ष्यति श्राद्धलोकान् ॥
हस्त्यारूढानथ रथगतान् सादिनश्चार्थपौ....(?)
घ्यर्थाञ्श्रोतुं रसिकहृदयाञ्शीघ्रमाटीकमानान् ॥ १०३ ॥

मायद्भूरिद्विपमदरसाश्चोयल्लालानिपात—।
क्लिन्नां स्विन्नामिव घनजनव्रातसंदर्भस्वेदात् ॥
द्वारं स्वस्यांगणभुवमतिप्रेंखितैस्तोरणानां ।
स्नेहादाश्वासयति मरुतां प्रेरणेनेव शश्वत् ॥ १०४ ॥

मध्ये तस्याः श्रमणवसते मंडपो यः क्षणस्य ।
सोऽयं कान्त्यानुहरति सतां तां सुधर्म्यां मघोनः ॥
मुक्ता चंद्रोदयपरिचितस्वर्णमाणिक्यभूषा— ।
श्रेणी दीप्तो विविधरचनाराजितस्तंभशोभी ॥ १०५ ॥

मध्ये सिंहासनमनुपमं तस्य शक्रासनाभं ।
चेतश्चैतत्सुरवयतिसतां हृयपद्मानुकारम् ॥
सालंकारं सुघटितमहासंधिबन्धं सुवर्णं ।
स्वच्छच्छायं सुछलितचतुःपादसंपन्नशोभम् ॥ १०६ ॥

दीपोपान्तः स्वसदृशरुचा पादपीठेन नम्र— ।
क्ष्माभृच्छ्रेणीमुकुटघटना कोमलीभूतधाम्ना ॥
पंक्त्योडूनामिव गुणयुजा मौक्तिकस्वस्तिकेन ।
व्योम्नो लक्ष्मी किल निदधतोपेंद्र पादाश्रितेन ॥ १०७ ॥

—ત્યાંનો દુર્ગ એટલે કિલ્લો કેવો છે ? આ જગતમાં ઉચી ડોક રાખેલ એવું શિવનું ઉજ્જ્વલ શરીર હોય નહિ તેવો, 'જાણે

એક સુન્દર ઇમારત કે જેમાં મોતીનાં છત્રવાળી ટોચ પર એક ચંદ્રશાલા હોય તેવો, જુદાં જુદાં યંત્ર આયુધોવાળો, યુદ્ધમાં સજ્જ કરવાનાં ઉગ્ર શસ્ત્રોવાળો છે અને તે સુખીઆને અને ધૈર્ય તથા ગર્વવાળા ક્ષત્રિય પુરૂષને આશ્રય આપે છે. ૯૪

અહીં ગોપી નામનું તળાવ છે તેના મહત્વનું શું વર્ણન કરૂં ? ( અવર્ણનીય છે ) કે જે ક્ષીર સમુદ્રનું મંથન કરીને તેમાંથી નીકળેલી એક કળા હોય નહિ એમ લાગે છે; અથવા તો દુખમાં ખૂબ ઘવાયેલો મેરૂ હોય યા મંથનના ત્રાસથી અહીં આવેલ સાગરનો વીચિક્ષોભ–તરંગોનો ક્ષોભ ન હોય એમ લાગે છે. ૯૫

ક્વચિત અવિરલ એવી નાગરવેલના ઝુંડથી નીલ રંગવાળું, ક્યાંક વેચવા માટે આવેલાં ઘણા વિસ્તારવાળા પુષ્કળ ફુલોથી શુભ્ર રંગવાળું, ક્યાંક પીળા સુંદર અને ઘણા પાકેલા શેરડીના સાંઠાઓથી પીળું એમ જુદા જુદા રંગવાળું આ શહેર હંમેશા ભાસમાન થાય છે. ૯૬

વહાણોમાંથી ઉતારીને સમુદ્રના સામા કાંઠા પર આવતી વસ્તુઓના સમૂહોની એકદમ સંખ્યા ગણી કાઢવાને ગણિતમાં કુશળ એવો પણ કયો શક્તિમાન થાય તેમ છે ? ( કોઇ નહિ ) સુવર્ણ, માણેકના પુંજો તથા અતિશય રાતાં વિદ્રુમોના અંકુરો અને ગુંજોનું માપ કોણ કાઢી શકે ? ૯૭

રૂપું, સુવર્ણના સમુહને ઘડવાથી ઉભા થતા ટંકશાળની અંદરના સેંકડો અવાજોથી અને મોટા ટીપવાના ટંકારથી દુષ્ટ દુર્ગતિરૂપી ભૂત ત્યાં ક્યાંય જન્મતો નથી એટલે કે ત્યાં દરિદ્રતાનું નામ

નથી. જેમ ઉપશન વિધિમાં મંત્રના સાર રૂપ ટંકાર ક્ષુદ્રતાને સાફ કરી નાંખે છે તેમ. ૯૮

જ્યાં શ્રાવકો સારા મનવાળા, લોકમાન્ય, મિષ્ટભાષી,–સુખી હૃદયી, અસંખ્ય, અમાપ વૈભવવાળા, ગમે ત્યાં આપવામાં પહેલ કરનારા પ્રૌઢ, શાખા પ્રશાખાવાળા, કલ્પવૃક્ષ જેવા ઉભેલા, તપા ગચ્છનાયકના પ્રૌઢ પુણ્યના પ્રભાવથી પ્રાદુર્ભાવ પામ્યા છે. ૯૯

(ત્યાંના મંદિરો કેવાં છે ?) શિલ્પીઓના રચેલા વિવિધ અનેક વિજ્ઞાનથી હૃદયને ગમે તેવાં, હિંગુલ આદિથી સોનું જડેલ છે એવાં, વર્ણકાથી વર્ણનીય, સહૃદયોનાં હૃદયોને આનંદ આપનારાં, ચિત્રોથી ચિત્રિત અર્હદ્‌ગૃહો–જિનમંદિરોના વૃંદને જોઇને કયો મનુષ્ય અંતરમાં આશ્ચર્ય પામતો નથી ? ૧૦૦

તે શહેરની મધ્યમાં ગોપીપુર છે ને તેમાં કૈલાસ પર્વતનો સામનો કરનાર હોય નહિ એવો; પ્રૌઢ લક્ષ્મીનો ભંડાર એવો મોટો શ્રાવકનો ઉપાશ્રય છે કે જેની અંતર અર્હત્મત–જૈન ધર્મના ગુરૂના પ્રૌઢ તેજથી ઉત્પન્ન થતી જ્યોતિ મધ્યે રહેલ ઇંદ્રના સ્વર્ગની ઉપમાને યોગ્ય છે. ૧૦૧

ભીંતે ભીંતે અને નીચેની જમીને જમીને સ્ફટિક જડેલ હોવાથી તેના પ્રકાશમાં હે સુભગ ! તારૂં સ્વરૂપ અલક્ષ્ય થશે. તું શોધ્યો નહિ જડે. માટે તારે તરણીનગર– સૂર્યપુરના ઉપાશ્રયથી જુદી શ્રી–શોભા તારા જેવાના એક શરીરથી જોઇ શકાય તેમ નથી એ સુરત છે. ૧૦૨

તે ઉપાશ્રયના દરવાજાના આંગણાની ભૂમિ પર સ્થિરતા ધારીને જોતા જોતાં શ્રાવકોને, સાક્ષાત્ દેવોએ મનુષ્ય રૂપ ધારેલ હોય તેવા તું જોશે, કે જે શ્રાવકો પૈકી કેટલાક હાથી પર આરૂઢ થઇને, કોઈ રથમાં બેસીને, કોઇ ઘોડા પર અસ્વાર થઇને રસિક હૃદયવાળા ઉતાવળથી ઉપાશ્રયે વ્યાખ્યાન સાંભળવા આવે છે. ૧૦૩

તે દ્વારના આંગણાની ભૂમિ રસ ઝરતા હાથી અને અશ્વોના આગમનથી તેમજ માણસોની ભરચક ગર્દીથી ભરાયેલી હોવાથી મુંઝવણ કરાવે છે તેને પવનથી ચાલતાં તોરણો પ્રેમથી આશ્વાસન આપે છે. ૧૦૪

તે શ્રમણવસતિ–ઉપાશ્રયની મધ્યે વ્યાખ્યાન–મંડપ રહેલો છે કે જે પોતાની કાન્તિથી સૌધર્મ ઇંદ્રની સભાની શોભાની બરોબરી કરે છે. ચંદ્રોદયના પરિચિત કરાવનાર સુવર્ણ, માણેકની શોભાની પરંપરાથી દીપી રહેલ અને વિવિધ રચનાથી શોભિત સ્તંભથી શોભાયમાન છે. ૧૦૫

તે મંડપની વચ્ચે ( વ્યાખ્યાનકાર માટે ) અનુપમ સિંહાસન છે કે જે ઇંદ્રાસનની શોભાવાળું છે અને તે મનોહર કાવ્યની પેઠે સત્પુરૂષોના ચિત્તને સુખ આપે છે કારણ કે તે અલંકારવાળું, સુઘટિત, મહા સંધિના બંધવાળું, સુવર્ણ ( સારા અક્ષરોવાળું, સારા રંગોવાળું, ) સ્વચ્છ છાયાવાળું અને સુલલિત ચાર પદવાળી શોભાવાળું છે. ( આ બધાં વિશેષણો સારા કાવ્ય અને સિંહાસન બંનેને લાગુ પડે છે તેથી બંનેને સરખાવ્યા છે. ) ૧૦૬

તે શોભાયમાન સિંહાસન પાસે તેના જેવું પાદપીઠ છે-બાજોઠ છે કે જે નમ્ર રાજાની શ્રેણીના મુકુટોની રચનાથી કોમલ થયેલ સ્થાનરૂપ છે.

૫૫ ઉપરના વર્ણન પરથી સુરતની સમૃદ્ધિનો ખ્યાલ આવે છે કે તે સમયે સુરત ઘણી ઉન્નત દશામાં હતું. આખા હિન્દુસ્થાનમાં તે સૌથી વધુ વ્યાપારનું સ્થાન હતું. તે સમયે તેમાં જગતના પ્રાયઃ બધા દેશોના મનુષ્ય વ્યાપાર કરવા માટે આવતા જતાં હતા. આજ મુંબઈની જે સ્થિતિ છે તે સ્થિતિ સુરતની હતી. દૂર દૂરના દેશોથી તાપી નદી દ્વારા સેંકડો વહાણો આવતાં જતાં હતાં અને બધી જાતનો માલ લેવાતો અને દેવાતો. તે કવિએ આ શહેરનું થોડું પણ સુંદર વર્ણન કર્યું છે. ત્યાંના ધનાઢ્ય અને સંમાન્ય જૈન સમુદાયનો મોટો મહિમા ગાયો છે.

૫૬ 'સુરતના શ્રાવકો ઉદાર મનના, વિશ્વમાન્ય, વાકપટુ, અસંખ્ય, અમિત વૈભવવાળા, પ્રૌઢ શાખા પ્રશાખાવાળા, કલ્પવૃક્ષ જેવા છે.' (શ્લો. ૯૯) આ વખતે ગોપીપુરા એ સુરત શહેરનો શિષ્ટ ભાગ હતો. ત્યાં જૈન સમુદાયની વસતિ સંખ્યામાં વિશેષ અને પૈસે ટકે સંપત્તિશાલી હતી. આ અધિક વિશિષ્ટ ગોપીપુરામાંના ઉપાશ્રયની શોભા ઘણી આકર્ષક અને વૈભવવાળી હતી. તેની ભીંતોમાં સ્ફટિક જડેલા હતા. (જુઓ શ્લો. ૧૦૧-૩) તે ઉપાશ્રયની મધ્યમાં વ્યાખ્યાન મંડપ અને વ્યાખ્યાન કરનારને બેસવા માટે સિંહાસન હતું તેનું વર્ણન (શ્લોક ૧૦૫-૭ માં) કરેલું છે.

૫૭ વળી 'તાપી એ તો સ્વર્ગગંગા જેવી છે-તેમાં ઘણાં વહાણો ફરે છે. નગરની નર નારીઓ સ્નાન કરે છે ને તેના તરંગો

સ્ફટિક જેવા સ્વચ્છ છે. એ નદી સમુદ્રને હમેશાં બે ત્રણ વખત ભેટે છે. (શ્લો. ૮૭-૮) સુરતની જમીન ફલ પત્ર કુસુમવાળાં વૃક્ષો અને પુષ્કળ ધાન્યવાળી છે. ત્યાં ફૂલોના ભારથી નમેલી કેળો, શીતળ છાયાવાળા દ્રાક્ષના માંડવા, અને આસપાસ સુંદર વન છે. નગરને ફરતાં ફળફૂલ લતાવાળાં ઉદ્યાનો છે, ત્યાં ભાત ભાતની વસ્તુઓથી ભરેલાં ધ્વજાવાળાં ડોલતાં વહાણો સમુદ્રમાં તરે છે. ઉંચા મીનારાવાળો એક કિલ્લો છે કે જેમાં યુદ્ધનાં શસ્ત્રો રાખેલાં છે. ગોપી નામનું સાગર જેવું તળાવ છે કે જેનું વર્ણન થાય તેમ નથી. અવર્ણનીય છે. શહેર ક્યારેક નાગર વેલનાં પાનથી લીલું, ક્યારેક વેચાતાં ફૂલોથી શુભ્ર અને ક્યારેક શેલડીઓથી પીળું દેખાય છે. સમુદ્રથી અસંખ્ય વસ્તુઓ વહાણમાં ઉતરે છે-સોનું માણેક રાતાં પરવાળાં આદિ. ટંકશાળમાં સોના રૂપાના સિક્કા ખૂબ પાડવામાં આવે છે (શ્લોક ૮૭ થી ૯૮)-એ સર્વ સુરતની સમૃદ્ધિસૂચક છે.

૫૮ સં. ૧૭૧૬ માં ઉક્ત **વિનયવિજયજીએ** ધર્મનાથ સ્ત૦-લઘુ ઉપમિતિ ભવપ્રપંચ સ્તવન, અને સં. ૧૭૨૨ માં પ્રસિદ્ધ ન્યાયાચાર્ય શ્રી **યશોવિજયજીએ** **પ્રતિક્રમણ** હેતુ સ્વાધ્યાય તથા ૧૧ અંગની સ્વાધ્યાય **મંગલભાઇ** તથા બાઇ **અગોઇના** પુત્ર **રૂપચંદભાઇ** તથા **માણેકશાના** માટે ગૂજરાતી ભાષામાં રચેલ છે.

૫૯ સં. ૧૭૧૯ માં ખ૦ **જિનભદ્રસૂરિ** પરંપરાના **જિનચંદ્રસૂરિએ** **સુરતમાં** ચોમાસું કર્યું હતું. જુઓ ધર્મવર્દ્ધન અપર નામ ધર્મસિંહે સં. ૧૭૧૯ માં રચેલ શ્રેણિક ચોપાઇની પ્રશસ્તિ (જુઓ કાવ્ય સંગ્રહ નં. ૫૪ પ્ર૦ આગમોદય સમિતિની પ્રસ્તાવના.)

સં. ૧૭૨૧ અને ૨૨ ની વચ્ચે યાત્રા કરતા જતા શીલવિજય મુનિ સુરતમાં આવે છે ત્યારે ત્યાનાં જૈન દેરાસરો અને શ્રાવકોનું ટુંક વર્ણન પોતાની તીર્થમાલામાં નીચે પ્રમાણે આપે છેઃ—

નવસારી સૂરતિ મંડાણ, ચિંતામણિ સોહે જિનભાણ,
ઉંબરવાડી જીરાઉલો, આદિનાથ ગાઉં ગુણનિલો. ૧૧૧
જિનધર્મી વ્યવહારી બહુ, સોહે સુરતરૂ સરિખા સહુ,
ઋદ્ધિ રૂડા લીલાવંત, દાન સુપાત્રે આપે સંત. ૧૧૨
વિનયવંત વારૂ ગુરૂમુખી, સદ્ગુણ સોહે દિન દિન સુખી,
ન્યાયે મેલે સઘલી લાછિ, સાત ક્ષેત્ર પોષે ઉલ્હાસિ. ૧૧૩
તાપીનટ સાગરનો સંગ, કૌતુક જિહાજ ઘણાં ઉછરંગ,
દીપાંતરની અપૂરવ વાત, મેવા મોતી વસ્ત્ર વિખ્યાત. ૧૧૪

૬૦ સં. ૧૭૨૧ ના ભાદ્રપદ શુદિ ૬ દિવસે રાજસાગરસૂરિનો અમદાવાદમાં સ્વર્ગવાસ થયો તે પહેલાં અંતિમકાળે સુરતના શ્રાવકોને ધર્મલાભ મોકલાવ્યા હતા. તેનાં નામ તે સૂરિના નિર્વાણરાસમાં સુરતનું વર્ણન નીચેના શબ્દોમાઃ —

લાલા સુરતિ સહર સોહામણું, ઘણું ચતુરાઇનું ઠામ રે,
લાલા છયલ છબીલા ધરમના, કરે રંગ રંગીલા કામ રે,

કરીને આપેલાં છે કેઃ—શાહ સુંદર ઉદયસિંહ, સાહ કીકા અને તેના ભાણેજ શાંતિદાસ અને વીરદાસ, વહોરા નેમિ, સાહ ધરમદાસ નાગજી, સાહ પ્રેમા કમલસી, પરિખ હુંસજી લાલજી, સોની રતનજી ઇંદજી, સાહ મેઘા મંગલ, પરિખ વીરદાસ ગોવિંદ, સાહ માણેકજી રતનજી, પરિખ મૂનજી જમાગુજી, સાહ વરધમાન

વજીઓ, સાહ ધરમદાસ જેસીંગ, સાહ વીરજી ચનજી, પરિખ તુલસી વિમલ, ધનરાજ, માલજી, સુમતિ ઇત્યાદિ (જૈન ઐ. ગૂર્જર કાવ્ય સંચય પૃ. ૫૯)

૬૧. × સં. ૧૭૨૩ માં **સત્યવિજય** વાચકના મુખ્ય શિષ્ય **વૃદ્ધિવિજયે** શ્રીમદ્ **યશોવિજય** વાચકના પ્રસાદથી ઉપદેશમાલા-પ્રકરણ ઉપર બાલાવબોધ **સુરતમાં** રચ્યો (જૈન એ. ઈ. પો. ૫૭ નં. ૧૧૦૩. વિ. વી. સૂ. જ્ઞા. ભં. રાધનપુર પ્ર૦ ૮૭૦) આ સમયમાં તેમણે ૨૪ જિન સ્તવન–ચોવીસી રચેલ તેની પ્રત ૭ પત્રની પોતેજ શ્રાવિકા **સહજબાઇની** પુત્રી શ્રાવિકા કુલબાઇ પઠનાર્થે લખી (આ. ક. પાલીતાણાના ભં. માં છે, જૈ. ગૂ. ક. ૨ પૃ. ૧૫૨.)

૬૨. સં. ૧૭૨૫ ચૈત્ર વદ ૫ દિને પં. **દાનવિજયે સૂર્યપુરમાં** ઉક્ત **વિનયવિજય** મહોપાધ્યાય કૃત **પંચકારણ** સ્તવનની બે પત્રની પ્રત લખી (વીરવિજય ઉપાશ્રય ભં. અમદાવાદ) સં. ૧૭૩૦ માં પં. **જ્ઞાનસુંદર** ગણિ **કીર્તિસુંદર** શિષ્ય **વિનયસુંદરે** આંચલિક **જ્ઞાન-સાગરકૃત આર્દ્રકુમાર** ચોપાઇ (ર. સં. ૧૭૨૭) ની ૧૪ પત્રની પ્રત 'સૂરતિ બિંદરે' લખી (દા. ૬ નં. ૪૮ ખેડા ભંડાર)

૬૩. સં. ૧૭૩૨ ના માગસર શુદ ૧૩ ના મંગળવારે સુરતના દિગંબરી **આદિ** જિન મંદિરમાં દેવી પદ્માવતીની પ્રસન્નતાથી, (દિગંબર મૂલ સંઘ **સરસ્વતી** ગચ્છના **વિદ્યાનંદની** પાટે **મલ્લિભૂષણ** તેની

× वर्षे पुष्करीजगती विधुरवधूसंमते तथाश्वयुजि ।
गुरु युक्तपूर्णिमायां सूर्यादिम बंदिरे रम्ये ॥

પાટે લક્ષ્મીચંદ્ર તેની પાટે વીરચંદ્ર તેની પાટે જ્ઞાનભૂષણ, તેની પાટે પ્રભાચંદ્રની પરંપરામાં વાદીચંદ્ર, ને તેની પાટે મહીચંદ્રના શિષ્ય) બ્રહ્મચારી જયસાગરે હુંસોટના સિંધપરા જ્ઞાતિના જીવધર છીતાની પ્રવરકાણ વિનતિથી ગૂજરાતી કવિતામાં 'અનિરૂદ્ધ હરણ' રચ્યું. (જૈન ગૂર્જર કવિઓ ભા. ૨, પૃ. ૨૬૧-૨)

૬૪. સં. ૧૭૩૬ પોષ વદિ ૩ દિને શ્રી સૂર્યપુર મધ્યે સુશ્રાવક સાહશ્રી માંણિકજી હુંસજીન્સ વાચનાર્થે પં. મનિમાણિક્ય મુનિએ કવિરાજ ઉદયરાજે સં. ૧૬૭૬ માં રચેલી ગુણ-બાવની એક ચોપડામાં પત્ર ૧ થી ૧૭ માં લખી તે ચોપડો મુનિ જશવિજય પાસે છે. (જુઓ જૈન ગૂ. કવિઓ ભા. ૩ પૃ. ૯૭૭.)

૬૫. સં. ૧૭૩૯ (નંદાગ્નિ મુનીંદુ) શરત ઋતુ કાર્તિક શુદ ૧૨ ભૃગુવારે 'શ્રી માર્તંડપુર (સુરત) નગર મધ્યે બૃ. ખ. ભ૦ યુગપ્રધાન જિનચંદ્રસૂરિના શિ૦ ઉ૦ રત્નનિધાન ગણિશિષ્ય રત્નસુંદર ગણિ શિ૦ મહો૦ રત્નરાજકૃત બાવીસ અભક્ષ નિવારણ સઝાય' કડી ૨૭ તે કર્તાના શિષ્ય રત્નજય ગણિના શિષ્ય પં. તેજસાગર મુનિ ભ્રાતા પં. જયસાગર લિ. લખમીચંદ્રે સુશ્રાવક હુંસજીના પુત્ર માંણિકજીના પુત્ર વીરચંદ ભ્રાતા મોતીચંદ ભગિનિ ચિ૦ જીવણદાસ પ્રમુખ પુત્ર પૌત્ર પ્રપૌત્ર પ્રમુખ સપરિવાર વાચનાર્થે લખી. છેવટે ચોપડો મુનિ જશવિજય સંગ્રહ કે જેમાં ઉપર્યુક્ત ઉદયરાજકૃત ગુણબાવની ર. સં. ૧૬૭૬, શ્રીસારકૃત આદિનાથ સ્ત, ધર્મવર્ધનકૃત પ્રાસ્તાવિક કુંડલિયા બાવની ર. સં. ૧૭૩૪ અને વૈરાગ્ય શતક બાલાવબોધ છે. આ આખો ચોપડો સુરતમાં લખાયો લાગે છે. આ ચોપડામાં ધર્મવર્ધનકૃત પ્રાસ્તાવિક કુંડલિયા બાવનીને અંતે

એમ જણાવેલું છે કે 'સં. ૧૭૩૬ પોસ શુદિ ૮ સોમે સુરતબિંદરે જિનમાણિક્ય સાખાયાં વા૦ શ્રી કલ્યાણલાભ ગણિ શિષ્ય શ્રી કનકવિમલ ગણિ તત્ શિષ્ય વા૦ પ્રેમહર્ષ ગણિ તત્ શિષ્ય મુખ્ય દક્ષ શ્રી મતિમાણિક્યજી ગણિ શિષ્ય તારાચંદ્રેણ ચતુર્માસી ચક્રે સુશ્રાવક પુણ્યપ્રભાવક સાહ માણિકજી પુત્રરત્ન વીરચંદજી તત્ પુત્ર ચિરંજીવી જીવણદાસ પઠનાર્થં વાંચનાર્થં."

૬૬. સં ૧૭૪૩ ના 'માર્ગશીર્ષ સિતસપ્તમ્યાં તિથૌ રવિવારે શ્રી સૂરતિ બંદિર મધ્યે ચાતુર્માસી સ્થિત' એવા શ્રી સોમનંદન મુનિએ સુશ્રાવક સા ઉત્તમચંદ પઠનાર્થે જયતિહુઅણ સ્તોત્રની પ્રત લખી (અભય પુસ્તકાલય બીકાનેર) તે વર્ષના ફા. શુ. ૧૫ ગુરુવારે (પં. પુણ્યસુંદર ગણિ શિ૦ પં. માણિક્યસુંદર શિ૦ પ્રતાપસુંદરે) મહાકવિ કાલિદાસના કુમારસંભવ કાવ્યની પ્રતિ લખી (પ્ર. કા. વડોદરા પ્ર૦ ૯૬૩) અને વૈ. શુ. ૭ ગુરુવારે સૂરત મધ્યે ખરતર ગચ્છના આચાર્ય જિનચંદ્ર સૂરિના રાજ્યમાં કીર્તિરત્ન શાખાના ઉક્ત સોમનંદને કવિ જિનહર્ષે સં. ૧૭૪૦ માં રચેલા શ્રીપાલ રાસની હસ્તપ્રત ૨૮ પત્રમાં લખી (પો. ૬૫ નાહટાસંગ્રહ, બીકાનેર યા પો. ૬૯ જયચંદજી ભંડાર બીકાનેર.)

૬૭. સં. ૧૭૪૪ માં કવિ સહજસુંદરકૃત ગુણરત્નાકરછંદની ૧૭ પત્રની પ્રતિ જ્ઞાનમેરુએ લખી (ક્ષમાકલ્યાણ ભંડાર, બીકાનેર.)

૬૮. સં. ૧૭૪૫ વૈશાખ શુદિ ૨ શુક્રે શ્રી સૂરતિ બંદિર મધ્યે મહોપાધ્યાયશ્રી પં. શ્રી લાવણ્યવિજય ગણિ શિષ્ય પંડિત નિત્યવિજય ગણિએ 'સમસ્તશ્રાવિકામુખ્યશ્રાવિકા માણિક્યાઈ

પઠનાર્થં સાધ્વી માણિક્યશ્રી શિષ્યણી સાધ્વી પ્રેમશ્રી વચનાત્' આંચલિક જ્ઞાનસાગરના સં. ૧૭૧૯ (૨૧) માં ભાવવિષયે રચેલા ઇલાચીકુમાર રાસની ૧૫ પત્રની પ્રત લખી (પ્રત નં. ૨૩૭૦ મુક્તિ કમલ મોહન જૈન જ્ઞાનમંદિર વડોદરા.)

૬૯. સં. ૧૭૪૬ માગશર શુદિ ૧૩ દિને ભટ્ટારકશ્રી લક્ષ્મીસાગર સૂરિ શિષ્ય તેજસાગર શિષ્ય રંગસાગર શિષ્ય રત્નસાગર શિષ્ય રામસાગર પઠનાર્થે શ્રી પક્ખિસૂત્રની પ્રત લખાઇ (વિ. લા. જ્ઞાન ભં. ખંભાત પ્ર. ૯૭૧)

૭૦. સં. ૧૭૫૧ ચૈત્ર માસમાં તપા ગચ્છે ભટ્ટારક ભાવરત્ન સૂરિ શિષ્ય માનરત્ને સૂર્યપૂર નગરે આણંદકૃત અર્દજ્ઞક રાસની પાંચ પત્રની પ્રત લખી (નં. ૩૦૪ પ્ર કા. જૈન ગૂર્જર કવિઓ ૨ પૃ. ૧૨૫) અને તેજ વર્ષમાં જેઠ શુદિ ૭ દિને સુરત બંદરે મહિમાપ્રભસૂરિ શિષ્ય શાંતિરત્ને જિનહર્ષ કવિકૃત હરિશ્ચંદ્રરાસની ૧૬ પત્રની પ્રત લખી.

૭૧. સં. ૧૭૫૨ માં 'મેધાવીમુખ્ય સુયશોવિજય' ના શિષ્ય જિનવિજયે પોતાના માટે (પોતે રચેલો) વિચાર ષટ્ત્રિંશિકા સ્તવન (દંડક) સાર ટબાર્થ અર્કપુર (સુરત) માં શ્રાવિકા રૂપાના પિતાના આગ્રહથી અને સુરત બંદિર વાસ્તવ્ય શા વીજશીની ભાર્યા ધોલીબાઇના પઠનાર્થે લખ્યો-રચ્યો આ વખતે શા ઉતમસી કમલસી વીરદાસ આદિ ત્યાં સંઘમાં અગ્રણી હતા. (જાણી પ્ર. નં. ૯૯૩)

૭૨. સં. ૧૭૫૩ આસો શુદિ ૯ શુક્રે પંડિતશ્રી દીપ્તિવિજય ગણિ શિષ્ય પં. ધીરવિજયે ઋષભદાસકૃત અભયકુમાર રાસ (રચના

સં. ૧૬૮૨) ની હસ્તપ્રત ૫૦ પત્રની લખી છે જે હાલ દાબડા ૪૨ માં નં. ૩૩ ની અમદાવાદના ડેહલાના ઉપાશ્રયમાં છે (જુઓ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૩ પૃ ૯૨૪)

૭૩. જ્ઞાનવિમલસૂરિ સૂર્યપુરથી શ્રાવક સપરિવાર ચૈત્યયાત્રાએ નીકળ્યા તેનું વર્ણન સં. ૧૭૫૫ માં તેમણે કરેલી તીર્થમાળામાં આપેલું છે. પ્રથમ સુરત શહેરમાંનાં ચૈત્યો જુહારે છેઃ—

ધુર થકી શહેરમાં વંદિયા, **પાસચિંતામણી** વારૂ
ધર્મ જિનેસર **નમિ** જિન, **કુંથુ** જિનેસર તારૂ
**ચંદ્રપ્રભ** જિનેસર **શાંતિજી**, શાંતિકરણ જગનાથ
ઇત્યાદિક બહુ જિનવર, પ્રણમી શિવપુર સાથ

આ સૂરિએ સં. ૧૭૫૮ માં પ્રાકૃત ચૈત્ય વંદન ભાષ્યનું ગૂજરાતી ભાષામાં વિવરણ સુરતમાં લખ્યું. (વિ. વી. સૂ. જ્ઞા. ભં. રાધનપુર નં. ૧૦૨૪.)

૭૪. **લોંકાગચ્છના તેજસિંઘે** શિષ્ય **કાન્હજી** સાથે સં. ૧૭૫૬ માં **સુરતમાં** ચોમાસું કર્યું હતું અને ત્યાં કાન્હજીએ **શાંતિનાથ** સ્ત. ૭ કડીનું અને **સુદર્શન** શેઠની ૧૮ કડીની સ્વાધ્યાય રચી. તે સઝાયને અંતે જણાવેલ છે કેઃ—(સઝાયમાલા જિનદત્ત સૂરિ ભં. મુંબઇ પત્ર ૪૪ મે)

**સુરત** નયર સોહામણો, સંઘ સકલ સુખદાય
શ્રીપૂજ્ય શ્રી **તેજસંઘજી**, ભક્તી કરે ભલે ભાય. ૧૭
**સતર છપને** સુંદર, વરણ્યા સાધુ વખાણ
ઝવેરી **જીવરાજની** વિનતી, ગણી **કાન્હજી** શુભવાણ ૧૮

૭૫. સં. ૧૭૫૯ માહ વદિ ૧૩ બુધે તપાગચ્છના ભટ્ટારક વિજયરત્ન સૂરિરાજ્યે મહોપાધ્યાય વિમલવિજય ગણિ શિષ્ય પં. શુભવિજય ગણિ શિષ્ય પં. રામવિજયે સૂર્યપુર નગરે ઋષભદાસકૃત શ્રેણિક રાસની પ્રત ૬૬ પત્રની લખી (નં. ૩૭૫ પ્ર. કા. જૈન ગૂર્જર કવિઓ ભા. ૧ પૃ. ૪૩૩)

૭૬. સં. ૧૭૬૧ મા. શુદિ ૧૫ ને દિને સુરતમાં મુનિ વિનયસુંદરે શ્રાવિકા વીરબાઈના પઠનાર્થે સેવકકૃત ૨૪૫ ગાથાના ઋષભદેવ તેર ભવ સ્તવનની ૧૪ પત્રની પ્રતિ લખી (તે બીકાનેર અભય ભંડારમાં પો. ૧૩ માં છે)

૭૭. સં. ૧૭૬૩ માં ખરતરગચ્છના જિનચંદ્રસૂરિ (૭ મા) નો સ્વર્ગવાસ સુરતમાં થયો[1] ને ત્યાં તેના પટ્ટધર તરીકે તેજ વર્ષના અષાઢ શુદ ૧૧ ને દિને જિનસૌખ્યસૂરિને સૂરિપદ મળ્યું.[2]

---

૧ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૫૩૫ છેલ્લી બે પંક્તિમાં 'સં. ૧૭૮૩ માં શ્રી સુરત બંદરમાં સ્વર્ગસ્થ થયા'. એમાં ૧૭૮૩ એ છાપ ભૂલ છે, સં. ૧૭૬૩ જોઈએ.

૨ સુમતિવિમલે જિનસુખસૂરિ ગીત રચ્યું છે. તેમાં જણાવ્યું છે કેઃ—

શ્રી જિનચંદ્ર સૂરીસર સંઇહથઇ, થાપ્યા અવિચલ પાટ, સોભાગી.
સૂરત બંદિર શ્રીસંઘની સાખઇ, સુવિહિત મુનિજન થાટ, સોભાગી. ૩
ચારિત લઘુ વય માહિ, આદરઉ, તપજપસું બહુલીના, સોભાગી.
આગમ અરથ વિચાર સમુદ્ર સમા, વિદ્યા ચઉદ પ્રવીણ, સોભાગી. ૪

આ સૂરિપદનો ઉત્સવ ત્યાંના ચોપડા ગોત્રના પારિખ **સામીદાસે** ૧૧ હજાર રૂપીઆ ખર્ચી કર્યો (જૈન ગૂર્જર કવિઓ ૨ પૃ. ૬૮૬). આજ વર્ષમાં **ચંદરાસના** કર્તા **મોહનવિજય** સુરતમાં હતા, તેમણે **પર્વતિથિ** નિર્ણય નામનો ગ્રંથ લખ્યો.

૭૮. સં. ૧૭૬૪ આસો વદ ૧૧ બુધે તર્કસંગ્રહની હસ્તપ્રત સુરત મધ્યે લખાયેલી વિ. ને. જ્ઞાન ભંડાર ખંભાત નં. ૧૦૬૯ માં મોજૂદ છે.

૭૯. સં. ૧૭૬૬ ના ભાદ્રવા માસની શુદ ૩ બુધે ઉપાધ્યાય હીરચંદ્ર ગણિ શિષ્ય **માનચંદ્ર** ગણિ શિષ્ય **ખીમચંદગણિ** શિષ્ય કેશરચંદ્રે શ્રી **લાડુઆ શ્રી**માલી જ્ઞાતિય વૃદ્ધ શાખીય સા **નારાયણ** સુત સા **કીસન** તત્ સુપુત્ર સા **ભવાની** વાચનાર્થે સા૦ **મેઘરાજના** આગ્રહ થકી **સુરત** મધ્યે કવિ **ઋષભદાસકૃત શ્રેણિકરાસની** પ્રતિ લખાવાઇ. (જૈન ગૂર્જર કવિઓ ભા. ૩ પૃ. ૯૨૦)

૮૦. સં. ૧૭૬૬ માં **સુરતમાં** નાગર (વાણિયા?) નામે **સુંદરે** વીશ સ્થાનક તપ આદર્યો અને તે તપની વિધિ જાણવા માટે **જ્ઞાનવિમલસૂરિએ** પોશ વદ ૮ બુધવારે વીશ સ્થાનક તપનું સ્તવન રચ્યું:—[પ્રાચીન સ્તવન રત્ન સંગ્રહ પૃ. ૨૬૮

**સૂરત** બંદર **સુંદર** શ્રાવક, સ્થાનક તપ આદરતાજી,
તેહ તણો વિધિ જાણણ હેતે, પ્રબલ પુણ્ય અનુસરતાજી.
ગ્રંથ **વિચારામૃતથી** નિસુણી, **જ્ઞાનવિમલ** ગુરૂવાણીજી.
સમકિત અનુભવ ઉલ્લસે એહથી, અવર ન એહ સમાણીજી,
સંવત **રસ ઋતુ મુનિ વિધુ** માસે, પોષ વદી આઠમ બુધવારેજી,
ભણવા કાજે સ્તવન કર્યું એ, નિતુ નિતુ મંગલ ચારજી.

૮૧. આ **સુંદર** શ્રાવકની સ્ત્રી **અમૃતબાઇએ** **શાંતિનાથનું** બિંબ ભરાવી પ્રતિષ્ઠા (આ સૂરિ હાથે) કરાવી. તે બાબત તે આચાર્યે રચેલ **શાંતિનાથ** જિન સ્તવન પરથી જણાય છેઃ-(ઉક્ત ગ્રંથ પૃ. ૩૧૬).

સંવત (રસ?) **રસ મુનિ વિધુ** વરસે, માહ માસે ઘણું હરખેરે
બહુ ભવિજન નિરખે.
**નાગર સુંદર** કેરી ઘરણી, **અમૃતબાઇ** એ ભવતરણીરે
કરી મોટી કરણી.
બિંબ ભરાવી પ્રતિષ્ટા કીધી, શોભા સારી લીધીરે મનકામના કીધી.
અચિરાનંદન મૃગલંછન જિન, **શાંતિનાથ** જગસ્વામીરે મુઝ અંતરયામી.
**જ્ઞાનવિમલ** પ્રભુ દિલમાં ધારૂં, ઇમ આપોનું તારૂં રે.
તુમ નામ સંભારૂં રે.

આમાં સંશોધકે સંવતના ચાર સંકેતો પૂરા મૂળ પ્રતમાં ન હોઇને પોતાના અનુમાનથી (રસ?) એમ પ્રથમથી ઉમેરેલ છે પણ મારા અનુમાન પ્રમાણે ઉપરના **વીશસ્થાનક** તપમાં જે સંવત્ના જે સંકેતો નામે 'રસ ઋતુ મુનિ વિધુ' મૂક્યા તેજ (સં. ૧૭૬૬) અત્ર હોવા જોઇએ. છતાં શંકા જરા રહે છે કે સં. ૧૭૭૬ કદાચ હોય; કારણ કે એક લેખ જે સાચો લીધો-છપાયો હોય તો આ પ્રમાણેઃ— [નં. ૧૮૬ સુરતના પ્રતિમા લેખોનો સંગ્રહ પૃ ૬૦]

'સંવત્ ૧૭૭૬ માઘ સુદિ ૧૧ બુધે **સુરતિ બંદરવાળા** ... શ્રી **શાંતિનાથ** બિંબં શ્રી **જ્ઞાનવિમલ** સૂરિભિઃ' પણ મને

લેખ લેતાં–છાપતાં ભૂલ રહી સંભવિત લાગે છે એટલે મૂળ લેખમાં ૧૭૭૬ બદલે ૧૭૬૬ હોય.

૮૨. એક સાલવગરનું **જ્ઞાનવિમલ** સૂરિએ ૩૧ કડીની 'પાસ જિન પૂજના ભાવગીતા'–અધ્યાત્મ ભાવ ગર્ભિત પાર્શ્વ સ્ત૦ રચેલ છે તેમાં છેવટે 'સૂરતમંડણ સાહિબ પાર્શ્વ પરમગુણપૂર' એમ જણાવેલું છે તે પરથી જણાય છે તે તેમણે સૂરતમાં રચ્યું છે. (ઉક્ત ગ્રંથ પૃ. ૧૨૮)

૮૩. ઉક્ત સૂરિએ આ નાની કૃતિઓ ઉપરાંત એક મોટી કૃતિ નામે અશોકચંદ્ર તથા રોહિણીરાસ સુરતમાં સૈદપુર બંદરમાં ચોમાસું રહી સં. ૧૭૭૨ કે ૧૭૭૪ ની જ્ઞાનપંચમીએ રચી પૂર્ણ કરેલ છે, કે જે સુરતના શેઠ દેવચંદ લાલભાઈ પુસ્તકોદ્ધાર ફંડથી પ્રકટ થયેલ આનંદકાવ્ય મહોદધિ મૌક્તિક પહેલામાં પ્રકાશિત થયેલ છે.

સંવત યુગ **મુનિ મુનિ** વિધુ વર્ષ નામથીરે સૂરતિ બિંદર પાસરે
સૈદપૂર બંદિર તિલકને સારિખૂં રે, તિહાં રહી ચોમાસરે
**વિમલ શાંતિ** જિન ચરણ સેવા સુપસાયથીરે, સંપૂરણ એ કીધરે
માગસિર સુદિ જ્ઞાન પંચમી દિવસ સોહામણોરે, મનહ મનોરથ સીધરે

—જૈન ગુર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૩૨૭.

૮૩. આ **જ્ઞાનવિમલ** સૂરિએ પુષ્કળ સ્તવન સ્તુતિ આદિ જુદી જુદી દેશીમાં રચેલાં છે તેમાં એક દેશી તત્કાલીન જૈનેતર સમાજમાં ગવાતા ગીતના પ્રથમ પદની આપેલી છે તે એ છે કે 'તાપી નાહ્યાનું પુણ્ય મુને બીજું કંઈ ન ગમે' (પ્રા. સ્ત. સંગ્રહ

પૃ. ૩૪૦). આ પરથી જણાય છે કે તાપી નદીમાં નાહવાથી પુણ્ય હાંસલ કરવાની માન્યતા જૈનેતર સમાજમાં વિશેષ પ્રચલિત હતી.

૮૪. સં. ૧૭૭૦ ના કા. વદ ૧૩ ગુરૂ દિને 'શ્રી સૂર્યપુર બિંદરે' આચાર્ય હંસજીએ લખેલ ગુણસ્થાનક્રમારોહ ચૂર્ણિની પ્રત વિ. દા. સૂ. શા. સં. છાણીમાં છે પ્ર. ૧૦૯૮. અને તે વર્ષના પ્રથમ આસાઢ શુદિ ૧૨ રવિવારે શ્રી પોસાલ વડી ભટ્ટારક શ્રી લક્ષ્મીસાગરસૂરિના શિષ્ય તેજસાગર શિષ્ય રંગસાગર શિષ્ય ગણિ રામસાગરે 'સૂરત બિંદરે' ખરં૦ ભુવનકીર્તિકૃત અંજનાસુંદરી રાસ (રચ્યા સં. ૧૭૦૬) ની પ્રત ૨૩ પત્રની લખી કે જે કલકત્તાની ગુલાબકુમારી લાયબ્રેરીમાં વિદ્યમાન છે. (જુઓ જૈન ગુર્જર કવિઓ ભાગ ૩ પૃ. ૧૦૫૫)

૮૫ સં. ૧૭૭૧ વર્ષે ભા. સુ. ૧૦ અંચલગચ્છના વાચક સહજસુંદરગણિ શિષ્ય મુનિશ્રી નિત્યલાભે સુશ્રાવક સા૦ સામભાઈ વાંચનાર્થે આત્મબોધકુલકનો ટબો લખેલો તે લા: વિ. સં. જ્ઞા. ભં. રાધનપુરમાં છે. પ્ર. ૧૧૦૪

૮૬ સં. ૧૭૭૩ માહ શુદ ૧૧ શનિએ જ્ઞાનવિમલસૂરિએ સકલાર્હત્ પર ટબો (ગુજરાતી ભાષાનુવાદ) સુરત મધ્યે રચ્યો (હંસવિજય ભંડાર વડોદરા પ્ર. ૧૧૧૯). આ વર્ષમાં તપગચ્છના વિમલવિજય શિ૦ રામવિજયે સુરતમાં ચોમાસું કર્યું હતું ત્યાં તેણે આસાઢ શુદ ૫ ને દિને વીરજિન પંચકલ્યાણક સ્ત૦ અને તે ચોમાસામાં ૨૪ જિનના આંતરાનું સ્તવન રચેલ છે. (જૈન ગૂ. કવિઓ ભાગ ૨ પૃ. ૫૨૨, અને ૩ પૃ.

૮૭. ઉક્ત **જ્ઞાનવિમલ** સૂરિએ **સુરત**માં ઘણો કાળ ગણતો વખત ગાળ્યો છે. સં. ૧૭૭૩ (? ૬) ના વૈ. શુ. ૧૧ બુધને દિને વેજબાઇએ કરાવેલ **શીતલ**નાથનું બિંબ અને વા. લા. કેશવ સુત કપુર ભાર્યા ફૂલકુએ કરાવેલ **વાસુપૂજ્ય** બિંબની તથા એક શ્રીમાળીના ભરાવેલ **પદ્મપ્રભુ**ના બિંબની અને સં. ૧૭૭૬ માઘ શુ ૧૧ બુધે **શાંતિનાથ** બિંબની, પ્રતિષ્ઠા કરી (લેખ નં. ૨૦૬, ૨૯૮, ૧૮૬, ૨૯૩, ૨૦૯, સુરત પ્ર. લે. સંગ્રહ) સં. ૧૭૭૦ માં સૂરતના પરીખ **પ્રેમજી સવજી**એ શત્રુંજયનો સંઘ કાઢયો કે જેનું સવિસ્તર વર્ણન તે સંઘવીનો સિધ્ધાચલનો શલોકો તેજ વર્ષના ચાતુર્માસમાં **નડીયાદ**માં રહી તપગચ્છના પં. **લક્ષ્મીવિજય**ના શિષ્ય **અમરવિજયે** રચ્યો છે તેમાં (પૃ. ૮૭ થી ૧૦૫) અને ટુંક વર્ણન સં. ૧૭૭૧ ના વર્ષમાં **દીપસાગરકવિ** શિષ્ય **સુખસાગર** કવિએ રચેલા 'પ્રેમવિલાસ' રાસમાં (પ્ર. નરભવ દ્રષ્ટાંતોપનય માલા—દયાવિમલ ગ્રંથમાલા ૧) માં કરેલું છે. ઉક્ત પ્રેમવિલાસમાં જણાવેલ સંઘ કાઢયાનો સંવત સત્તરસેં સીત્યોતરે (આદિમાં અને અંતમાં) ખોટો છે. તે બદલે 'સંવત સત્તસીતેરા' (૧૭૭૦) જોઇએ અને પ્રેમવિલાસમાં જણાવેલું છે કે આ સંઘમાં **જ્ઞાનવિમલ** સૂરિને સાથે લીધા હતા.

૮૮. પૂર્વના સમયમાં વાહનવ્યવહાર અત્યાર જેવો સહીસલામત અને ઝડપી નહિ હોવાથી. તીર્થયાત્રા ભાગ્યેજ કોઇ કરી શકતો. અગર સામાન્યજનને યાત્રા કરવાનું અતિ મુસ્કેલ અને કષ્ટકારી થઇ શકતું. આ કારણે દૂર દૂર આવેલ તીર્થને અનેક મુસ્કેલીઓ વટાવી પહોંચવા માટે ચોકીઆતો, લશ્કર, ચોર લૂટારો આદિનો સામનો કરવા શસ્ત્રાસ્ત્રની સામગ્રી વગેરે રાખી શકે એવા શ્રીમંત

શ્રાવકોને આચાર્યો ઉપદેશ આપી સંઘ કઢાવતા જેથી સંઘમાં શ્રાવક શ્રાવિકા સાધુ સાધ્વી સર્વે આસાનીથી ભાગ લઈ શકતા અને યાત્રા સફળ રીતે કરતા. આવા સંઘો મહાન ગૂર્જરમંત્રીશ્વર વસ્તુપાલ તેજપાલાદિએ કાઢયા હતા અને તેનું વર્ણન તત્કાલીન જૈન સાધુઓએ કરેલું છે.

૮૯. સુરતમાંથી પ્રથમ સંઘ કાઢનાર પરીખ પ્રેમજી સવજી હતા એમ લાગે છે, તે સંઘના તત્કાલીન રચાએલા શલોકાના વર્ણનો પરથી જણાય છે કે તેને ઘણી મુસ્કેલીઓ પડી હતી, છતાં તે દૂર કરી શત્રુંજયની યાત્રાનો સંઘ કાઢી શક્યો હતો પણ ગિરિનારની યાત્રા કરવા ધારી હતી તે કરવા અશક્ત બન્યો હતો. આ વખતે દિલ્હી ગાદીએ ફર્રુકશીર બાદશાહ (સને ૧૭૧૩ થી) હતો.

૯૦. આ વખતનું સુરતનું વર્ણન શલોકામાંથી ટાંકવા જેવું છે:—

ગુજરાત દેશ મોટો જાણું, મોટાં તે શેહેર ચાર વખાણું,
અમદાવાદ, પાટણ, સુરત, ખંભાત, સુરત બંદર જગમાં પ્રખ્યાત ૫
બંદર સુરતમાં સહુકો સુખીયા, કોઈ છત્ર ન લાભે હો દુખીયા,
ન્યાયતણો તે કરે વ્યાપાર, ધનવંત લોક સુખીયા દાતાર. ૬
મહાજન માંહિ વડા વ્યવહારી, ધર્મવંત ને દેવપુજાકારી,
સમકિતવંત બારવ્રતધારી, શીયલવંતી છે જસ ઘર નારી. ૭
શીયલ સરખી તે રૂપે ઇંદ્રાણી, ફુલ ખરે મુખે બોલત વાણી,
એહવી નારીના ભોગી ભરતાર, અવસરે યાચકજનના દાતાર ૮

આમાં વેપારી સુખીઆ વાણીઆ સાથે તેની શીયલવંત રૂપવંતી મીઠીમધુરી વાણી બોલતી સ્ત્રીઓનો પણ ઉલ્લેખ કર્યો છે.

૯૧. સં. ૧૭૭૦ માં પ્રેમજી પારેખ સૂરતમાં એક શ્રીમંત શ્રાવક હતો. ઋદ્ધિ પુણ્યયોગે ઘણી પામ્યો હતો. મોટા સ્વામીવચ્છલ કરી સ્વધર્મીઓને જમાડતો અને યાચકોને દાન આપતો હતો. ઠામઠામ વડી પોશાલ-ઉપાશ્રય સમરાવતો, પડી ગયેલાં સ્થાનોનો પુનરૂદ્ધાર કરાવતો. સાતે ક્ષેત્રમાં ધન વાવરતો. તેને એક મનોરથ થયો કે 'શત્રુંજયનો સંઘ ચલાવું; પીઠ થાબડનાર આગેવાન મળે તો સંઘનો ખર્ચ કરવા તૈયાર છું" રાજનગરના મહા શ્રીમંત શ્રાવકો પૈકી **ઓસવાલ ભણશાલી** કપુરચંદ હતો કે જે રાજમાન્ય હતો તેને બોલાવીને પોતાનો ઉક્ત મનોરથ કહેતાં તેણે સાથ આપવા એકદમ ખુશીથી સંમતિ આપી. તૈયારી થવા લાગી-અન્ન પકવાન્ન વગેરેની સામગ્રી લઇ લીધી. ચૈત્ર શુદ ૧૦ બીજે સંઘે **સુરતથી** પ્રયાણ કર્યું. **ભરૂચ** આવ્યા. ત્યાંથી **ભણશાલીએ અમદાવાદ** જઇ ત્યાંના સંઘને તૈયાર કર્યો. **ભરૂચથી** મૂળસંઘ **સોજીત્રા** આવ્યો. **ભણશાલી** કપુરચંદે **અમદાવાદનો** સંઘ તૈયાર કર્યો રાજનગરના **ઝવેરી હીરશા** કે જેણે પ્રસિદ્ધ **શાંતિદાસ** શેઠનું સ્થાન રાખ્યું હતું, ઓસવાલ શા **લાલજી**, **રતન સૂર**, સોની **નિહાલચંદ તેજસી**, **હરખુ શા**, **વર્ધમાન શા** સંઘમાં સામેલ થયા. ખંભાત અને **પાટણથી** આવેલ ગૃહસ્થોનાં મહાજન પણ ભળ્યાં-આમ **અમદાવાદી** સંઘ નીકળી વાડીમાં મુકામ કરી આગળ ચાલી **ધોળકે** સૂરતી સંઘને મળ્યો. આમ ચાર શહેર **ખંભાત** **પાટણ અમદાવાદ** ને **સૂરતના** ચાર ઝંડા-ધ્વજો થયા. સંઘે પઠાણ આરબોની ફોજ બંદુક સહિત હતી. તેમાં ૪૦૦ ઘોડેસ્વાર અને ૫૦૦

પાયદલ હતાં. પહેલી સવારીમાં કપુરચંદ ભણશાલીની પાલખી હતી અને તેની આણ સર્વત્ર ચાલતી. ત્યાંથી મુકામ ગાંગડ થતાં ત્યાંનો રાજા સંગ્રામીને સામો મળ્યો. તેને ભણશાલીજીએ ઇનામ આપ્યું, ને તેને વોળાવા તરીકે સાથે લીધો. પછી બરોલે થઇ ધંધુકા આવતાં ત્યાંનો હેથી નામનો કાઠી સામો આવ્યો તેને પણ ઇનામ આપી વોળાવા તરીકે સાથે લીધો. આગળ કુચ કરતાં માર્ગે કાઠી લોક મળ્યા ને હોહોકાર થયો. કપુરચંદ ભણશાલીએ લશ્કરને કહી દીધું કે જે સામા થઇ તેને મારી આવશે તે ઇનામ પામશે, ઘાયલ થાય તેને ઘેરબેઠાં ખાવાનું મળશે, જેનો ઘોડો પડશે તેને સવાયું મળશે, ને જે મરણ પામશે તેનાં બાળકો પાળીશું. બંદૂકો છૂટી, લડાઇ થઇ, હુાથી કાઠીની ઘોડી મરાઇ, ને પછી સલામતીથી નાવડે વાદેલે ગામે આવતાં મુકામ કર્યો. પછી લોલીયાણે આવતાં ત્યાં પણ કાઠીઓ બૂમ પડાવવા લાગ્યા. અહીં વાહર સાથે લઇ એક વાણીઆએ બરછી લઇ સામનો કર્યો. તેને ઇનામ મળ્યું. ત્રણ દિવસ ત્યાં રહી થારૂકે સંઘ આવ્યો. ત્યાં ભાવસંગ રાજા રાજ્ય કરતો હતો તેણે દાણ આપવાની માંગણી કરી. ભણશાલીજીએ કહ્યું "મને સુંબા સુલતાન બધા જાણે છે, મારો આ સંઘ છે. ધાર્મિક સંઘ છે; જ્યાં જ્યાં ગયા ત્યાં બધા લશ્કર લઇ વોળાવા આવેલ છે તો તમે પણ વોળાવા તરીકે સાથે આવો. પછી તેના બદલામાં તમોને રાજી કરશું.' ભાવસંઘ કહે 'દાણ આપ્યા વગર નહિ ચાલે. લાગત અમારી પહેલી લેશું ને પછી સંઘને વોળાવી દેશું, નહિ તો અનર્થ કરીશું.' ભણશાલી હઠે ચડયો, દાણ આપે નહિ ને સંઘ ચાલે નહિ. તેણે કહ્યું 'લશ્કર મંગાવીશ ને ગામ ભંગાવીશ.' ભાવસંગ પણ અડી પડયો. મોરચા

મંડાયા, ચોકી રખાઈ, સંઘને ત્યાં સાતદિન રોકાવું પડયું. પછી તે કંટાળ્યો ને દાણ આપી દેવાનું તેણે કહ્યું. **ભાવસંગ** પણ અવસરજ્ઞ થઇ સમજી ગયો. તેણે સંઘવીને મળી સંઘને જવા રજા આપી. પ્રેમજી સંઘવીએ સીરપાવ અને નાણાં આપી તેને ખુશ કર્યો. ત્યાંથી **સુંસરા** ગામ ને પછી ઢુંઢણ બદર ગામ આવ્યું.

૯૨. **કાંધાજી**નો પુત્ર **પૃથ્વીરાજ** કે જે બાપથી સવાયો હતો તેણે લશ્કર લઇ નગારાં સહિત સામો આવી સંઘવીને જુહાર કર્યો. તેની સાથે સંઘ વૈશાખ વદિ પાંચમને દિને **વિમલાચલ** પાસે આવ્યો ને **લલીતાસર** તળાવ પાસે ઉતર્યો. **પાલીતાણા**નાં મંદિરોમાં પૂજા કરી. પ્રભાતે **શત્રુંજય** જઈ સોના રૂપાના ફુલે વધાવ્યા.

૯૩. પેહેલી ટુંકે ધોલી પરબ પાસે, બીજી ટુંકે નીલી પરબ પાસે વિસામો લઈ ત્રીજી ટુંકે કુમારકુંડ જોયો. સુંદર પરબે વિશ્રામ લઇ ચોથી ટુંક તરફ હિંગલાડનો હડો આવ્યો ત્યાંથી શાલાકુંડે વિસામો લીધો. હીરબાઇ પરબ, અધુરો કુંડ, થઇને દહેરાં જોયાં, રામપોલ પેઠા. કુંતાસર ખાડો વચમાં આવ્યો, વાઘણપોળ, ચક્કેસરી માતા, ગોમુખ યક્ષ, રાજુલની ચોરી, સુરજકુંડ, ભીમકુંડ, આદીશ્વર પ્રભુ-મૂલ દેરાસરના મૂલનાયકનાં દર્શન-પૂજા. તે ચૈત્યમાં ૨૧ પ્રતિમા. પછી **ખરતરવસી**, **વિમલવસી**, સહસકૂટ, ચોમુખ, આગળ મોટો પ્રાસાદ, રાયણવૃક્ષ. ૧૪૫૨ ગણધરનાં પગલાં, **રામજી** ગંધારીનો ચોમુખ, તેમાં ૪ પ્રતિમા, પુંડરીકજી, ફરતી બાવન દેરી, ભોંયરાની પ્રતિમા. **મોણોત જેમલ**નો ચોમુખ પ્રાસાદ, હુંબડ અને **આંચલિક**નાં દેહરાં, **નેમ**ની ચોરી, તેમાં ૮૧ બિંબ, પોલને ડાબે માર્ગે

અદબદ (અદ્ભુત) દેવની મૂર્તિ, મરૂદેવી કુંડ, પાંડવ પોલથી નીકળી પુંડરીક, ભોંયરાં, મોટું દેરું, શીતલનાથ, મરૂદેવી ટુંક, સિદ્ધવડ, ઉલખાજોલ, ચિલણા તલાવડી, શેત્રુંજી નદી. આમ સર્વસ્થળો સંઘ ફર્યો. દેરાંમાં ગીતગાન. સર્વ મળી ૩૦૦ સાધુઓ, ૪ ગચ્છનાયક હતા. સ્વામીવચ્છલ થયું, ઘણી લાણીઓ થઈ; તેમાં મોટી ૧૬ લાણી હતી. કપુરચંદ ભણશાલીએ શેર ખાંડની લાણી, સુરતના પારેખ મોરારે બીજી લહાણી આપી. સંઘવીએ સંઘજમણ આપ્યું.

૯૪. છઠથી પૂનમ સુધી સંઘે શત્રુંજયની યાત્રા કરી ત્યાં સુધી રાજા પૃથ્વીરાજે સીધું રાખ્યું. વદ એકમે 'ડુંગર પર કોઈથી મને સોળ હજાર રૂપીઆ મુંડકાના ન આપો ત્યાં સુધી નહિ જવાય' એમ પૃથ્વીરાજે કહી દીધું. ભણશાલીએ માણસને જોઈ બોલવા અને પોતે બીલકુલ આપશે નહિ એમ જણાવ્યું. આની ભાંજગડમાં છ દિન ગયા. ભાટ વાણીઆ છ હજાર રૂ૦ સુધી વાન લાવ્યા, પણ ભણશાલીએ કહ્યું એથી અર્ધું–ત્રણ હજાર આપીએ. પૃથ્વીરાજ કહે 'ચાલ્યો જા. તને કોણે અહીં તેડાવ્યો છે. એ તો હું હીરા-ચાની લાજ રાખું છું. નહિ તો તને તમાસો દેખાડી દેઉં' ભણશાલી કહે 'રાજા! એવડી વાત શાને કરો છો? દાણ આપે તે ઓસવાલ બચ્ચો નહિ. હવે એક બદામ પણ ન આપું.' ભણશાલીએ આરબોનું લશ્કર રાખ્યું, બંદુક વગેરેથી સજ્જ કર્યું. પૃથ્વીરાજે પોતાના ગામના કાઠી કોળીને ભેગા કર્યા અને સંઘને ચારો અને પાણી પોતાના પ્રધાનની બુદ્ધિથી બંધ કરાવ્યાં. ભણશાલીએ ઉંટ મંગાવી ડેરા દીધા હતા ત્યાં કુઈ ખોદાવી ને તેમાં પાણી આવ્યું. રોજ મોકલી ચારો મંગાવી લીધો. આમ હોંસાતોંસીમાં વાત વધી

ગઈ, સંઘવી પ્રેમજી અને કપુર ભણશાલીએ નક્કી કર્યું કે સવારે કુચ કરી જવું અને એટલું બધું દાણ દેવું નહિ. જેઠ શુદ ૮ દિને નગારાં દઇ કપુરચંદે સંઘ લઇ પ્રયાણ કરવા માંડયું. ભાટ વાણીઆ પુનઃ ભાંજગડ કરવા લાગ્યા કે 'માળ પહેર્યા વગર કુચ કરવી યોગ્ય નથી, એક દિવસ રહી જાઓ, બધાં સારાં વાનાં થશે.' ભણશાલીએ જણાવ્યું કે 'અમે તો વાણીઆ, માન્યા તો દેવ નહીતર પાણીઆ. યાત્રા થતી નથી, સંઘ લોક આકળા થાય છે માટે અહીં અમારે રહેવું નથી એમ પૃથ્વીરાજને કહી દેવું.' ત્રીજે નગારે સંઘ ચાલવા માંડયો, રાજાના કાઠી અને કોળી તથા રજપૂતો સામા થઇ લૂંટવા લાગ્યા એટલે આરબોની બંદૂકો છૂટી. તેઓ ભાગ્યા. કાઠીઓ તરવાર કાઢી દોડયા ને લલિતાસર પાસે સામલો જામ્યો. ત્રીજે નગારે અસવારીથી સંઘ ગામની વચમાં થઇને ચાલ્યો. બંદૂકો, તીર વછૂટયાં, અસવારો પર બરછી ફેંકાણી, કોળીઓ પડવા લાગ્યા. કાયર ભાગ્યા, શૂરા રણમાં લડવા લાગ્યા. પહેલાં સીપાઇઓની લડાઈમાં પૃથ્વીરાજનો ભાઈ પડયો. વાણીઆ કૂટાણા અને વીશથી અધિક મરાયા.

૯૫. હાહાકાર થયો, સંઘવી પ્રેમજીને 'યાત્રા કરતાં અનર્થ થયો'. એમ કહી અપજશ દેવામાં આવ્યો. એટલે હીરશા ઝવેરીએ અવસર જોઈ આદીશ્વરની આણ આપી સીપાઇઓને ગોળી મારતા વાર્યા. સંઘે તળેટીએ આવી મુકામ કર્યો. સવારે હીરશાને લેઈ બને દાણ ચૂકાવવા આવ્યા. ભાંજગડમાં આખો દિવસ ગયો. બીજે દિવસે માંગેલાં નાણાં પૃથ્વીરાજને દીધાં. ડુંગરની યાત્રા છુટી થઇ. દશમનું મુહૂર્ત્ત સારૂં આવતાં સંઘવીએ ઈંદ્રમાલ પહેરી રાયણ વૃક્ષની પ્રદક્ષિણા સંઘવી અને સંઘવણે કરી; સંઘવીતિલક થયું.

ધ્વજ ચઢાવી. ભાટાદિને દાન દીધાં; સંઘની પૂજા કરી ચોથા વ્રતની બાધા લીધી. બીજે દિને કેટલાકે ડુંગર પર પૂજા કરી. બારશને દિને સંઘ ઉપડ્યો.

૯૬. કુંઢણ બંદર ગામ જઇ રહ્યો. પાછળથી કપુર ભણશાલીએ આવી રાત્રે સંઘને પ્રયાણ કરાવ્યું. તેનલીવાણા આવી રાત રહી સવારે ચાલી લોલીવાણે આવી ગામગમણ કર્યું. ત્યાંથી પીપલીયું ગામ કે જે પાલીતાણાથી સોળ ગાઉ છે ત્યાં નદી તીરે મુકામ કર્યો નાવલ વાદેલી ગામ અને ત્યાંથી ધંધુકા, ત્યાંથી ધોળકા આવ્યા. અહીં સુરત અને અમદાવાદના સંઘ જુદા જુદા ઉતર્યા. સંઘવી ભણશાલીએ નામું કરી સૌને નાણાં ચુકવી દીધાં. આદીશ્વરના દેહરે ભંડારમાં રૂપીઆ ભર્યા. ભાટ ભોજકને શીખ (દાન) દીધી. બંને સંઘ સૌ સૌને શહેર ગયા.

૯૭. આ શલોકો આજ સં. ૧૭૭૦ ના વર્ષમાં નડીઆદ ચોમાસું રહી નડીઆદી સંઘ સાથે યાત્રા કરેલી તેથી તેનો શલોકો તપાગચ્છના પંડિત લક્ષ્મીવિજયના શિષ્ય અમરવિજયે કર્યો.

૯૮. આ કૃતિમાં જણાવેલી હકીકત વિશ્વસનીય છે. સંઘમાં ચાર ગચ્છનાયક હતા તેનાં નામ આપ્યાં નથી એટલે જ્ઞાનવિમલસૂરિનું નામ ક્યાંય અપાયું નથી પરંતુ સં. ૧૭૭૭ (?) માં તે સૂરિના પસાયે સુખસાગરજીએ રચેલો 'પ્રેમવિલાસ' નામનો રાસ કે જેનો ઉપર ઉલ્લેખ કર્યો છે તેમાં તે સાથે હોવાનું સ્પષ્ટ જણાવ્યું છે. તે રાસનો સાર એ છે કેઃ—પિતા શવજી પારેખ ને માતા ગમતાદેના પુત્ર પારિખ પ્રેમજીચંદને સં. ૧૭૭૭ (?) માં શત્રુંજયની યાત્રાનો

સંઘ કાઢવાની હોંસ થઈ, ને પહેલાં શહેરની તીર્થયાત્રા કરી સર્વ સામગ્રીથી સજ્જ થઈ સંઘ ધામધૂમથી નીકળી ભરૂચ આવ્યો ને ત્યાં ડભોઇ વડોદરા આદિના સંઘ મળ્યા. આમંત્રણના કાગળો રાજનગર, ખંભાત, પાટણ, રાધનપુર, સમી, સોજંતરા, સિદ્ધપુર, વડનગર, વિજાપુર, વીશલનગર, મહેસાણા, સાચોર, થિરપુર (થરાદ), વારાહી આદિ ઘણાં ગામે મોકલાયાં. સંઘવી પ્રેમજી રાજનગર આવ્યા કારણ કે ત્યાંના ભણશાલી કપુરચંદ જેતા સાથે તેમને ઘણો પ્રેમ હતો. તેને અને બીજા વ્યવહારીઓને સાથે આવવા ખૂબ તાણ કરી. જ્ઞાનવિમલસૂરિ અને વૃદ્ધિસાગરસૂરિને પણ તેડાવ્યા-સાથે પધારવા ભાવથી વિનંતિ કરી. સર્વ સામગ્રી ત્યાં કરીને વાજતે નિશાને નીકળી ધોળકા આવ્યા. ત્યાં સર્વ સંઘ એકઠા થયા. મુખ્યત્વે સુરત, ખંભાત, પાટણ અને અમદાવાદ એ ચારના સંઘની મસલતથી આખો યાત્રા-સંઘ ચાલતો. કલિકુંડ પ્રમુખ જિનોને વંદી પ્રયાણ કર્યું. સેજવાળાં ૧૭૦૦ ગાડાં હતાં. જુદા જુદા ગચ્છના ૨૦૦ સાધુઓ હતા: ગાનારા ૪૦૦ સાથે હોઈ સ્નાત્રપૂજા અને તાલપખાજ (થી ભાવના) કરતા. સંઘની સહાય કરનાર તરીકે ભણશાલીએ સાથીઓ પૂર્યા જેમ જેમ આગળ ચાલતા થાય તેમ તેમ યાત્રાળુ લોક વધતા જાય, દાણદાપો વાટે ક્યાંય દેવો ન પડે. લોલીયાણે આવ્યા ત્યાં મહવાસી-મેવાસી (કાંટીઆ વર્ણના) આવી નમ્યા પાલીતાણે પહોંચી ત્રીજે દિને યાત્રા થઇ-વૈશાખ શુદિ સાતમને દિને. સોનારૂપાની આંગી આદીશ્વરને ચઢાવી. મુકુટ કુંડલ અને કંઠે તિલક કરી અંગપૂજા કરી. રાયણહેઠે આદીશ્વરનાં પગલાંની, દેરાંઓનાં બિંબોની, ૧૪૫૨ ગણધરની પૂજા કરી. સ્નાત્ર અને સત્તરભેદી પૂજા

સાથે દંડારસ (દાંડીઆ રાસ) માદલના અવાજ સહિત લીધા. ધ્વજા પંચવર્ણી ચડાવી. ઘોઘા મહુવા આદિના સોરઠી સંઘ ઘણા મળ્યા. માનવ-સંખ્યા લગભગ પાંત્રીશ હજારની થઇ. જમણ પકવાનનું ત્રણ દિવસ સુધી સંઘપરિવારે લીધું. માંહોમાંહે લાણીઓ થઇ. આમ લોકોના દિવસો ઉત્સવના આનંદમાં જતા હતા.

૯૯. તેઓ પાલીતાણાના દેરાસરમાં ભક્તિ કરતા અને જ્ઞાનવિમલ ગુરુની વાણી સુણી કેટલાક વ્રતો ઉચ્ચરતા. શત્રુંજય-માહાત્મ્ય વંચાતું, લોકોની ડક ભરાતી, પાત્રજનને દાન દેવાતાં, ધવલ મંગલ ગીત ગવાતાં સારા મુહૂર્તે ઇંદ્રમાલ પહેરી સંઘવીએ મનોરથ સિદ્ધ કર્યો, તેની બે સ્ત્રીઓ હતી તેમણે પણ માલ પહેરી. ડુંગરને ફરશી યાત્રા સૌએ કરી. ગિરનારની યાત્રા કરવાની હોંશ હતી તે વરસાદના ભયથી-આવ્યાથી પહોંચી નહિ. 'પૃથ્વીરાજશું થઇ દુશ્મનાઇ, તેણે હેતે યાત્રા ન થાઇ'-પૃથ્વીરાજ સાથે શત્રુવટ થતાં યાત્રા ન થઇ એટલે તુરત સંઘ નીકળી ધોળકે આવ્યો. કોઇવાતે દુઃખી ન થતાં સંઘ સુખ પામ્યો ત્યાંથી સૌ સંઘવીને પ્રણામ કરી પોતપોતાના સ્થાને પહોંચી ગયા. હવે જ્ઞાનવિમલસૂરિ રાજનગર ચોમાસું રહેવા ગયા ને સંઘવી પ્રેમજી સુરત ગયા. ત્યાં સ્વામીવચ્છલ કર્યો. ગિરનારનો યાત્રા-સંઘ કાઢવાનો મનોરથ કાયમ હતો.

એમ સંવત **સત્તરસિત્યોતરામે** વરસ શત્રુંજય ગિરિતણી
જેમ યાત્રા કીધી તાસ કરણી જાણવાને મેં ભણી
શ્રી **જ્ઞાનવિમલ** સૂરીંદ પસાયે અંગે ઉલટ અતિ ઘણો
શ્રી **દીપસાગર** કવિરાજસેવક **સુખસાગર** કવિ એમ ભણે ૪૫

૧૦૦. આમ ૪૫ કડીમાં પૂરા થતા રાસમાં સંઘયાત્રાનું વર્ષ ૧૭૭૭ આપવામાં ભૂલ થઇ લાગે છે, કદાચ મુદ્રણદોષ અગર નકલ ઉતારનારના દૃષ્ટિદોષથી 'સિત્તેરા' ને બદલે 'સિત્યોત્તરા' લખાઇ-છપાઇ ગયું લાગે છે. વસ્તુતઃ ૧૭૭૦ જ જોઇએ કારણ કે સંઘવી પ્રેમજી સાથે ગયેલ પ્રસિદ્ધ કપૂરચંદ ભણુશાલી સં. ૧૭૭૭ માં હયાતજ ન હતા. બીજી વાત એ છે કે સંઘમાં બુદ્ધિસાગરસૂરિને સાથે તેડયા હતા તે જો સાગર શાખાના રાજસાગરસૂરિના પટ્ટધર બુદ્ધિસાગરસૂરિ હોય તો તે ઇતિહાસથી વિરૂદ્ધ છે, કારણ કે તેમના ચરિત્ર (ઐતિહાસિક રાસ સંગ્રહ ભા ૩ પૃ. ૬૧ થી ૭૮) પરથી જણાય છે કે સં. ૧૭૯૭ ના આસો શુ. ૩ દિને ૬૭ વર્ષની ઉમરે અમદાવાદમાં સ્વર્ગસ્થ થયેલા તે આ યાત્રાસંઘના વર્ષમાં વિદ્યમાન નહોતા. તે વખતે તો તેમના પટ્ટધર લક્ષ્મીસાગરસૂરિ વિદ્યમાન હતા; પરંતુ તે જો વૃદ્ધ તપાગચ્છના બુદ્ધિસાગરસૂરિ હોય તો તે બનવા જોગ છે કારણ કે તે સંવત ૧૭૮૪ સુધી વિદ્યમાન હતા (જુઓ લેખ નં. ૨૨૫ કે જેનો ઉલ્લેખ હવે પછી થશે.) શલોકામાં જણાવેલ ૪ ગચ્છનાયકમાં આ બંને ગણીએ તો બાકીના બે તે વખતે તપાગચ્છના વિજયાણંદસૂરિની પરંપરામાં વિજયઋદ્ધિસૂરિ, વિજયદેવસૂરિની પરંપરામાં વિજયરત્નસૂરિ, ખરતરગચ્છના જિનસૌખ્યસૂરિ, અંચલગચ્છના અમરસાગરસૂરિ આદિ પૈકી હોવા ઘટે.

૧૦૧. પ્રસિદ્ધ કવિશ્રી ઉદયરત્ન મુનિ પોતાના ગુરૂ નામે જ્ઞાનરત્ન તથા બીજા ૭ મુનિ એમ સાત મુનિની સાથે સુરતના ઉક્ત પારેખ પ્રેમજી તથા ભણુશાલી કપૂરે સં. ૧૭૭૦ માં કાઢેલા શત્રુંજયના સંઘમાં ગયા હતા અને તેજ વખતે શત્રુંજયની યાત્રા

કરતાં તેમણે રચેલા નવ ઢાલના સિદ્ધાચલ મંડન ઋષભ સ્તવન (કે જૈન યુગ પૃ. ૩ પૃ. ૩૪૯ થી ૩૫૧ માં મેં પ્રકટ કરેલ છે) પરથી જણાય છે. તેમાં ઢાલ ૪ થી માં પોપટ, વાદળી, પવન, વરસાદ વગેરેને સંબોધન કરવામાં કવિએ કરેલી કલ્પના અત્રે ઉતારવાનું મન થઇ જાય છે:—

માહરા રે ભાઇ સુડલા!, ગુણ માનું લાલ
મને આપજ્યો થાહરી પાંખ, થારો ગુણું માનું લાલ
હું ઓલંઘું ઉજ્જડ, ગુણ માનું લાલ
માને શત્રુંજે દેખાડ, થારો ગુણ માનું લાલ.
આદિસર ભેટું ઉડીને, ગુણ૦ ભાંજું માહરા મનની ભ્રાંત, થારો. ૧
વૈશાખ જેઠની વાદલી! ગુણ માનું લાલ
માહરા સંઘ ઉપર કર છાંહિ, થારો ગુણું માનું લાલ
પવન! લાગું પાઉલે, ગુણ માનું લાલ
તું તો સંઘ ઉપર કર છાંહિ, (?) થારો ગુણ માનું લાલ. ૨
જલધરને જાઉં ભાંમણે, ગુણ માનું લાલ,
તું તો ઝીણી ઝીણી વરસ્યે બૂંદ, થારો ગુણ માનું લાલ. ૩
માલીડા! લાવ્યે ફુલડાં, ગુણ માનું લાલ
માંહિ માલતી ને મુચકુંદ, થારો ગુણ માનું લાલ. ૩
**પારેખ પ્રેમજી** સંઘવી!, ગુણ માનું લાલ
**ભણશાલી** કપૂર, થારો ગુણ માનું લાલ
મજલ જો નાની કરો, ગુણ માનું લાલ
તો સંતાપે નહિ સૂર, થારો ગુણ માનું લાલ. ૪

શ્રી **આદેસર** સાહિબા, ગુ૦ ચિત્તમાં ધરજ્યો ચૂંપ થારો.
**ઉદયરતન** ઇમ ઉચરે ગુ૦ માને દરસણ દેજે રોજ, થારો. ૫

નવમી ઢાલમાં જણાવે છે કેઃ—

**સુરતિ બિંદર** સહિરનો વાસી, **પારેખ પ્રેમજી** પોતેં,
સંઘ લેઈ **શત્રુંજયે** આયો, જય પાયો ગિરિ જો તે રે.
**ભણસાલી** કપૂરે ભલી પરે, સંઘની સાંનિધ કીધી,
**કાઠી** લોકને લાગો કરડો, સબર સ્યાબાસી લીધી રે.
સંવત **સતર સીતેરા** વર્ષે, વદિ સાતમ ગુરૂવારે,
**ઉદય** વદે **આદિપતિ** ભેટ્યો, સંઘ ચતુર્વિધ સાથે રે.

કલશ

શ્રી **હીરરત્ન** સૂરીંદ વંશે, **જ્ઞાનરત્ન** ગણિ ગુણનીલો,
તિણેં સાત ઠાણેં સંઘ સાથે, ભેટીઓ ત્રિભુવનતીલો,
જે જિન આરાધે મન સાધે, સાધે તે સુખસંપદા,
**ઉદયરત્ન** ભાખે અનેક ભવની, તેહ ટાલેં આપદા.

૧૦૨. ઉક્ત **ભણશાલી** કપૂરચંદ એ **અમદાવાદના** જૈન ઓસવાળ શ્રીમંત હતા. શલોકામાં કહ્યા પ્રમાણેઃ—

**ભણશાલી કપુરચંદ** સુજાણ, પાતશાહી દીવાન દે બહુમાન,
ખોજ હઝીરનો સાચો વજીર, સુરો પુરો ને વિરોધી વીર. ૧૪
**ભણશાલી** કેરો સબલો છે ડંકો, આણ ન લોપે રાય ને રંકો. ૪૦
જે કોઇ એહથી ચાલે અપૂઠો, તેહને જાણો જગદીશ રૂઠો,
જે કોઇ આવી શીશ નમાવે, તે **ભણશાલીનો** ઇનામ પાવે. ૪૧

તે ભાવસિંગને કહે છેઃ—

ભણુશાલી કહે 'નાપું દાણ, મુજ જાણે છે સુબા સુંલતાન,
તે માટે મારો સંઘ વોલાવો, લશ્કર લઇ વોલાવા આવો.' ૫૭
ભણુશાલી ભાખે 'તારો શો જોર. જો તું એવડો કરે છે સોર.
તેડાવું લશ્કર ભંગાવું ગામ, કિહાં રહેવાનું ન જડે ઠામ' ૬૧
પૃથ્વીરાજે મુંડકું લીધા વગર ડુંગર ચડવા નહિ દેઉં એમ કહ્યું ત્યારેઃ-
એહવું સાંભલી કહે ભાણુશાલી, 'જોઇ માણસને બોલ સંભાલિ,
બીજા સંઘવી પરે હું નાપું, મુલગા માંહથી મીલણ કાપું.' ૧૧૯
ભણુશાલી ભાખે 'સાંભળો હો રાજા!, શાને એવડા કરે દીવાજા,
દાણ જે માગે તેહીજ સાચા (?), જોરાવર નામે ઓસવાલ બચ્ચા. ૧૨૩
બીજા સંઘવીને હું નહિ સરીખો, આંખ્યો ઉઘાડી જોઇને પરખો,
હવે હું તુજને નાપું બદામ, તાહરે ચાલે તે કરજે બદામ'(? તમામ)
હવે ભણુશાલી લશ્કર રાખે, નાલિ ગોલાના આરબો દાખે.

આમ આખો શલોકો જોતાં સંઘવી પ્રેમજીને બદલે ખરો નાયક કપુરચંદ ભણુશાલી છે. તે ઘણો શૂરવીર, વ્યવહારકુશળ અને વિરોધી તેજસ્વી વીર હતો. રાજમાં તેનો પો.પડતો અને ખોજા હકીર (? હમીદ) (જે કોણ હતો તે જણાયું નથી. અમદાવાદના સૂબા અબદુલ હમીદ-ખાનનું ટુંકું નામ હશે) નો વઝીર હતો. તેના સાથે હોવાથી સંઘની યાત્રા સફલ થઇ. તે કોઇથી બાધ્યો જાય તેમ નહોતો.

૧૦૩ તેના સંબંધમાં એક રાસડો અમદાવાદમાં ગવાતો કે જેની બે કડી એ છે કે 'હાર્યો હાર્યો મદનગોપાળ, જીત્યો જીત્યો કપુરશા ઓસવાલ.' (મારી અં. જૈન રાસમાળા-સમાલોચના પૃ. ૧૧ નું ટિપ્પણ) આ મદનગોપાળ સંબંધી મુંબઇ ગેઝેટીયરનાં ગુજરાતના પ્રતિ-

હાસ પૃ. ૨૯૮ માં જણાવેલ છે કે તે ઉત્તર હિંદનો ફાવેલો શરાફ હતો અને ફિરૂઝજંગ સાથે ખજાનચી તરીકે અમદાવાદ આવ્યો હતો. તેના માણસ હરિરામે સને ૧૭૧૪ (સં. ૧૭૭૧) માં હોલીના વખતે રમત કરતાં એક મુસલમાનની છેડતી કરી, એટલે તે મસીદમાં ગયો અને મુસલમાનોએ તેનો પક્ષ લીધો. 'દિન દિન' કરી કાઝી પાસે જતાં તે ન મળવાથી મુસલમાનોનું ટોળું ઝવેરીવાડામાં આવેલી મદનગોપાલની હવેલી તરફ ગયું. પણ નગરશેઠ કપુરચંદ ભણશાલીએ તે વાડાના જબરા દરવાજા બંધ કરી દીધા અને પોતાના મુસલમાન સૈનિકોથી ગોળીઓ વડે ટોળાનો સામનો કર્યો. સૂબાએ લશ્કર મોકલી બંને બાજુના આગેવાનોની લાગવગથી રમખાણ શાંત થયું. આ હુલ્લડની દિલ્હીમાં ખબર મળતાં હિંદુઓએ હડતાળ પાડી એટલે બાદશાહે છડીદારોને ગુજરાત જઇ મુસલમાનોના અગ્ર તોફાનીઓને નગરશેઠ કપુરચંદ ભણશાલી સાથે લઇ આવવા હુકમ કર્યો. આ વાતની અગાઉ અમદાવાદના મુસલમાનોને ખબર દિલ્હીના કેટલાક વોહરાઓએ આપી દીધી, એટલે મુલ્લા અને વોહરાઓ અને તેમના પછી કપુરચંદ ભણશાલી દિલ્હી ગયા. મુલ્લાએ પોતાના વકતૃત્વથી દરબાર–સભા પર સારી અસર કરી. બાદશાહે તેને અને ભણશાલીને પોતાની કને બોલાવી બંનેના ખુલાસા જાણ્યા. પછી ભણશાલીજીને કેદમાં નાંખેલાં. એમ કહેવાય છે કે તે મુલ્લા દ્વારા પોતે છુટી ગયા અને તેઓ અને વોહરાઓ ગુજરાત આવ્યા. આ સમય લગભગ સાબરમતીમાં મોટી રેલ આવી ને ભારે નુકશાન થયું. અમદાવાદના સુબાની ફેરબદલી થતી ગઇ. સને ૧૭૧૯ માં ફેરૂકશીર બાદશાહને સૈયદોએ મારી નાંખ્યો, સં. ૧૭૨૦ માં ગૂજરાતના સુબા અજીત-

સિંગે પોતાની તરફથી અનુપસિંગ ભંડારીને ગૂજરાત મોકલ્યો. ભંડારીએ જુલમ ભર્યાં બહુકામ કીધાં, તેમાં એક આ પણ કે અમદાવાદના મોટા-અગ્ર વેપારી કપુરચંદ ભણસાલીનું ખૂન કરાવ્યું. આ ખૂનનું કારણ એ હતું કે તે શેઠે પગાર દઇ શસ્ત્રબદ્ધ પાસવાનો-સૈનિકો રાખ્યા હતા કે જેઓ ભંડારીના હુકમોની સામે થતા અને જે લોકોને અન્યાયથી કેદ કરવામાં આવતા તેઓને કેદમાંથી મુક્ત કરતા. આમ પોતાના અન્યાયમાં વચ્ચે આવનાર ભણશાલીનું વિશ્વાસઘાતથી ભંડારીએ ખૂન કરાવ્યું, (સંવત્ ૧૭૭૬-૭). એક અગ્રગણ્ય શૂરવીર અને જાજરમાન શ્રીમંત, ધર્મપ્રેમી અને લોકો પર થતા જુલમ સામે ન્યાયથી બહાદુરી બતાવી ઝુંઝનાર પ્રસિદ્ધ શ્રાવકની કારકીર્દિનો કરૂણ અંત આવ્યો, (ઉક્ત અંગ્રેજીમાં ગૂજરાતનો ઇતિહાસ પૃ. ૩૦૨ કે જેના સાર રૂપે નર્મદકવિશ્રીએ ગૂજરાત સર્વ સંગ્રહ ગૂજરાતીમાં લખેલ છે.)

૧૦૪. *પ્રેમજી પરીખના સંઘની પાસેથી મુંડકું લેવાનો આગ્રહ રાખનાર પૃથ્વીરાજ તે પાલીતાણાના ગોહીલ રાજવંશમાંનો

* આ પારખ પ્રેમજી સંઘવીના સંઘનો ઉલ્લેખ મતિરત્ને સં. ૧૮૦૪ માં નીકળેલા સુરત સંઘની વિગત આપતાં પહેલાં પ્રસ્તાવમાં પોતાની સિદ્ધાચલ તીર્થમાલામાં એ રીતે કર્યો છે કેઃ—

પારખ પ્રેમજી સંઘવી થઇને સુગતિ સહેરથી આવે રે
ઠામ ઠામ મુકામ કરાવે લાહુઆ લેહણી હાવે રે
દેહરાસર જિન પ્રતિમા સાથે કેસર ચંદન ઘોલી રે
પ્રભુ પૂજી મન રંગે ગાવે મિલિમિલિ સઘલી ટોલી રે
ઓચ્છવ મહોચ્છવ સબલો થાવે શેત્રુંજે યાત્રા આવે રે
આદીશ્વર મનરંગે પૂજી કરમની કોડિ ખપાવે રે.

એક છે. તેની પહેલાં ગાદી ગારીઆધરમાં હતી. શત્રોજી પછી સુરતાનજી, તેના પછી કાંધોજી ત્રીજો, અને તેના પછી તેનો પુત્ર આ પૃથ્વીરાજજી.

૧૦૫. શલોકામાં જણાવેલી ત્રણ વ્યક્તિઓ પ્રેમજી પરીખ, કપુરચંદ ભણશાલી ને પૃથ્વીરાજનો ટુંક પરિચય કર્યો. જ્ઞાનવિમલસૂરિએ પછી ઉક્ત પ્રેમજી પરીખની (એક) ભાર્યા નવીબાઇએ આદિનાથ બિંબ કરાવ્યું તેની પ્રતિષ્ઠા તેમજ પરિ સુરદાસ ગંગદાસની પુત્રી નંદુબાઇએ ભરાવેલી ચંદ્રપ્રભની મૂર્તિની પ્રતિષ્ઠા સં. ૧૭૮૦ ના વૈશાખ શુદિ ૯ સોમને દિને કરી, (જુઓ લેખ નં. ૨૯૦ અને ૨૯૨ સુરત જૈન પ્રતિમા લેખ સંગ્રહ) આ પછી એ વર્ષમાં—સં. ૧૭૮૨ આસો વદિ ૪ ગુરૂ દિને ખંભાતમાં તે સૂરિએ કાલ કર્યો અને તેમની પાદુકા તેજ વર્ષ (સં ૧૭૮૨ શાકે ૧૬૪૭) માં સુરતમાં તેમના શિષ્ય ને પટ્ટધર સૌભાગ્યસાગરસૂરિએ પ્રતિષ્ઠિત કરી (જુઓ લેખ નં. ૨૩૦)

૧૦૬. સં. ૧૭૮૦ માં મુનિ ક્ષમાવિજય યાત્રા કરતાં સુરત આવ્યા, સંઘની વિનતિથી ત્યાં ચોમાસું રહ્યા. તેમના ઉપદેશથી પર્યુષણમાં અમારિ પળાવી, જલચર (માછલાં વગેરે) જીવોનો સંહાર અટકાવ્યો, જિન પૂજાદિ થયાં. બીજું ચોમાસું કરવા તેમને અતિ આગ્રહ થયો, પણ લાગલાગટ ચોમાસું કરવું એ મુનિનો માર્ગ નથી એમ કહી વિહાર કર્યો. શેઠ માણેકચંદના આગ્રહથી વાડીમાં આઠ દિન રહ્યા અને પછી જંબુસર ગયા.

૧૦૭ સં. ૧૭૮૧ ચૈત્ર શુદ ૧ શનિવારે મહોપાધ્યાય ઋદ્ધિવિજય ગણિના શિષ્ય પંડિત ધર્મવિજયગણિએ પંન્યાસ ગુણવિજયના

વાંચનાર્થે, 'શ્રી સૂરતિ બંદીર મધ્યે' મહોપાધ્યાય યશોવિજયજીના શિષ્ય તત્ત્વવિજયે સં. ૧૭૨૪ માં રચેલા અમરદત્ત મિત્રાનંદ રાસની પ્રત ૧૯ પત્રની લખી (પ્રત નં. ૨૩૩૩ શ્રી મુક્તિ કમલ જૈન મોહન જ્ઞાનમંદિર વડોદરા. જૈન ગૂ૦ કવિઓ ૩, પૃ. )

૧૦૮. અંચલગચ્છના વિદ્યાસાગરસૂરિ શિ૦ મેરૂલાભ શિ૦ સહજસુંદરના શિષ્ય નિત્યલાભ (પારા ૮૫ માં જણાવ્યા છે તે) એક સારા ગૂર્જર કવિ થયા છે. તેમણે સુરતમાં સં. ૧૭૮૧ માં ચોમાસું કરી ચોવીશી (૨૪ જિન સ્તવનો), શ્રી મહાવીર પ્રભુનાં પાંચ કલ્યાણક ગર્ભિત ચોઢાળીઉં અને આર્યા ચંદનબાલા પર સ્વાધ્યાય રચેલ છે, અને પછીના વર્ષમાં (સં. ૧૭૮૨ માં) મહા શુદ ૭ બુધે સદેવંત સાવલિંગા રાસ સુરતના સંઘના આગ્રહથી રચ્યો છે. (સદેવંત સાવલિંગાની વાર્તા જૈનેતર ગૂજરાતી સમાજમાં પ્રસિદ્ધ અને પ્રચલિત છે). આ રાસ અંતે તે કવિ ખરું કહે છે કે:-

નગર માંહે **સુરત** રંગીલો, શ્રાવક વસે નગીના રે,
દેવ-ગુરૂના રાગી દૃઢ ધર્મી જિનવર-ભક્તિએ ભીના રે.

૧૦૯. આ સમયમાં થયેલ ન્યાયસાગરે (જુઓ નં. ૪૪૬ પૃ. ૫૪૨ જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨) સૂરત મંડન પાર્શ્વ સ્તવન રચ્યું છે:—

સુરતિ-મંડન સૂરતિ પ્યારી, મો મનિ અતિ હિં સુહાય
નયનાં દર્શન ઉમ્હહે, મિલવેકું ચાહે કાય ૧
સનેહી સાહિબ મેરા બે
અરે હાં હાં સબુને બંદા તેરા બે.

અરે હાં હાં મેં છોરૂં ન કેરા એ
અરે હાં હાં ટારો ભવ ફેરા એ—આંકણી
તુંહી સાજન જનમનરંજન, મોં મન ફૂલન બાગ
તુમ્હ ગુનપરિમલ મહમહે, ગુનરસિક ભમર પર ભાગ ૨ સનેહી.
મો મન ભિતર તુંહિ બિરાજે, ઓર ન આવે દાય
તુઝ મુખપંકજ મોહિયો, મન ભમર રહિઓ લોભાય. ૩ સનેહી.
તું નીરાગી હું તુમ્હ રાગી, ઇમ કિમ વાધે હેત ?
પ્રીત દુરાઇ ન દુરે, હમ્હ નયન અયન કહ દેત ૩ સનેહી.
તુંહિજ લચ્છી તુહિજ સાહિબ, **સૂરતિ મંડન પાસ**
**ન્યાયસાગર** પ્રભુ આગલિં, એ સેવકની અરદાસ ૪ સનેહી.

૧૧૦. સં. ૧૭૮૪ કા. શુ ૧૦ મંગલવારે 'શ્રી સુરત બંદરે શેઠ **નેમચંદ્ર મેલાપચંદ્ર**ની વાડીના ઉપાશ્રયમાં સ્વર્ગસ્થ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયવીરસૂરિના શિષ્યે 'શ્રીકલ્પસૂત્ર પદોદ્ધચંદ્ર કુલકની પ્રતિ લખી (ઝીંઝુવાડા ભં. પ્ર ૧૧૭૫) અને તે વર્ષના મહા શુદિ ૧૦ બુધે **શ્રી**માલી જ્ઞાતિના બાઇ **ઇંદ્રાણી**એ કરાવેલો **ચતુર્વિંશતિ** જિનપટ્ટ **વૃદ્ધ તપા**ગચ્છાધિરાજ ભટ્ટારક શ્રી **વૃદ્ધિસાગરસૂરિ**ના રાજ્યમાં જિનચંદ્ર મુનિએ પ્રતિષ્ઠિત કર્યો. (જુઓ લેખ નં. ૨૨૫) વળી આ વર્ષમાં પ્રસિદ્ધ અધ્યાત્મયોગી **દેવચંદ્ર**જીએ ત્યાં ચાતુર્માસ કર્યું.

૧૧૧. સં ૧૭૮૫ જ્યે. વ. ૬ રવિએ શ્રી **યશોવિજય**કૃત ૩૫૦ ગાથાના સીમંધર સ્ત૦ ની ૨૮ પત્રની હસ્તપ્રત લખાઇ (દા. ૨૦ સીમંધર ભં. સુરત.) સં. ૧૭૮૬ શાકે ૧૬૫૨ ના ફાગણ વદ ૧ રવિવારે **સૂરત** મધ્યે ત૦ **ન્યાયસાગરે** (જુઓ પારા ૧૦૯)

સં. ૧૭૮૪ ધનતેરસે રાનેરમાં ગૂ૦ માં રચેલી મહાવીર રાગમાલાની પ્રત ૪ પત્રની લખાઈ (દા. ૧૦ નં. ૩૮ ઘોઘા ભંડાર).

૧૧૨. સં. ૧૭૮૭ ના ફાગણ શુદિ ૩ ને દિને તપાગચ્છના વિજયદયાસૂરિએ સુરતમાં પ્રવેશ કર્યો તે વખતે શેઠ માણિકચંદ શા પ્રેમજી વગેરે સંઘના આગેવાનોએ પ્રવેશોત્સવ કર્યો અને સૂરિએ તે વર્ષમાં ચોમાસું સુરતમાંજ કર્યું.

૧૧૩. સં. ૧૭૮૭ અને ૧૭૮૮ આ બંને વર્ષનાં ચોમાસાં તપા સાગરગચ્છીય લક્ષ્મીસાગરસૂરિએ સુરતમાં કર્યાં અને ત્યાં ૧૭૮૮ ના વિજયાદશમી દિને પ્રમોદસાગર ઉપાધ્યાયને બોલાવી તપગચ્છનો બધો ભાર સંભાળી લેવા કહી તેને સૂરિપદ આપી તેનું કલ્યાણસાગરસૂરિ નામ સ્થાપી આસો વદ ૭ ની રાત્રીએ દેહોત્સર્ગ કર્યો. તેમની પાદુકા હીરવિહારમાં (જેનું વર્ણન અગાઉ આવી ગયું છે તે સ્થાને) કલ્યાણસાગરસૂરિએ સ્થપાવી ત્યાં પૂજા કરાવી. આમાં સભાચંદ કચરાએ ઘણું દ્રવ્ય ખર્ચ્યું [જુઓ લક્ષ્મીસાગરસૂરિ રાસ-જૈન ઐ. રાસમાળા પૃ. ૨૦૦ થી ૨૧૨] આ વખતે સુરત સંઘમાં આગેવાન શ્રાવકો દોસી ગેલૂના કુલનો શાહ માનચંદ, અને કપૂર ધનાના પુત્રો શાહ નિહાલચંદ અને મેવાશાહ એ ત્રણે મૂળ રાજનગર-અમદાવાદ વતની સૂરત આવી વસેલા; તથા સુરતના સંઘમાં આ ગુરુના રાગી વોહરા ધર્મદાસ, અમીચંદના પુત્ર શાહ લખમીચંદ અને લાલ શાહ, શાહ ઝવેર પનજી, પરિખ ઝવેરલાલ, શાહ કપુરચંદ હીરજી, સોની દેવચંદ, તિલકશાના પુત્ર વિમલશા અને મોતીચંદ, શા વર્ધમાન અભયચંદ, પરિખ ગલાલ વિજેકર્ણ,

શાહ કુંવરજી કાનજી, શાહ સલાચંદ કચરા, શા **નાહના વીરજી**, શા ધનજી **નાહના**, શાહ ગલાલ રૂપા, **સુરચંદ વીરચંદ**, **માંકા** જેતસી, **સોમચંદ દીપચંદ**, શાહ **તારાચંદ**, શાહ ઝવેર છનીઆ, શાહ **અમીચંદ સંઘજી**, **ગાંધી વીરજી** રહીયા, **ગાંધી** જીવણ, **લાડુવા શ્રીમાલીમાં** શાહ **મોતીચંદ ગણેશ** ઇત્યાદિ હતા. કલ્યાણસાગરને સૂરિપદ અપાયું તે વાત તેના રાસમાં (જૈન ઐ. ગૂ. કાવ્યસંચય પૃ. ૨૫૮ માં) જણાવી છે:—

સંવત **સતર અઠયાસીએ** રે કાંઇ વિજયદશમી ગુરૂવાર
**સૂરતિ** સંઘ ઉમાહીઓરે, લોક તણો નહી પાર. વગેરે.

૧૧૪. આ સમય લગભગ મૂળ પાટણના વતની અને **સુરતમાં** આવી રહેલા કચરા કીકાએ **દેવચંદ્રજીને** કહ્યું કે પુણ્યયોગે થયેલ લક્ષ્મીનો ઉપયોગ યાત્રા કરવામાં કરવા મનોરથ થયો છે તો કોઇ શાસ્ત્રાભ્યાસી પુરૂષને સાથે આપો તો તે સફલ થાય; એટલે તેમણે પોતાની પાસે અભ્યાસ કરતા **પુંજાકુમાર** (પછીથી દીક્ષિત થયેલ મુનિ ઉત્તમવિજય) ને આપ્યો. કચરાશાહે હર્ષિત થઇ **સમેતશિખર** યાત્રાર્થે જવા તૈયારી કરી. શુભ લગ્ને જહાજમાં બેસી કલીકોટ આવી **પાર્શ્વપ્રભુનાં** દર્શન કરી ત્યાંથી **મગસુદાબાદ** આવી જૈન ચૈત્યોનાં દર્શન કરી અનુક્રમે **શિખરજી** આવી તલેટીમાં વાસ કર્યો. ત્યાં ગામ ધણીનો **શિખરજી** ઉપર ચડવાનો હુકમ નહોતો. **પુંજાકુમારને** દિવ્ય સ્વપ્ન આવ્યું ને પ્રભાતે અંતરાય વગર કચરાશાહને લઇ સુખેથી યાત્રા કરી. ત્યાંથી **રાજગૃહ, ચંપા, બ્રાહ્મણકુંડ** ક્ષત્રિયકુંડ, **પાવાપુરી, મથુરા, કાશી, આગ્રા, પટણા, મેડતા,** ગૂજરાતનું **પાટણ** આવ્યા.

અહીં કચરાશાનો મૂળ વસવાટ હોવાથી તેને બહુ હર્ષ થયો અને ત્યાં ઘણા કરજદારોનું કરજ ફીટાડયું ને પછી સુરત આવ્યા.

૧૧૫ સં. ૧૭૬૦ મહા વદિ ૧૦ રવિ દિને 'સુશ્રાવક પુણ્યપ્રભાવક દેવગુરૂપરમભક્તિકારક જીવદયાપ્રતિપાલક સાહ ખુસ્યાલચંદ વાચનાર્થે શ્રીમદ્ યશોવિજય ઉપાધ્યાયકૃત દ્રવ્ય ગુણ પર્યાય રાસ તેમના સ્વોપજ્ઞ બાલાવબોધ સહિતની ૩૦ પત્રની હસ્તપ્રત લખાઇ (નાનચંદ યતિનો ભંડાર) અને તેની બીજી પ્રત ૭૫ પત્રની તેજ વર્ષના માહ શુદ ૮ ગુરૂવારે લખાઇ (દા. ૧૯ નં. ૬ સીમંધર સ્વામી ભં. સુરત.)

૧૧૬. સં. ૧૭૬૨ ફા. વ. ૧૩ શનિવારે પંડિત દેવહંસ ગણિ શિ૦ પં. જયહંસગણિ શિ૦ શ્રીરૂપહંસગણિ શિ૦ મુનિ મોહનહંસ અને મુનિ ઋદ્ધિહંસગણિ શિ૦ મુક્તિહંસે સુરતમાં ચાતુર્માસ રહી કવિ રામવિજયકૃત શાંતિનાથ રાસની ૧૮૪ પત્રની પ્રત લખી (દા. ૨૦ પો. ૧ વીરવિજય ઉપાશ્રય, અમદાવાદ.)

૧૧૭. સં. ૧૭૬૩ નાં માગશર વદ ૧૦ ગુરૂવારે કડવાગચ્છના લાધાશાહે સુરતમાં જેટલાં ચૈત્યો છે તેનાં નામ ઠામ સહિત વર્ણન રૂપે 'સુરત ચૈત્ય પરિપાટી સ્તવન' નામની પદ્યકૃતિ શાહ લાલચંદના આગ્રહથી રચી. આમાં અગાઉ શ્રી વિનયવિજય ઉપાધ્યાયે ગણાવેલાં ૧૧ દેરાસરો પૈકી ૧૦ મોટાં દેરાસરો, ઉપરાંત ગૃહમંદિર–ઘરદેરાસર ૨૩૫, ભોંયરાં ૩, પ્રતિમા ૩૯૭૨, પંચતીર્થીની ૫ ધાતુ પ્રતિમા, ચોવીસવટાની ૨૪. વગેરે દશ હજારને એકતાલીસ ગણાવેલ છે, એટલુંજ નહિ પરંતુ તે દરેક દેરાસર કયા કયા પુરામાં આવેલ છે,

દરેક પરામાં કેટલાં નાનાં ઘર-દેરાસરો છે તે, દરેક દેરાસરમાં કેટલી પાષાણની અને ધાતુની મૂર્તિઓ છે વગેરે ગણના પૂર્વક જણાવેલ છે.

૧૧૮. સં. ૧૭૯૪ ના આશો શુ. ૨ દિને **સુરત** મધ્યે મુનિ ગણેશરૂચિએ 'વિચારામૃત સંગ્રહ' ની પ્રતિ લખી (હંસવિજય ભં. વડોદરા પ્રત નં. ૧૨૧૬)

૧૧૯. **અંચલગચ્છના** ગણિ **જ્ઞાનસાગરે** (પછી ઉદયસાગર-સૂરિએ) **સુરતમાં** ચોમાસું ગાળ્યું ને ત્યાં ગોડી પાર્શ્વનાથની સાનિધ્યે ગુણવર્મા રાસ સં. ૧૭૯૭ ના અષાઢ શુદ ૨ ને દિને ગૂજરાતી પદ્યમાં રચી પૂરો કર્યો તેની પ્રશસ્તિમાં નીચેની જે વાત નોંધેલી છે તે અત્ર ઉલ્લેખનીય છે: —

સુરતના **શ્રી**માલી જ્ઞાતિના **સંઘ**નાથે **આબુ** અને **સિદ્ધાચલ** (**શત્રુંજય**) ના સંઘ કાઢી ઘણું દ્રવ્ય ખર્ચ્યું. તેના પુત્ર કપૂરચંદ શાહે આચાર્યપદ અને ગચ્છનાયક પદના મહોત્સવો કર્યા, ચોરાશી એટલે સર્વે ગચ્છના સાધર્મી ભાઇઓને અનેક પકવાનોથી જમાડ્યા અને ઢુંઢકના (દિગંબરી) સ્વધર્મીઓને પણ સંતોષ્યા. તેના પુત્ર શાહ ખુશાલચંદે **અંચલગચ્છના** આચાર્ય (**વિદ્યાસાગરસૂરિ**) નું ચોમાસું સુરતમાં કરાવી ઘણું દ્રવ્ય નવ ક્ષેત્રમાં વાપર્યું; ને તેણે **સિદ્ધાચલની** જાત્રા પણ કરી. આ વખતે **પોરવાડ** વણિક જ્ઞાતિના શ્રાવક મહેતા **ગોડીદાસ** અને જીવણદાસ નામના બે ભાઇઓ ધર્મ-રાગી દાનવીર હતા, તેમજ **ઓસવાલ** જ્ઞાતિમાં ધર્મચંદ્ર નામના શ્રાવક હતા કે જેણે ગુરૂના ઉપદેશથી ભારે ધામધૂમથી પ્રતિષ્ઠા કરાવી: વળી ધર્મગ્રંથોના અભ્યાસી જૈનાગમરૂચિ (**હંસ**શાના પુત્ર) ગુલાલચંદ હતા કે જેના આગ્રહથી આ રાસ બનાવ્યો.

૧૨૦. આ જ્ઞાનસાગરગણિને આચાર્યપદ અને ગચ્છનાયકપદ આજ વર્ષ એટલે સં. ૧૭૯૭ ના કાર્તક અને માગશર માસમાં સુરતમાંજ આપવામાં આવેલ હતાં તેનું વર્ણન ઉપર્યુક્ત નિત્યલાભે વિદ્યાસાગર (ખરી રીતે ઉદયસાગર સૂરિ)રાસ સં. ૧૭૯૮ માં રચીને તેમાં વિગતથી આપ્યું છે. (જુઓ ઐ. રાસસંગ્રહ ભાગ ૩ જો) તેનો ટુંક સાર એ છે કેઃ—

૧૨૧. વિદ્યાસાગર સૂરિ એ અંચલ (વિધિ) પક્ષના ગચ્છનાયક, તેઓ જ્ઞાનસાગર આદિ મુનિ સહિત કચ્છથી વિહાર કરતા ઔરંગાબાદ આવ્યા ત્યારે સુરત સંઘની વિનતિ આવી, એટલે ત્યાંથી ક્રમે સુરત આવ્યા. ત્યાંના ખુશાલશાહે મોટી ધામધૂમથી પ્રવેશોત્સવ કર્યો. તેમણે ચક્રેશ્વરીનું આરાધન કરી પોતાના ઉત્તરાધિકારી તરીકે કોણ યોગ્ય છે તેનો જવાબ માંગ્યો એટલે જ્ઞાનસાગર યોગ્ય છે એવો ઉત્તર મળ્યો. કાર્તિક શુદ ત્રીજ રવિવારનું મુહૂર્ત નક્કી કર્યું. ખુશાલશાહ, મંત્રી ગોડીદાસ અને જીવણદાસે અપૂર્વ મહોત્સવ આરંભ્યો. સર્વ સ્થળે મ ણુસો મોકલી સંઘોને તેડાવ્યા. જુદા જુદા ગામોમાંથી સત્ર સો સાધુઓ આવ્યા. જ્ઞાનસાગરને નિર્વિઘ્ન દિને આચાર્યપદવી આપી ઉદયસાગરસૂરિ નામ આપ્યું. ઉક્ત ત્રણે શ્રાવક શ્રીમંતોએ છૂટે હાથે ધન વાવર્યું. બધા ગચ્છના સાધુઓને અશન અને વસ્ત્રો વહોરાવ્યાં; યાચકોને દાન આપ્યાં ને સાધર્મિકવાત્સલ્ય કર્યું. એ પ્રમાણે વિધિપક્ષના ગચ્છપતિ ઉદયસાગરસૂરિ થયા.

૧૨૨. વિદ્યાસાગરસૂરિ પોતાનું આયુષ્ય પુરૂં થવા આવ્યું છે એમ જાણી સંઘ તેમજ પોતાના નવા પટ્ટધરને સારી શિખામણ આપી સ્વર્ગસ્થ થયાં. કા. શુ. ૫ મંગળ. તેમના શબનો અગ્નિ-

કુમારના સ્થળે ચંદનાદિથી અગ્નિસંસ્કાર થયો અને સંઘે ત્યાં તેમનાં પગલાંનો સ્તૂભ કરાવ્યો.

૧૨૩. પછી ખુશાલશાહે **શત્રુંજય**નો સંઘ કાઢવા નિશ્ચય કર્યો અને ઉદયસાગરસૂરિને સાથે પધારવાની વિનતિ કરી મંત્રી **ગોડીદાસ**, તેમના બંધુ જીવણ અને **ધર્મચંદશાહ** પણ સંઘમાં સામેલ થયા. નરનારીનો મોટો સમૂહ સંઘમાં સાથે ચાલ્યો. **શત્રુંજય** આવી સંઘે યાત્રા કરી. અહીં **વિદ્યાસાગરસૂરિનાં** પગલાંની સ્થાપના કરી અને સંઘે ઘણું દ્રવ્ય ખર્ચીને યાત્રાનો આનંદ મેળવ્યો. **પાલીતાણામાં** સૂરિના ઉપદેશથી એક ઉપાશ્રય પોતાના સાધુઓ માટે થયો. પ્રતિમા-નિષેધક સાથે વાદ કરી પ્રતિમાપૂજક કર્યો. સંઘે પાછા ફરવાનો વિચાર કર્યો, ને ગુરૂને સાથે પધારી આવતું ચોમાસું **સુરતમાં** કરવા વિનતિ કરી. ગુરૂ એને માન્ય રાખી સંઘ સાથે સુરત આવ્યા ને ત્યાં ચોમાસું રહ્યા. આ વખતે બ્રાહ્મણો વાદ કરવા આવતાં તર્કશાસ્ત્રથી તેમને સમજાવ્યા. (સં. ૧૭૯૮).

૧૨૪. આ દરમ્યાન સં. ૧૭૯૬ માં વૈ. શુ. ૧૫ બુધે પં. શ્રી **ભોજવિમલ** ગણિ શિષ્ય **મેઘવિમલે** દંડકપર સ્તબક (ગુજરાતી બાલાવબોધ) 'પશાગરીજી લક્ષ્મીશ્રીજી પઠનાર્થે' લખ્યો (વિ. દા શા. સંગ્રહ છાણી પ્ર. ૯૯૨).

૧૨૫. સં. ૧૭૯૮ લગભગ **તપાગચ્છીય** (**સત્યવિજય** સંતાનીય) **જિનવિજય સુરતમાં સઇદપુરમાં** ચોમાસું રહ્યા હતા.

૧૨૬. સં. ૧૭૯૯ ના ફાગણ શુદ ૧ ને દિને **સુરત** બંદરમાં **દેવેન્દ્રસૂરિકૃત** કર્મગ્રંથ યંત્રસહિતની પ્રતિ લખાઈ (જૈનાનંદ પુસ્ત-

કાલય, સુરત) તે વર્ષના જ્યેષ્ઠ વદિ ૧૦ ભોમવાર તપાગચ્છના વિજયદયાસૂરિના ગચ્છમાં વિનીતસાગરના શિષ્ય ભોજસાગરે તપાગચ્છના સ્વ. વિજયપ્રભસૂરિના શિષ્ય હેમવિજયગણિના શિષ્ય પ્રતાપવિજય ગણીના શિષ્ય પં. રૂપવિજય ગણિની અભ્યર્થનાથી સૂરિત નામના નગરમાં તપા રત્નશેખર સૂરિકૃત આચારપ્રદીપ નામના સંસ્કૃત ગ્રંથપર ગૂ માં બાલાવબોધ રચ્યો. (તેની સં. ૧૮૪૭ ની ડભોઈમાં લખેલી પ્રત જૈ. એ. ઇ. ની પો. નં. ૫૭ માં નં. ૧૧૦૩ માં ૨૩૨ પ્રતની મોજુદ છે.)

૧૨૭. સં. ૧૭૯૯ ના વૈ. શુ. ૩ ને દિને સુરતમાં ઉપર્યુક્ત ઉત્તમવિજયે સંયમશ્રેણીગર્ભિત મહાવીર સ્તવન રચ્યું વળી સમાગચ્છના વિજયસિંહસૂરિ સંતાનીય ભાણુવિજયશિષ્ય જિનવિજયે સં. ૧૭૯૯ ના શ્રાવણ વદ ૧૦ ગુરૂવારે સુરતમાં ધનાશાલિભદ્ર રાસ રચીને પૂર્ણ કર્યો. (જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૫૬૯)

૧૨૮. તપાગચ્છના ભટ્ટારક વિજયદયાસૂરિએ સુરતમાં ૧૪ (કોઈ કહે છે ૯) ચોમાસાં કર્યાં હતાં. સં. ૧૭૯૯ માં તેમનું ત્યાં ચોમાસું હતું ત્યારે તેમની પાસે રહેનાર સત્યસાગર મુનિએ પરમ શ્રાવક શાહ લાધાજીના આગ્રહથી વચ્છરાજ રાસ રચ્યો. (જૈન ગૂર્જર કવિઓ ભાગ ૨ પૃ. ૫૮૮)

૧૨૯. સં. ૧૭૯૯ ના આશો શુદ ૧૫ રવિવારે સુગુણસુંદર શિષ્ય પદ્મસુંદરે સુરતમાં પોતાના ચોમાસા દરમ્યાન નવવાડી પર સઝાય રચી (કે જેની સં. ૧૮૧૪ મૃગશર વદિ ૧૦ દિને સૂરત બંદર નગરે મુનિ દિનવિજયે લખેલી પાંચ પત્રની પ્રત પં. અમરવિજય ગણિના સીનોર ભંડારમાં છે).

૧૩૦. અઢારમા શતકના અંત ભાગમાં **વિજયલક્ષ્મીસૂરિની** ગૃહસ્થાવસ્થામાં ૭ વર્ષની ઉમર હતી ત્યારે તેને **સુરતમાં વિજય-સૌભાગ્યસૂરિ** પાસે મોકલવામાં આવેલ અને ત્યાં ધર્મશિક્ષણ માટે **સુરતના** સંઘે ગોઠવણ કરી, આવશ્યકથી શરૂ કરેલ અભ્યાસ જૈન શાસ્ત્ર, અલંકાર, કાવ્ય, ન્યાય, વ્યાકરણ આદિ વિદ્યાનાં જુદાં જુદાં ક્ષેત્રો સુધી ફેલાયો જેનો પરિપાક આપણે એમના ગ્રંથોમાં સવિશેષ-પણે જોઇએ છીએ. વિશેષાવશ્યક એમણે ન્યાયશાસ્ત્રની મદદ વડે સારી રીતે ધાર્યું હતું. વિદ્યાપ્રાપ્તિ કરવાના પ્રસંગ વિષે બોલનાં રાસકાર કહે છે:—

જો દે દેવ જતિપણું તો, દેજે વાનાં ચાર,
સુકંઠ ને સ્વરૂપતા, પઢવું ને ગુરૂ-પ્યાર.
(જૈન યુગ પુ. ૧ પૃ. ૨૫૧ 'વિજયલક્ષ્મીસૂરિ')

૧૩૧. આ શતકને અંતે પ્રસિદ્ધ કવિ (ચંદ રાસના કર્તા) **મોહનવિજય** (સં. ૧૭૫૫ થી ૧૭૮૩ જૈન ગૂ. કવિઓ ભાગ ૨ પૃ. ૪૨૮) નું સુરતમંડણ પાર્શ્વ સ્તવન સ્મરીશું:—

**પાસ** જિનંદા માતા **વામાજીકે** નંદા રે,
તુમ પર વારી જાઉં બોલ બોલ રે.
હાંરે દરવાજે તેરે ખોલ ખોલ રે,
હમ દરસન આયે તોલ તોલ રે—દરવાજે૦ ૧
પૂજા કરૂંગી મેં તો ધૂપ ધરૂંગી રે,
ફુલ ચઢાઉંગી બહુ મોલ મોલ રે—દરવાજે૦ ૨
તેં મેરા ઠાકર મેં તેરી ચાકર,
એક વાર મોસું બોલ બોલ રે—દરવાજે૦ ૩

સુરતમંડણ સુંદર મૂરત,
મુખડું તે ઝાકમ ઝોલ ઝોલ રે—દરવાજે૦ ૪
રૂપ ત્રિભુવનો મોહન પભણે,
રંગ લાગો ચિત ચોલ ચોલ રે—દરવાજે૦ ૫

## ૭ વિક્રમ ૧૯ મું શતક.

૧૩૨ તપા ગચ્છના ન્યાયસાગરનાં શિષ્ય જયસાગરે તીર્થમાલા સ્તવન સં. ૧૮૦૧ માં રચ્યું છે તેમાં ૧૭ મી કડી એવી છે કેઃ—[ જૈન યુગ પુ. ૪ પૃ. ૪૪૨ ]

સુરત ને રાનેરમાં, આઠ છે જિન પ્રાસાદ
દેહરાસર અતિ દીપતા, જગમાંહિ જશવાદ
સુરત મંડણ કલીકુંડ, વલી ભાભો ઘૃતકલ્લોલ ભવિયણ
જગવલ્લભ ને સહસફણો, જુહારો નિશા પોલ ભવિયણ ૩૧.

૧૩૩. સં. ૧૮૦૨ ના આસો શુદ ૧૨ રવિએ સુરત બંદરમાં ઉપર્યુક્ત જ્ઞાનવિમલ સૂરિકૃત ઉક્ત અશોકચંદ્ર રોહિણી રાસની પ્રતિ લખાઇ; અને ૧૮૦૩ ના આસો માસે શનિવારે ઋષિ રાઘવજી શિષ્ય ઋષિ મનજીએ વાઇ પાંખડી પઠનાર્થે ગુણવિજયની સં. ૧૭૧૩ માં રચેલી ચૈદર્શી ચોપઇની પ્રત ચાર પત્રની લખી (નં. ૨૪૦૭ શ્રી મુક્તિ કમલ જૈન મોહન જ્ઞાનમંદિર વડોદરા જૈ. ગૂ. કવિઓ ૩ પૃ.)

૧૩૪ જેનો ઉલ્લેખ ઉપર આપણે કરી ગયા છીએ તે ઉદયસાગર સૂરિએ સાધુ યોગવિમલ અને દર્શનસાગરની પ્રાર્થનાથી શ્રીમાલી વંશના રૈયરૂભક્ત કીકાના પુત્ર કુંવરજીએ કાઢેલા સંઘની

સાથે યાત્રા કરતાં જિનરાજની ભક્તિને માટે '**સ્નાત્ર પંચાશિકા**' નામનો ગ્રંથ સંસ્કૃતમાં સં. ૧૮૦૪ ના પોષ શુદિ ૧૫ ને સોમવાર દિને **પાલીતાણા**માં રચ્યો છે.

૧૩૫. આ કચરા શાહનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. તેમણે કાઢેલા સંઘનું વર્ણન પ્રસિદ્ધ અધ્યાત્મી **દેવચંદ્રજી**ના શિષ્ય **મતિરત્ને** **સિદ્ધાચલ** તીર્થયાત્રા પદ્યકૃતિ (જુઓ પ્રાચીન તીર્થમાળા સંગ્રહ) એ નામની પાંચ ઢાળમાં રચી તેમાં કર્યું છે, તેનો રચ્યા સંવત્ આપેલ નથી તેમ સંઘ નીકળ્યાનો સંવત્ આપેલ નથી પણ તેની મિતિ કાર્તિક શુદ ૧૩ આપેલ છે. આમાં વિગત એ છે કે:—

મૂળ **પાટણ**ના રહીશ અને **રવજી**શાના કુલમાં થયેલા વૃદ્ધ-શાખીય (વીસા) **શ્રી**માલી કચરા **કીકા** પોતે ત્રણ ભાઈ સહિત **સુરત** આવ્યા. તેણે **શત્રુંજય**નો કાર્તિક શુદ ૧૩ દિને (સંવત્ આપ્યો નથી) કાઢયો. **રૂપચંદ** નામના શેઠ પણ સંઘવી તરીકે જોડાયા. કુંભસ (કુમસ) આવી ત્યાંથી **ભાવનગર** આવ્યા કે જ્યાં **ભાવસિંહજી** (કે જેમણે સં. ૧૭૭૯ ના વૈશાખ શુદ ૩ ને દિને **ભાવનગર** વસાવ્યું હતું અને જેઓ ૬૧ વર્ષ સુધી સ્વતંત્રપણે રાજ્ય કરી સં. ૧૮૨૦ માં સ્વર્ગસ્થ થયા. આ તેજ ભાવસિંગ હોઇ શકે કે જેનો ઉલ્લેખ સં. ૧૭૭૦ માં સુરતના સંઘવી પ્રેમજી સવજીના સંઘને મળેલા તેના શલોકામાં જણાવેલ છે) રાજ્ય કરતા હતા. તેમણે ચાંચીઆને જેર કરી જગાત ઓછી કરી સમુદ્રને નિર્ભય અને વેપારીઓને આબાદ કર્યા હતા. આ સંઘને માન આપવા **ભાવસિંહજી**એ ત્યાંના શેઠ કુંઅરજી શેઠને બીજા આગેવાન સાથે

સામે જવા કહ્યું. તે રીતે સંઘને માન આપ્યું, ત્યાંના આદીશ્વરનાં દર્શન કર્યાં ને સંઘે પૂજા કરી. રાજાજીને સાથે આવવા વિનતિ કરી ને રાજાએ તે માટે ચોકીદાર વગેરે માટેનું લાગત ખર્ચ માંગ્યું. કચરાશાએ દસ્તુર જે યોગ્ય હોય તે આપવા કબૂલ્યું એટલે રાણાજી લશ્કર સાથે સંઘ ભેગા નીકળ્યા (કાર્તિક વદિ ૧૩). ચોથે દિન વરતેજ, પછી કનાડે આવ્યા સાથે-ઉત્તમવિજય પંન્યાસ, યોગવિમલ તપસ્વી, ખરતરગચ્છી દેવચંદ્રજી હતા. પાલીતાણાના રાજા પૃથ્વીરાજજી (જેનો પણ અગાઉ ઉલ્લેખ થઇ ગયો છે) ના કુંવર સામા આવ્યા કે જેને સંઘવીએ પહેરામણી કરી. કુંવર શ્રી નવઘણ સંઘ સાથે ગારીઆધર સુધી આવ્યા ને માગશર શુદિ ૧૩ દિને શત્રુંજયની જાત્રા કરી. પછી પાલીતાણા આવ્યા, હમેશ યાત્રા થતી રહી ઉપદેશ શ્રી દેવચંદ્રજી અને ઉત્તમવિજયજીનો ચાલુ—થયો—એટલે ખંભાતથી જીવણદાસ સંઘવી ખંભાત, ઘોઘા, ભાવનગરના લોકોનો સંઘ લઇ આવ્યા; વેલાવલ પાટણથી રામચંદ્રશા અને દક્ષિણથી મેઅર ગામનો સંઘ લઇ ગલાલશા. એમ અનેક સંઘોએ આવી યાત્રા કરી. સુરતથી વિધિપક્ષ (અંચલ ગચ્છ) ના (ઉપર્યુક્ત) ઉદયસાગરસૂરિ, તપગચ્છના પાઠક સુમતિવિજય આદિ અનેક સાધુઓ આદિનો ચતુર્વિધ સંઘ મળ્યો. પોશ શુદિ ૧૩ દિને ઇંદ્રમાલનો ઉત્સવ થયો. સફલ યાત્રા કરી સંઘ સુરત જવા પાછો વળ્યો, ભાવનગર થઇ સુરત આવ્યો. શેઠ કચરા કીકાનો પુત્ર તારાચંદ, ફતેચંદ પુત્ર ઝવેરચંદ રૂપચંદ સંઘવીનો પતિ દેવઆદથી થયેલ પુત્ર લાલચંદ તથા તેનો ભાઇ મીઠાચંદ સૌને સંઘ યાત્રા કરી પાછો ફરતાં અતિ આનંદ વર્તાયો.

૧૩૬. આ સંઘ સં. ૧૮૦૪ માં નીકળ્યો હતો એ વાતનું પ્રમાણ દેવચંદ્રજી પોતાના સિદ્ધાચલ સ્તવનમાં ચોખ્ખું કહે છે:—

સંવત **અઢાર ચીડોત્તર** વરસે, સિત **મૃગસર તેરસીયે**
શ્રી **સુરતથી** ભક્તિ હરખથી, સંઘ સહિત ઉલ્લસિયે
**કચરા કીકા** જિનવર ભક્તિ, **રૂપચંદ** ગુણવંતજીએ
શ્રી સંઘને પ્રભુજી ભેટાવ્યા, જગપતિ પ્રથમ જીણંદજીએ.
—શ્રીમદ્ દેવચંદ્રજી ભાગ ૨ પૃ ૯૧૭.

૧૩૭. સં. ૧૮૦૭ ના વૈ શુ ૩ બુધવારે શ્રીમદ્ **યશો-**વિજયજીકૃત ૧૨૫ ગાથાના **સી**મંધર સ્તવનની ૧૦ પત્રની પ્રતિ પં. **વિ**નીતવિજયે શ્રાવિકા **લ**હેરીબાઈ પઠનાર્થે લખી (નાહટા સંગ્રહ બીકાનેર.)

૧૩૮ સં. ૧૮૦૫ અને ૧૮૧૦ ની વચ્ચે ઉત્તમવિજયજી સાથે **પદ્મ**વિજયજી **સુરત** આવ્યા હતા અને **સુ**વિધિવિજય પાસે શબ્દ શાસ્ત્ર, પંચ કાવ્ય, મહાલસા આદિ નાટક, છંદશાસ્ત્ર, અલંકારનો અભ્યાસ કર્યો. **તા**રાચંદ સંઘવીએ તેમની સુંદર બુદ્ધિ જોઈ ધન ખર્ચી પંડિત રાખી દઈ તેમને ન્યાય શાસ્ત્ર ભણાવ્યું. પછી ઉત્તમવિજયજીએ ગુરૂ પાસે જૈન ન્યાય, મહાત્માત્ય, અંગ ઉપાંગ મૂલ સૂત્ર, પાંચ કર્મ ગ્રંથ, કર્મ પ્રકૃતિ આદિનો અભ્યાસ કર્યો.

૧૩૯ ઉપર્યુક્ત કલ્યાણસાગરસૂરિએ અમદાવાદમાં સં. ૧૮૦૮ વિજય દશમીને ગુરૂવારે પોતાના શિષ્યને સૂરિપદ આપી પુણ્યસાગ-રસૂરિ નામ સ્થાપ્યું. ત્યાર પછી ત્યાં એવામાં સૂરતનો સંઘ સિદ્ધાચલની યાત્રા કરી **અ**મદાવાદ આવ્યો (આ સં. ૧૮૧૦ નો

કચરા કીકાનો સંઘ હોવો જોઇએ). તે સંઘે ગુરૂને સૂરત પધારવા વિનંતિ કરતાં તે સ્વીકારી ગુરૂ સૂરત પધાર્યા. સંઘે મહોત્સવ કર્યો. ત્યાં તેમણે સં ૧૮૧૧ જેઠ વદ ૨ ને દિને સ્વર્ગવાસ કર્યો. (જુઓ કલ્યાણસાગરસૂરિ રાસ જૈ. ઐ ગૂ. કાવ્ય સંચય.)

૧૪૦. વિશેષમાં દેવચંદ્રજીના જીવનચરિત્ર રૂપે એક કવિએ સં. ૧૮૨૫ માં રચેલ 'દેવવિલાસ' નામના રાસમાં (શ્રી બુદ્ધિસાગરસૂરિ ગ્રંથમાલા નં. ૧૦૩-૧૦૪) જણાવ્યું છે કે સં. ૧૮૧૦ માં કચરાશાહે શત્રુંજયનો સંઘ કાઢયો તે સંઘે દેવચંદ્રજી પધાર્યા અને શત્રુંજય ઉપર સાક હજાર દ્રવ્ય ખર્ચી જિનબિંબની પ્રતિષ્ઠા કરી. આ સંબંધી એક લેખ શત્રુંજય પર હાથી પોળ તરફ જતાં દક્ષિણે આવેલા દેવાલયમાં (રિમઝરસી લિસ્ટ પૃ. ૨૦૭ નં. ૨૮૫ બુલ્હર સંગ્રહ) મળી આવે છે તેનો સાર આ પ્રમાણે છેઃ—

"સંવત્ ૧૮૧૦ માહ શુદિ ૧૩ મંગળવાર, સંઘવી કચરા કીકા વગેરે આખા કુટુંબે સુમતિનાથની પ્રતિમા અર્પણ કરી સર્વ સૂરિએ પ્રતિષ્ઠા કરી" (શ્રી જિનવિજયજી સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ ભાગ ૨ અવલોકન પૃ. ૫૨)

૧૪૧. સં. ૧૮૧૦ કાર્તિક શુદિ ૧૩ ગુરૂવારે સૂર્યપુરમાં ચાતુર્માસ કરીને સ્થિત થયેલા 'સંઘમુખ્ય સંઘનાયક સંઘભારધુરંધર સંઘમુખ્યતિલકાયમાનદિનમણી અધિકતેજપ્રતાપસમાન સાહ શ્રી સેઠજી. શ્રેષ્ઠિ સા લાલ સાહ અમીચંદ સાહાય્ય દાનાત્ તસ્ય આગ્રહાત્ જ્ઞાનેન સાધ્યં કૃતં સ્વયં ભક્તિભાવેન' લખાવેલ અને પં. અમરવિજય ગણિ શિષ્ય પં. સૌભાગ્યવિજય ગણિ શિષ્ય મુનિ

હિતવિજયે જિનવિજય કૃત ધના શ.લિભદ્ર રાસની પ્રત ૧૪૨ પત્રમાં લખી ( દા. ૬ નં. ૯ ખેડા ભંડાર. )

૧૪૨. સં. ૧૮૧૩ માર્ગશિર્ષ વદિ ૨ દિને શ્રી સૂરત બંદર મધ્યે ગોપીપુરા મધ્યે શ્રી **પાર્શ્વ**નાથ પ્રસાદાત્ કનકકુશલે ( સં. ૧૬૫૫ માં ) સંસ્કૃતમાં રચેલી સૌભાગ્યપંચમી કથાની પ્રતિ ૯૭ પત્રની લખાઇ ( નં. ૨૪૧૬ નાહટાજીનો અભય પુસ્તક ભંડાર )

૧૪૩. સં. ૧૮૧૩ અને ૧૪માં એમ બે ચોમાસાં **પદ્મ**વિજય જીએ સુરતમાં કર્યાં. તે વખતે **તારાચંદ** સંઘવીએ ત્યાં ઉપધાન વહ્યાં અને માલારોપણનો મોટો ઉત્સવ કર્યો. સં. ૧૮૨૧ માં **સિદ્ધપુર** ચોમાસું કરી **સુરત** આવ્યા. ત્યાં જૈન ન્યાય પૂર્વક મહાભાષ્યમાંથી વ્યાખ્યાન કરી લોકોને નયવાદ, યુક્તિવાદનો પરિચય કરાવ્યો.

૧૪૪. સં. ૧૮૧૪ આસપાસ ઉપર્યુક્ત ઉત્તમવિજયના શિષ્ય રત્નવિજયે **સુરત**માં **ચોવીસી** ( ૨૪ જિન સ્તવન ) ની રચના કરી.

૧૪૫. સં. ૧૮૧૫માં ફા. શુ. ૭ સોમે **વૃદ્ધ શ્રી**માળી **દેવચંદ** ભાર્યા **જી**વી બાઇના કરાવેલ **શાં**તિબિંબ અને **શ્રી**માળી **શાં**તિદાસે કરાવેલ **આ**દિનાથ બિંબની તથા બીજાં બિંબોની પ્રતિષ્ઠા **આં**ચલ ગચ્છના ઉક્ત ઉદયસાગર સૂરિએ કરી; ( જુઓ લેખ નં. ૧૮૮ થી ૧૯૨ સુરત જૈન પ્રતિમા લેખ સંગ્રહ )

સં. ૧૮૧૫ વૈશાખ શુદિ ૭ રવિવારે સૂર્યપુરે ( સુરતમાં ) સૂર્યમંડણ પાર્શ્વ પ્રસાદ વડે ભ૦ વિજયપ્રભસૂરિ શિ૦ હિમવિજય શિષ્ય **પ્ર**તાપવિજય શિષ્ય રૂપવિજય ગણિ શિષ્ય **મા**નવિજયે સ્વ શિષ્ય કસ્તુરવિજય ગણિ વાચનાર્થે **કાં**તિવિજય કૃત **મહા**બલ **મહા**

સુંદરી રાસની ૮૮ પત્રની પ્રત લખી (સુમતિરત્ન લાયબ્રેરી. ખેડા) તથા આ વર્ષમાં (મણીરત્નીય) નવતત્ત્વાનિની હસ્તપ્રત ઋષિ વાઘજીએ લખી. (જૈનાનંદ પુસ્તકાલય, સુરત નં. ૧૮૭૧).

૧૪૬. સં. ૧૮૧૭ના વૈશાખ વદિ ૧ બુધવારે અમૃતવિજયે (સં. ૧૭૫૦માં લાલવિજય શિષ્ય સૌભાગ્યવિજય કૃત તીર્થમાલા સ્તવન કે જે પ્રાચીન તીર્થમાલા સંગ્રહમાં પૃ. ૭૩ થી ૧૦૦ માં પ્રકટ થયેલ છે તેની) ૧૧ પત્રની પ્રત 'શ્રી સૂર્યપુર મધ્યે શ્રી સૂર્યમંડન પાર્શ્વ પ્રસાદાત્' લખી (કે જે પ્રત પાલીતાણામાં આણંદજી કલ્યાણજીની પેઢી હસ્તકના અંબાલાલ ચુનિલાલના ભંડારમાં મોજૂદ છે.)

૧૪૭. સં. ૧૮૧૮માં ઉપાધ્યાય વિનયવિજય અને યશોવિજય મળીને પૂર્ણ કરેલા શ્રીપાલરાસની ૫૬ પત્રની પ્રત સુરત મધ્યે આશો વદ ૫ દિને ભીમજીએ લખી (પોથી ૧૩ નં. ૨૪૩ દાન સાગર ભંડાર બીકાનેર.)

૧૪૮. સં. ૧૮૧૯ આષાઢ વદિ ૧૩ રવિવારે સુરતિ બિંદિર મધ્યે વાચક જયચંદ ગણિએ જયરંગ-જેતસી કૃત કયવન્ના રાસની ૨૩ પત્રની પ્રત લખી (દા. ૨૦ નં. ૨૧ સીમંધર સ્વામીના ભંડાર સુરત.)

૧૪૯. આબૂ ઉપર સંવત ૧૮૨૧ના કાર્ત્તિક વદ ૫ નો લેખ છે. (શ્રી સંઘવીઃ તારાસ (ચંદઃ ઈ (ઠ) તે સહ......શ્રી સુરત બંદર નઃ શ્રી આદેસરજીઃ દેરનુઃ ક.. કરાવસઃ...' (લેખ નં. ૨૩૮ આબૂ ભાગ ૨ જો-મુનિ જયંતવિજય.) તેમાં સુરતના સંઘવી

૧૫૭. સંઘવી **તારાચંદ**ના સંઘમાં **અંચળ** ગચ્છના **ઉદયસાગર** સૂરિ અને તેમના શિષ્ય **તિલકચંદ** હોવા જોઇએ એમ તેના રચેલ સિદ્ધાચલ સ્તવન ( જૈન પ્રબોધ પૃ. ૩૧૭ ) ની છેલ્લી બે કડી પરથી જણાય છેઃ—

સંઘવી **તારાચંદ**નો સંઘ, **ભૂષણદાસ** મલ્યા મનરંગ
એ તો જાત્રા કરે સર્વ સંઘ, મનોહર મિત્ર એ ગિરિ સેવો. ૯
શ્રી **વિધિ** પક્ષ ગચ્છપતિ રાયા, **ઉદયસાગર** સૂરિ સુપસાયા
શિષ્ય **તિલકચંદે** ગુણ ગાયા, મનોહર મિત્ર એ ગિરિ સેવો. ૧૦

૧૫૮. સુરતના સંઘ સાથે **જિનવિજય**જી **પાલીતાણા** ગયેલા તે વખતનું સં. ૧૮૨૮ પોશ શુદિ ૧૪ ને દિને '**શત્રુંજય સ્તવન**' તેમણે રચ્યું છે તે કેટલીક મહત્વની ઐતિહાસિક હકીકત પૂરી પાડે છે. ( જૈનયુગ પુ૦ ૧ પૃ. ૨૫૨ )

૧૫૯. સં. ૧૮૨૭ના શ્રાવણ શુદિ ૮ ચંદ્રવારે પં. **દેવે** સા **વિમલચંદ**ના પઠનાર્થે **સકલચંદ્ર** કૃત **સત્તરભેદી** પૂજાની પ્રત એક ચોપડામાં ( મુનિમાણેક પાસેનો ) લખી.

૧૬૦. સં. ૧૮૨૭ અને ૨૮ માં ઘણા મોટા પ્રતિષ્ઠા મહોત્સવો **ખરતર** ગચ્છના **જિનલાભ** સૂરિના ઉપદેશથી અને **સુરત**ના **ભાઇદાસ નેમિદાસ**ના દ્રવ્યથી થયા અને તેથી સં. ૧૭૯૩માં **લાધા** શાહે ચૈત્યપરિપાટીમાં ગણાવેલાં બિંબોમાં ઘણો વધારો થયો. તે સંબંધી હકીકત એમ છે કે **ખરતર** ગચ્છનાં ચૈત્યો **સુરત**માં **નાણાવટ હનુમંત** પોલમાં **અજિતનાથ**નું અને ગોપીપુરામાં **શીતલ** નાથનું તથા બીજું એમ ત્રણ હતાં. સં. ૧૮૨૭ વૈશાખ શુદિ ૧૨ દિને આદિ

ગોત્રીય શાહને મિદાસના પુત્ર ભાઇદાસે કરાવેલ ત્રણ ભૂમિના પ્રાસાદમાં **શીતલનાથ**, સહસ્ત્રફણા પાર્શ્વ, અને ગોડી પાર્શ્વ આદિ ૧૮૧ બિંબોની પ્રતિષ્ઠા જિનલાભ સૂરિએ કરી તથા સં. ૧૮૨૮ વૈશાખ શુદિ ૧૨ ને દિને ત્યાંજ દેવગૃહમાં શ્રી મહાવીર આદિ ૮૨ બિંબોની પ્રતિષ્ઠા કરી (ક્ષમાકલ્યાણ કૃત ખરતર ગચ્છ પટ્ટાવલી). આ સંબંધમાં ઉક્ત સૂરિએ રચેલાં વિવિધ સ્તવનો (પૃ. ૧૫૮થી ૧૭૧) માંથી કેટલીક હકીકત મળી આવે છે. **સુરત** (**શીતલાદિ**) પ્રતિષ્ઠા સ્તવનમાં જણાવેલ છે કે ૧૮૨૭ વૈ. શુ. ૧૨ ને દિને **શીતલનાથની** તે સૂરિએ પ્રતિષ્ઠા કરી, અને ૧૮૨૮ના વૈ. શુ. ૧૨ ગુરૂવારે ગોડી પાર્શ્વની, **વીર** બિંબની, છવિત મૂર્ત્તિ પદ્મનાભ (શ્રેણિકનો જીવ ભવિષ્યમાં થનાર તીર્થંકર) ની પણ તેમણે પ્રતિષ્ઠા કરી મૂલ નાયક **વીર** બિંબ અને અન્ય ૨૩ જિનનાં બિંબ, અજિત જિન આદિ એક ચૈત્યમાં સ્થાપિત કર્યાં અને તે સૂરિના ઉપદેશથી શ્રાવક ભાઇદાસે સર્વ કર્યું. ભૂમિગૃહમાં સહસ્ત્રફણા પાર્શ્વની સ્થાપના કરી. અતીત જિનમાંથી કેવળજ્ઞાની પ્રથમ જિનના નૂતન બિંબની, અનાગત જિનમાંથી પદ્મનાભની છવિત મૂર્તિની, વિહરમાન જિનમાંથી **સીમંધર** સ્વામીની મૂર્ત્તિની સ્થાપના ભાઇદાસે કરી અને તેની પ્રતિષ્ઠા જિનલાભ સૂરિએ કરી.-સં. ૧૮૨૮ વૈ. શુ. ૧૨ બૃહસ્પતિ વાર. ગોપીપુરામાં **શીતલનાથ** ચૈત્યમાં ખરતર ગચ્છના ગુલાલચંદ, મુલતાની મંછારામજી ભક્તિ કરે છે અને સંઘમાં સ્વશક્તિ અનુસાર ખર્ચ કરે છે. સંઘે વૈ. વ. ૫ ગુરૂએ જિનવરનું અષ્ટોત્તરી સ્નાત્ર કર્યું.

૧૧૧. ઉક્ત ભાઇદાસ નેમિદાસ તે ઓસવાલ વંશના એટલે ઓસવાલ જ્ઞાતિના શ્રદ્ધાવાન્ શ્રીમંત શ્રાવક હતા.

ધન્ય ધન્ય જ્ઞાતિ **ઓસ** વંશ **વીર**ના શાસન શોભાવે મુદા
ધન્ય ધન્ય ચતુર્વિધ સંઘ શ્રદ્ધા રાખે શ્રી અરિહંતની.
ધન્ય ધન્ય શ્રી **નેમીદાસ** તસ કુલે **ભાઇદાસે** બિંબ સ્થાપન કિયા
**ઓસ** વંશ ભૂપાલ જેહવા તેવા થયા જિન શાસને.
દ્રવ્ય ખર્ચે જલધર આષાઢો વરસે તિમ દ્રવ્ય ખર્ચતા
શ્રી ગુરૂના ઉપદેશ એહવી ધર્મ કરણી ચિત્તમેં વસી.
નવકારસી ભોજન ઘૃતપૂર અન્ય મિષ્ટાન્ન વિધિ યુક્તાના
સુવિહિત **ખરતર** ગચ્છ સ્વચ્છતા સુરસિન્ધુને તુલ્યતા.

—જિનલાભ સૂરિ કૃત સ્ત. પૃ. ૧૬૯-૧૭૦

તે શ્રાવક સંબંધી યશોગાન એક કવિએ 'સં. ૧૮૨૭ વૈશાખ શુક્લ દ્વાદશ્યાં દિને શ્રી સૂર્યપુરે ભાઇદાસસ્ય યશોવર્ણન કૃતં પ્રતિષ્ઠાવસરે' એમ છેવટે લખીને સુન્દર રીતે હિન્દીમાં કર્યાં છે વીકાનેરના શ્રીયુત ભંવરલાલ નાહટાની કૃપાથી અત્ર ટાંકું છું

સવૈયા એકત્રીસા

**શીતલ** જિનેસરકો નયો હી પ્રાસાદ કીનો,
નયે હી બનાય બિંબ ઇષ્ટ લાભ લીનો હૈ
પ્રતિષ્ઠા મહોચ્છવ રચિકૈં અનેક રીત,
નૌકારસી જિમાય સુકવિ દાન દીનો હૈ
દ્રવ્યહી કો લિયો લાહ લોક ભનૈ વાહવાહ,
ભાગ્યબલી **ભાઇદાસ** ઐસો કામ કિનો હૈ
**ઓસવાલ** વંશ રૂપ જાન હૈ સકલ ભૂપ,
**નેમિકો** સુતન્ન સુતૌ કુલમૈ નગીનો હૈ. ૧

સંવત સય અઢાર વરસ વલિ સત્તાવીસહ
માધવ માસ ઉદાર શુક્લ પખ બારસ દીસહ
ખરતર ગચ્છપતિ ગદિર શ્રીય **જિનલાભ** સૂરીસર
કિરીયાવંત કૃપાલ ધરા સારી શોભાધર
શુભ વાર મુહૂરત શુભ લગન કીધ પ્રતિષ્ઠા શુભકર
દુખહરણ અનુપમ સુખ કરણ જયૌ **શીતલ** જિનવર. ૨
દાનાઈ સિરદાર ધરમ ધોરીધર સદ્ધર
યશ ઉજ્જ્વલ જગ જાસ એહો દાતા નહી અવર
ગુરૂભગતી ગુણવાન વદે મુખ માધુર વાણી
સતધારી સત વાચ પ્રસિદ્ધ જગ સિગલે જાણી
**નેમિ** સુતન નિર્મલ સહિત **ભાઇદાસ** ભણીજ્જે
આશીસ એર કવિ ઉચ્ચરે જગમેં એ ચિરંજીજ્જે. ૩

૧૬૨. ઉપરની પ્રતિષ્ઠા વખતે પ્રસિદ્ધ અધ્યાત્મી શ્રી જ્ઞાનસારજી પણ હાજર હતા એમ તેમણે સુરતમાં સ્વહસ્તે લખેલા પોતે રચેલા ઉપરના સહસ્રફણા પાર્શ્વના સ્તવન પરથી અનુમાન થાય છે તે સ્તવન નીચે પ્રમાણે છેઃ—

જગ સોહનાં જિનરાયા—એ દેશી
અતિકારી વલિ અવિન્યાસી
સિર પદ સન્મુખ સુવિલાસી રે
જગજીવનાં જિનરાયા
તોરા સુરનર પ્રણમે પાયા રે—જગ જી૦ ૧
ઉજ્જ્વલ સુખ ગાજુ મોહે, સુખ મટકે મનડું મોહે રે જગ જી૦
પદપદ વર્ગું પ્રભુ દીપે, જગચક્ષુ કોઇ ઘનિ જીપે રે ...

ઉપસમ અસિ હસ્તેં ધારી, અરિ ઉદ્ઘાતિ ક્રોધ નિવારી રે જગ જી૦
ભવી સહસફણા પ્રભુ વંદો દુકૃતિનોં કંદ નિકંદો રે જગ જી૦ ૩
સમતા-ધારી ભ્રમ-વારી, મનહારી જગ જયકારી રે જગ જી૦
અડ ક્રમ વારી શ્રમ-ધારી, સુકૃતિ-કારી દુખ ટારી રે જગ જી૦ ૪
અતીત અનાગતિ ગ્યાતા, વર્ત્તમાંન સ્વરૂપ વિગ્યાતા રે જગ જી૦
સાંતિ દાંતિ મુદ્રાયેં સોહે, પ્રભુ પ્રણમ્યાં પાપ વિછોહે રે જગ જી૦ ૫
ત્રિજગ-ત્રાતા જગત-ભ્રાતા, ગ્નાંનાદિક ગુણનો દાતા રે જગ જી૦
ધન ધારૈ નીવહીયૈ ધનીસ, સુદ્ધ ગુણ ધારક સુજગીસ રે જગ જી૦ ૬
**વામાનંદન** વરદાઇ, તુમ સુનિજર સુખ સદાઇ રે જગ જી૦
**ગ્નાનસાર** કહે આણંદે, જિન વંદે તે ચિર નંદે રે જગ જી૦ ૭

—ઇતિ શ્રી **પાર્શ્વ**જિન સ્તવનં લિપિકૃતં **ગ્નાન**સારેણ સૂરતિ-બિંદર મધ્યે ॥ શ્રીરસ્તુ સુભં ભવતુ ॥ પત્ર ૧ નાહટાજી પાસેનું. (આનો ફોટો બ્લોક ઐ. જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૪૩૨ પ્રકટ થયો છે)

૧૬૩. સં. ૧૮૩૩ ના માહા શુદિ ૫ બુધવારે (**તપગચ્છના**) **વિનીતવિજયના** શિષ્ય પં. **દેવવિજય** ગણિની પાદુકા તેમજ **વિનય** (વિનીત) વિજયની અને મહોપાધ્યાય **સુમતિવિજય** ગણિની પાદુકા પં. ઉત્તમવિજય ગણિએ **સુરત** બંદરમાં પ્રતિષ્ઠિત કરી. (જુઓ લેખ નં. ૨૨૬ થી ૨૨૮ સુરત જૈન પ્રતિમા લેખ સંગ્રહ.)

૧૬૪. આ ઉત્તમવિજય તે પ્રસિદ્ધ ન્યાયાચાર્ય શ્રીમદ્ **યશોવિજયના** શિષ્ય ગુણવિજયના શિષ્ય **સુમતિવિજય** (ઉપર્યુક્ત) ના શિષ્ય ઉત્તમવિજય હોવા ઘટે. તેમણે **સુરતમાં** સંઘવી **તારાચંદના**

પત્ની બાઇ રતનબાઇએ સમુદાયે ઉજમણું કર્યું હતું ત્યારે સંવત્ ૧૮૩૪ ના કાર્તિક શુદિ ૫-જ્ઞાનપંચમીને શુભે દિને ૪૫ આગમની સ્તવના રૂપે પૂજા રચી પૂર્ણ કરી. ( જુઓ જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ પૃ. ૧૫૦-૧. )

આ વર્ષના વૈશાખ વદિ ૧૧ દિને 'શ્રી સૂરતિ બિંદરે' વાચનાચાર્ય મુનિરંગ ગણિના શિષ્ય વાચક ક્ષમાનંદન ગણિ પં. ચંદ્રભાણે ઉત્તમચંદ, વિજયચંદ, સરૂપચંદ જગરૂપ સહિત જ્ઞાનવિમલ-સૂરિકૃત અશોકચંદ્ર રોહિણી રાસ ( કે જેનો ઉલ્લેખ ઉપર થઇ ગયો છે ) ની પ્રત ૩૫ પત્રમાં 'શ્રી અજીતનાથજી પ્રસાદાત્' લખી ( દા. ૧૭ વીરવિજય ઉપાશ્રય ભં. ભઠીની પોળ, અમદાવાદ. )

૧૬૫. સૂરતમાં વિજયઉદયસૂરિ ( વિજયાણંદસૂરિની પરંપરામાં વિજયઋદ્ધિ સૂરિના વિજયપ્રતાપસૂરી અને તેના પટ્ટધર ) સં. ૧૮૩૭ પોષ શુદિ ૧૦ દિને સ્વર્ગસ્થ થયા.

૧૬૬. હવે આપણે મોદી લવજી સુત પ્રેમચંદે સુરતથી જે સંઘ કાઢેલ ને પૈસા ઉડાડેલા સંઘનું વિસ્તૃત વર્ણન તપગચ્છના મુનિ જ્ઞાનતસાગર શિષ્ય જૈનેંદ્રસાગર શિષ્ય આગમસાગર અને વિનોદ-સાગરના શિષ્ય ગુલાબસાગરે સં. ૧૮૪૩ ના જેઠ વદ ૩ સોમે સૂરતમાં રચી પૂર્ણ કરેલા પ્રેમચંદ-સંઘ-વર્ણન નામના રાસમાં આપેલ છે ( પૃ. ૧૯૮ થી ૨૫૨-જૈન ગૂર્જર કવિઓ ભાગ ૩ પૃ. ૧૬૮ થી ૭૨ ) તેનો સાર અત્રે દાખવીએ:-

૧૬૭. તે પ્રેમચંદ મૂળ અમદાવાદના વતની; ત્યાંથી આવી સૂરતમાં વસ્યા અને સં. ૧૮૩૭ ×માં સિદ્ધાચલનો સંઘ કાઢી સંઘપતિ થયા. સિદ્ધાચલ પર મંદિર બાંધવાનો મનોરથ તપગચ્છના નાયક વિજયધર્મસૂરિના ઉપદેશથી જાગતાં ખોડીયાર કુંડ ઉપરની ભૂમિમાં તેણે શિખરબંધ દેવાલય કરાવ્યું. તે પૂરૂં થતાં સુરતમાં તેનું

×શલોકામાં સંવત્ આવેલ છે કે-

આગે **અઢારસે તીસે** સમે, કાઢયો સંઘ તે મનને ગમે

આ સંવત્ બરાબર છપાયો નથી જુઓ પૃ ૧૯૯ (અઢારસે તીસેસમે-એમ છપાયું છે.) તેથી સં. ૧૮૩૦ હોવાનું કલ્પ્યું હતું, પણ તે અઢાર સેંતીસ એટલે સાડત્રીસને મારવાડમાં સેંતીસ કહે છે તે પ્રમાણે ૧૮૩૭ હોવું જોઇએ, એ ક્ષેમવર્ધન કૃત શાંતિદાસ વખતચંદ શેઠના રાસમાં નીચે પ્રમાણે આપેલ સંવત્ પરથી ધ્યાનમાં લેતાં જણાયું છે:—

સંવત **અઢાર સાડત્રીસમાં** રે લાલ **પ્રેમચંદ લવજી** સાર
સંઘવી સિદ્ધગિરિનો થયો રે લાલ, શેઠજી પણ હતા લાર.

[ જૈન ઐ રાસમાળા પૃ ૮૪ ]

—આ સંઘમાં 'શેઠ' એટલે વખતચંદ શેઠ પણ સાથે હતા. વળી આ સંઘમાં પદ્મવિજય પણ હતા, એ તેના રાસ પૃ. ૧૮૫થી જણાય છે:—

મોદી પ્રેમચંદ લવજી હો કે, સંઘમાં વિમલગિરિ
ગુરૂ ભેટે રંગે હો કે, પરિણતિ શુદ્ધ ધરી.

પ્રતિષ્ઠા મુહૂર્ત જોવરાવતાં [ સંવત્ ૧૮૪૩* ] મહા શુદિ ૧૧ સોમવારનું આવ્યું. તે સમયે પહોંચવા અને પોતાની સાથે યાત્રા કરવા સુરત સંઘને તેણે વિનતિ કરી. પોતે અને પોતાના બે ભાઇ નામે હેમચંદ અને જયચંદ એમ ત્રણેએ સંઘપતિનાં તિલક ધરાવ્યાં. એવામાં **પાટણના ઓધલશાએ** આ સંઘમાં ભાગ આપો તો હું દ્રવ્ય આપું એમ જણાવ્યું. સંઘ પોશ શુદ ૨ સોમે નીકળ્યો. કંકોતરી સંઘોને મોકલી તેથી ગામગામના સંઘોનાં માણસો એકઠાં મળ્યાં વિજયધર્મસૂરિ સં. ૧૮૪૧માં સ્વર્ગસ્થ થયા હતા એટલે તેમના પટ્ટધર વિજયજિનેંદ્ર સૂરિ કે જે શિરોહીમાં ચોમાસું હતા તેને ત્યાં આમંત્રણ રૂપે કંકોતરી કાસદ દ્વારા મોકલી. તેમણે તે આમંત્રણ સ્વીકારી ત્યાંથી સંઘમાં ભળવા પ્રયાણ કર્યું. ગુરૂ અને સંઘ બન્ને મળ્યા. ને યાત્રાર્થે સંઘ વહાણમાં જઇ પહેલાં **ભાવનગર** ઉતર્યો ત્યાંના **આદીશ્વરને** જુહારી ગાડાં, વહેલ, સુખાસન, ઘોડા, ઉંટ, રથ આદિ વાહનોમાં શેઠ અને સંઘ **પાલીતાણે** આવ્યા.

૧૬૮. પંચમીને મંગલવારે પ્રભાતે સંઘવીએ શિખર જોઇ આનંદ દાખવ્યો અને સુવર્ણ-થાલમાં ફૂલો ભરીને ગિરિરાજને વધાવ્યો. લલિતાસર પાસે ડેરા નાંખ્યા. પાલીતાણાના ( ઠાકોર )

*આ સંવત્ ૧૮૪૩માં બીજીવાર સંઘ કાઢયો તેને ઉપર્યુક્ત શાંતિદાસ વખતચંદ શેઠના રાસમાંથી ( ઉક્ત રાસમાળા પૃ. ૮૪ ) ટેકો મળે છેઃ—

> સંવત અઢાર ત્રેતાલીશે રે લાલ, બીજીવાર રસાળ
> પ્રેમચંદ લવજી તણો રે લાલ, સંઘ શેત્રુંજે વિશાળ:

બિંબ-પ્રવેશનો દિન (વદ) પાંચમ ને બુધવારનો નક્કી થતાં બિંબને પાટે બેસાડ્યા. પ્રાસાદને 'સર્વતોભદ્ર' એ નામ આપ્યું [આ પ્રતિષ્ઠનો શિલાલેખ છે કે જેનો સાર ડા. બુહ્લરે પોતાના 'લિસ્ટ્સ'માં અંગ્રેજીમાં આપેલ છે તેનો ગુજરાતી અનુવાદ નીચે પ્રમાણે છેઃ-

'નં. ૪૪ સંવત્ ૧૮૪૩, શક ૧૭૦૮, માઘ શુદિ ૧૧ સોમવાર; લઘુ શાખા અને કાશ્યપ ગોત્ર તથા **પરમાર** વંશના શ્રીમાલી અને **રાજનગર** (મૂલ) નિવાસી, **પ્રેમચન્દે આદિનાથની** પ્રતિમા અર્પણ કરી. **તપાગચ્છના વિજયજિનેંદ્રસૂરિએ** પ્રતિષ્ઠિત કરી.'-જુઓ શ્રી જિનવિજય સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ, અવલોકન પૃ ૫૩]

૧૭૧. ગામમાં આવી ત્રણ સૂરિઓ (ઉપર્યુક્ત **વિજયજિનેંદ્ર**સૂરિ, ઉદયસાગરસૂરિ એ બે અને ત્રીજા કોણ તે કહી શકાતું નથી; કારણ કે તેનો ઉલ્લેખ નથી. ઉત્તમવિજય ન હોઇ શકે; કારણ કે તેને સૂરિપદ હતું નહિ) ને બોલાવી વહોરાવ્યું. પાઠક-ઉપાધ્યાય પદધારી એક અને સાધુ પાંચસો સત્તાવીશ હતા નવાંગે પૂજા કરી, બે શાલ **ઓઢાડી** આચાર્યોનું સન્માન કર્યું. સર્વ સાધુના હાથમાં એક રૂપૈયો રાખી પૂજા કરી મોદકાદિ વહોરાવ્યું. સર્વે સંઘના લોકોને જમણ માટે નોતર્યા. **અમદાવાદ, સૂરત, પાટણ**, કપડવણજ, **ખંભાત, પાલણપુર, કાકરેચી, મારવાડ, ઓરંગાબાદ, આગ્રા, બરહાનપુર, હૈદ્રાબાદ, ભાવનગર, ભરૂચ, ઘોઘા, નવાનગર, કંડોલ** (માંગરોલ પોરબંદરાદિ), ડભોઈ. **વડોદરા, પેટલાદ, મિયાંગામ, જંબૂસર. કાવલી, ઝાલાવાડ** આદિ બાવન ગામના સંઘને જમાડયા. કેટલાકે લેહેણી કરી. **મિઠાચંદ લાધાએ** સંઘની **ભક્તિ** બહુ કરી, શ્રીપૂજ્યને પહેરામણી કરી. એવામાં ત્યાં ભારે વરસાદ થયો.

ઉનડજી (ઉપર અગાઉ જણાવેલ પૃથ્વીરાજ પછી નોંઘણજી ત્રીજો, તેની પછી સરતાનજી બીજો કે જેનું મરણ ઇ. સ. ૧૭૬૬–સં. ૧૮૨૩ માં થતાં તેની પછી થોડાં વર્ષે ગાદીએ આવનાર ને સં. ૧૮૭૭માં સ્વર્ગસ્થ થનાર) ને તેડી સંઘનું મુંડકું સંઘવીએ મુકાવી આપ્યું. ઉદયસાગર સૂરિ (સાગર ગચ્છના પુણ્યસાગર સૂરિના પટ્ટધર) સાથે બધા લોક આવતાં સંઘવીએ તેમને અને ગિરિને જોઇ આનંદ–સુખ પ્રાપ્ત કર્યું. પ્રભાતે યાત્રા કરવા ગિરિપ્રત્યે ચાલ્યા. સંઘે **અંબડ** વાવમાં પ્રથમ સ્નાન કર્યું. ભૂખણદાસે ત્યાં ઘણી શોભા કરી. સંઘ તલેટીએ જઇ ડુંગર પર ચઢયો. નીલી પરબ, ધોલી પરબ, કુમાર (પાલ) કુંડ નાં પાણી પીને હિંગલાજનો હોડો (હડો), જલકુંડ, થઇ મૂલ–કોટમાં આવ્યો. સુખાલ શાહની કરાવેલી પોળ, વાઘણ પોળ, **ચક્રે**શ્વરી માતા, ને પછી મૂલનાયક **આ**દીશ્વરનાં દર્શન કરી પ્રદક્ષિણા કરી. રાયણ વૃક્ષતળે ઋષભ–પગલાંને વંદન કર્યાં. આમ મૂલકોટમાંથી આવી બહારનાં દેરાં વાંદ્યાં. સુરજકુંડ, પછી અદબુદ (અદ્‌ભુત) રૂપે આદીશ્વર, શિવા–સોમનું ચોમુખ મંદિર, પાંડવ દેહરું, છિપા–વસહી, પછી ખોડીયાર ઉપરનું શિખરબદ્ધ મંદિર પોતે કરાવેલું તે જોઇ સંઘપતિ હરખ્યા. ત્રિગ્રિસર વેદિકા કરી ત્યાં બિંબ બેસાડયાં. અને ઉત્તમવિજય (ઉપર જણાવેલ) મુનિએ ધૂપાદિ વિધિ સહિત કર્યાં. આઠ દિવસનો ઉત્સવ ચાલ્યો. સાધર્મિક વાત્સલ્ય થયાં. પ્રતિષ્ઠાવિધિ જાણનાર પ્રેમજી શેઠ શ્રાવક પણ હાજર હતા. આમ દિનદિન વિધિ સાચવવામાં આવી. **પાલીતાણા** તળમાં પૂજા, **આદી**શ્વરના દરબારમાં સ્નાત્રમહોત્સવ વગેરે થયું. આમ કેટલાક દિવસો ગયા પછી સંઘવીએ મુનિ ઉત્તમવિજયને કહ્યું કે હવે કયારે ગુરૂજી

આવે ને મનનો આમળો ભાંગે ? મુનિએ જણાવ્યું કે શ્રીજીને પત્ર લખો ને બોલાવો. એટલે પત્ર મોકલાવ્યો. શ્રી વિજયજિનેંદ્ર સૂરિએ મહાથી **પાલણપુરના મણિભદ્રની** યાત્રા કરી આવીશ એમ ઉત્તર મોકલ્યો. પાંચ સાધુઓ સહિત **મણિભદ્રની** યાત્રા કરી ઉગ્ર વિહાર કરી સમઉ, **નીંબડા** થઇને **સીહોર** મહા શુદિ આઠમે આવ્યા ને ત્યાંથી **પાલીતાણે** નવમે આવી પહોંચ્યા. સામૈયું ગાજતે વાજતે થયું.

૧૬૯. સંઘવીએ સૂરિજીને પૂછતાં તેમણે પોતાનો વિહાર જણાવ્યો:-'**અર્બુદ** (આબૂ) ગિરિ ભેટી **શિવપુરી** (શિરોહી) ચોમાસું કર્યું, માગશરમાં વિહાર કરી ગોહાઈ દેશ, બાંભણવાડ **વીરપ્રભુ, જીવિતસ્વામિ, લોટાણા આદીશ્વર, વસંતપુર શાંતિનાથ,** કુંભારપુરનો કોરણીવાળો પ્રાસાદ, ત્યાંથી તમારો આગ્રહ આવતાં મણિભદ્ર ભેટી **શંખેશ્વર પાર્શ્વનાથ** વંદી અહીં આવ્યા.' પછી ગિરિવર જઈ યાત્રા કરી. નવા દેરાસરને જોઇ બીજે દિને (અગ્યારસે) પ્રતિષ્ઠા કરવાની હતી (પછી ઋષભચરિત્ર આવે છે.) પ્રેમચંદ સંઘવીનું કરાવેલું ચૌમુખજિન બહુ મનોહર હતું. તેની પ્રતિષ્ઠાનો પંચકલ્યાણક ઉત્સવ કર્યો. પ્રેમચંદ સંઘવીની બહેન તેજકુંવર સ્વર્ગસ્થ થઇ હતી તેનો ઉલ્લેખ અહીં કર્યો છે. તેણીને શંખેશ્વર પાર્શ્વ પ્રભુનું ધ્યાન હતું તેથી 'ગીશાવર્ગ' (સં. ૧૮૭૦માં?) શંખેશ્વરનો સંઘ કઢાવ્યો હતો અને તેણીનો જીવ દેવ થઇ આ સંઘને સાંનિધ્ય કરતો હતો એમ કવિ કહે છે.

૧૭૦. મુહૂર્ત દિને (મહા શુદ ૧૧ દિને) સંઘે સૂરીશ્વર સાથે સર્વ સ્નાત્ર-મહોત્સવ કર્યો. સૂરિએ મંત્રથી બિંબોની અંજનશલાકા કરી. પહેલાં **વીરુ** વહુએ પોંખ્યાં. **ઓધવજીની** વહુએ વધાવ્યા

બિંબ-પ્રવેશનો દિન (વદ) પાંચમ ને બુધવારનો નક્કી થતાં બિંબને માટે બેસાડ્યા. પ્રાસાદને 'સર્વતોભદ્ર' એ નામ આપ્યું [આ પ્રતિષ્ઠાનો શિલાલેખ છે કે જેનો સાર ડા. બુહ્લરે પોતાના 'લિસ્ટ્સ'માં અંગ્રેજીમાં આપેલ છે તેનો ગુજરાતી અનુવાદ નીચે પ્રમાણે છે:-

'નં. ૪૪ સંવત્ ૧૮૪૩, શક ૧૭૦૮, માઘ શુદિ ૧૧ સોમવાર; લઘુ શાખા અને કાશ્યપ ગોત્ર તથા **પરમાર** વંશના શ્રીમાલી અને **રાજનગર** (મૂલ) નિવાસી, **પ્રેમચન્દે આદિનાથની** પ્રતિમા અર્પણ કરી. **તપાગચ્છના વિજયજિનેંદ્રસૂરિએ** પ્રતિષ્ઠિત કરી.'-જુઓ શ્રી જિનવિજય સંપાદિત પ્રાચીન જૈન લેખ સંગ્રહ, અવલોકન પૃ ૫૩]

૧૭૧. ગામમાં આવી ત્રણ સૂરિઓ (ઉપર્યુક્ત **વિજયજિનેંદ્રસૂરિ**, ઉદયસાગરસૂરિ એ બે અને ત્રીજા કોણ તે કહી શકાતું નથી; કારણ કે તેનો ઉલ્લેખ નથી. ઉત્તમવિજય ન હોઇ શકે; કારણ કે તેને સૂરિપદ હતું નહિ) ને બોલાવી વહોરાવ્યું. પાઠક-ઉપાધ્યાય પદધારી એક અને સાધુ પાંચસો સત્તાવીશ હતા નવાંગે પૂજા કરી, બે શાલ ઓઢાડી આચાર્યોનું સન્માન કર્યું. સર્વ સાધુના હાથમાં એક રૂપૈયો રાખી પૂજા કરી મોદકાદિ વહોરાવ્યું. સર્વે સંઘના લોકોને જમણ માટે નોતર્યા. **અમદાવાદ, સૂરત, પાટણ,** કપડવણજ, **ખંભાત, પાલણપુર,** કાકરેચી, **મારવાડ, ઓરંગાબાદ, આગ્રા, બરહાનપુર, હૈદ્રાબાદ, ભાવનગર, ભરૂચ, ઘોઘા, નવાનગર,** કંડોલ (માંગરોલ પોરબંદરાદિ), ડભોઇ, **વડોદરા, પેટલાદ, મિયાંગામ, જંબૂસર, કાવલી, ઝાલાવાડ** આદિ બાવન ગામના સંઘને જમાડયા. કેટલાકે લેહેણી કરી. **મિઠાચંદ લાધાએ** સંઘની ભક્તિ બહુ કરી, શ્રીપૂજ્યને પહેરામણી કરી. એવામાં ત્યાં ભારે વરસાદ થયો.

વીજળી ઝબકી, જલપૂર વહ્યાં. આ જોઇ સંઘવી સદ્ગુરૂને વિનવવા લાગ્યા કે એવું કંઇ ધ્યાન કરો કે આ વૃષ્ટિ બંધ થાય સૂરિએ કહ્યું 'ચિંતા ન કરો. આજ પ્રહરે રાત્રિ સમે તેનું જોર વિલય પામશે.' એવામાં મેઘનો ઉપદ્રવ દૂર થયો. સુરતી સંઘવાળાએ સાધર્મિક વાત્સલ્ય કર્યું. સુરતના લખમીદાસ શેઠે અનેક ઉત્સવ કર્યા.

૧૭૨. એવે માલ પહેરવાનો મહોત્સવ આવ્યો. મહા વદ પાંચમને દિવસે સંઘવીએ ગુરૂ સહિત જિનવંદન કરી રથયાત્રા રચી. પ્રેમચંદ સંઘવીએ પહેલી, અને પછી હેમચંદ, જયચંદ અને ખોધલશાહે ઇંદ્રમાલા પહેરી ઇંદ્ર બન્યા. સંઘવિણુ (સંઘવીની પત્નિ) વીજવહુએ, અને (ખોધલશાની પત્નિ) ગુલાબવહુ[1] ઇંદ્રાણી થયાં ગુરૂ સાથે રહી આદીશ્વર પ્રભુને પાયવંદન કરી ચૈત્યસ્તવ બોલી ગામમાં આવ્યાં ને તેનાં દેહરાં વાંદ્યાં. સ્વામીવચ્છલ કર્યું. બીજે દિને પ્રદક્ષિણા દઇ ઉલખાઝોલ દેખી ચેલણાતલાઇ, અને સિદ્ધશિલા વગેરે સ્થળે જઇ ગિરિ ફરસીને ઉતારે આવી સંઘને જમાડ્યો. શત્રુંજી નદીમાં સ્નાન કરી સંઘ પવિત્ર થયો. સાધુઓમાં લહાણી થઇ. સંઘે સૂરિ પાસે આવી સુરતમાં ચોમાસું કરવા વિનંતિ કરી ને તે તેમણે સ્વીકારવાથી સંઘવી હરખ્યો. વાજતે ગાજતે ગામબહાર આવી ડેરા નાંખ્યા. ત્યાં કેશરીસિંહ લાધાએ ગુરૂને કહ્યું કે તેની પ્રતિમાની

૧ આ ગુલાબ વહુએ સિદ્ધચક્ર કરાવ્યું હતું એવો લેખ મળે છે 'સંવત્ ૧૮૨૫ વર્ષે આષાઢ સુદિ ૧૫ માટશન (?) સુત ખોખલશાહ ભાર્યા ગુલાબવહુકયા સિદ્ધચક્રં કારાપિતં' (જુઓ લેખ નં. ૨૭૧ સુરત જૈ. પ્ર. લેખ સંગ્રહ)

પ્રતિષ્ઠા કરવા રહો. ગુરૂએ તે માટે વાચકને રાખ્યા. સંઘ આગળ ચાલ્યો. **સીહોર**, **ભાવનગર** આવી **આદીશ્વરની** પૂજા કરી, પછી **ઘોઘાના નવખંડા પાર્શ્વનાથની** જાત્રા કરી, પાછા **ભાવનગર** ગુરૂ સાથે આવ્યા. ત્યાંથી કેટલાક વહાણમાં **સુરત** તરફ ગયા. સંઘપતિ અને સૂરિજી **ખંભાત** તરફ ચાલ્યા. **વરતેજ**, **પીપલી**, **સાબરમતી**, થઇને **ખંભાત** આવ્યા. ધામધૂમથી નગર–પ્રવેશ થયો. **થંભણપુર પાર્શ્વનાથ**, ને સઘળાં મળી ૯૬ દેરાસરો–ચૈત્યો વાંદી સત્તરભેદી પૂજા રચાવી. દાંડીયા રાસ લેવાયા. સ્વામીવચ્છલ થયાં. શ્રીજી ત્યાં રહ્યા ને સંઘ ચાલ્યો–**પેટલાદની** વિનંતિથી ત્યાં આવી પછી **જંબુસર** જઇ **કાવીના** દેવને વંદી **ગંધાર** જાત્રા કરી. **ભરૂચ** જઇ ત્યાંના **મુનિ-સુવ્રત** પ્રભુનાં દર્શન કરી **અંકલેશ્વર** જઇ સંઘ **સુરત** આવ્યો. શ્રીપૂજ્ય **ખંભાતથી** **વરીયાવે** આવવાની ખબર મળતાં **સુરત** સંઘ સામો ગયો. **કતારગામમાં** શેઠની વાડીમાં તેમને રાખ્યા. સામે ગયેલા સંઘ સાથે **સુરતનો** નવાબ પણ હતો. ત્યાં એક રાત્ર રહી શ્રીજીને **સુરતના** પરિસરે વાડીમાં ઉતરાવી સામૈયું કરી મોટા આડંબરથી શહેરમાં લઇ આવ્યા. **સુરતમંડણ પાર્શ્વનાથ**, **ધર્મનાથ**, **ગોડી પાર્શ્વ**, **શંખેશ્વર પાર્શ્વનાં** દર્શન કર્યાં. સાથે **ખુશાલવિજય** વાચક હતા. નિત્ય વ્યાખ્યાન, પ્રભાવના થતાં. **વિજયજિનેન્દ્ર સૂરિ** ચોમાસું રહ્યા. આ રીતે આ રાસ પૂરો થાય છે.

૧૭૩. શત્રુંજયની મુખ્ય નવ ટુંકોમાં એક ટુંક પ્રેમચંદ મેદીની પ્રેમાવસી કહેવાય છે, તે પ્રેચચંદ મોદી ઉપર કહેલા મૂળ **અમદાવાદના** અને પછી **સુરતમાં** વસી રહેલા શ્રીમંત સંઘવી પ્રેમચંદ **લવજી**. લાખો રૂપીઆ ખર્ચી તેણે આ ટુંક બંધાવી અને તેની

પ્રતિષ્ઠા કરાવી. તે ટુંકમાં ૭ મોટાં મંદિર અને ૫૧ દેહરીઓ બંધાયેલ છે. આ શેઠે પોતાની અગણિત દોલત ધર્મકાર્યમાં ખર્ચી. કર્નલ ટૉડ સાહેબે પોતાના 'પશ્ચિમ ભારતના પ્રવાસ-વર્ણન (Travels of the Western India)' માં લખ્યું છે કે 'મોદી પ્રેમચંદની દોલતનો કંઇ પાર નહોતો. તેની કીર્તિએ સંપ્રતિ જેવા પ્રતાપી અને ઉદાર રાજાની કીર્તિને પણ ઢાંકી દીધી છે.'

૧૭૪ ઉક્ત પ્રેમચંદ મોદીનો ઉલ્લેખ કરનારાં બે સ્તવનો અહીં ઉતારીએ:—

### સિદ્ધાચલ સ્ત.

આજ આણંદ થયો, શ્રી વિમલાચલ નિરખ્યા
ધન દિન આજનો —આજ આણંદ થયો૦
શ્રી સિદ્ધાચલ નિરખ્યા આજ૦
મારે આજ આંગણીયે મોતીડે મેહ વૂઠા
મારે કુલ-દેવ્યા આપજ તુઠા—આજ૦
મેં તો રતન-ચિંતામણી કર પાયો
મારે કામકુંભ મુજ ઘર આયો—આજ૦
મારે આંગણ કલ્પાદિક ફલિયા
મારે ભવભવના દુખ દુરે ટલિયા—આજ૦

સિંઘવી મોદી પ્રેમચંદ
રૂડો સંઘ ચલાયો આણંદ—આજ૦
લીંબડીઈ વીનની દેશ દેશે, તુમે જાત્રા આવજો મુનિશે—આજ૦
કેઈ વ્યવહારીયા ઘણ' લટકાલા, કેઈ ઉત્તમ છત્ર તરણવાલા—આજ૦

કેઇ સીલવંતા પાસે ચારી, કેઇ સચિત તણા વલિ પરિહારી–આજ૦
ભૃગુવારે ભલો જલ લીધો, સંઘ સઘળી વચ્છલ બહુ કીધો–આજ૦
સંવત **અઢારે સૈતીસા** વર્ષે, ચૈત્ર સુદિ તેરસ દિન હરષે–આજ૦
**શ્રીવિજયધરમસૂરિ** તપગચ્છરાયા, સિદ્ધક્ષેત્ર ફરસવા સવિ આયા–આજ૦
ગિરિ નિરખીને આણંદ પાયા, પૂજ્યા શ્રી **ઋષભ** જિણંદ રાયા
તિણ ઉત્તમ એ ગિરિવર રાયા, ફરસનાં થઈ નિરમલ કાયા.
ઇણ ગિરવરીયે ચઉમાસુ કીધાં, કેઇ ઉત્તમ જન જસ બહુ લીધા
**રાજનગરના** સંઘ માંહે, રથ—જાત્રાદિક કીધી ઉછાહે
માંહે **પટણી** સંઘ સાથે આયા, ગણી **પદ્મવિજય** પુન્યે પાયા–આજ૦

[ સં. ૧૮૪૦ ના ફા. શુ. ૧૩ દિને તપગચ્છના **અમૃત-વિજયે** રચેલી **વિમલાચલ-તીર્થમાલામાં** શેઠ **પ્રેમચંદ લવજીના** **શત્રુંજય** પર કરેલ મંદિરનું વર્ણન નીચે પ્રમાણે છેઃ— ]

બીજી ટૂંક જુદારીયે એ, પાવડીયે ચઢી જોય
નમો ગિરિરાજને એ
પહેલાં તે **અદબુદ** દેખીને એ, મુઝ મન અચરિજ હોય–નમો૦ ૧
તિહાંથી આગલ ચાલતાં એ, દેહરી એક નિહાલ
તેહ ઠામે જઇ વંદીયે એ, **પાસજી શાંતિ** કૃપાલ–નમો૦ ૨
**ખોડીયાર** કુંડની ઉપરે એ, કીધો પ્રાસાદ ઉત્તંગ
**સંઘવી પ્રેમચંદ લવજીયે** એ, નિજ ધન ખરચી ઉમંગ–નમો૦ ૩
ગોખ સલાવટ કોરણી એ, ઉન્નત રચના જાસ
ધ્વજ કલશે કરી શોભતો એ, દીપે જેમ કૈલાસ–નમો૦ ૪

**તપ** ગચ્છનાયક દિનમણી એ, **વિજયજિનેંદ્ર** સૂરીંદ
અહાણું જિન પરિવારશું એ, થાપ્યા **ઋષભ** જિણંદ-નમો૦ ૫
**સંઘવી પ્રેમચંદે** કર્યો એ, જિનમંદિર સુખકાર
**સર્વતોભદ્ર** પ્રાસાદમાં એ, બિંબ નવાણું સાર-નમો૦ ૬
શાં **હેમચંદ** લઘુજયે કર્યો એ, દેહરો તિહાં શુભભાવ
બિંબ પચવીશ તિહાં વંદીયે એ, ભવોદધિ-તારણ નાવ-નમો૦ ૭
(પાદાં.) **સંઘવી હેમચંદને** દેહરે એ, તેત્રીસ જિનવરદાર
વંદી પરમાનંદથી એ, સફળ કર્યો અવતાર-નમો૦ ૮

૧૭૫. સં. ૧૮૩૦ શ્રાવણ શુદિ ૧૪ દિને સુરત બિંદર મધ્યે મુનિ અમૃતવિજયે ઉદયરત્ન કૃત થૂલિભદ્ર રાસ-નવરસોની પાંચ પત્રની પ્રત લખી (પોથી ૩ વડાચૌટા ઉપાશ્રય ભંડાર, સુરત.)

૧૭૬. લોંકા ગચ્છના મહાનંદ મુનિએ સુરતમાં સં. ૧૮૩૨ માં ચોમાસું રહી દશાર્ણભદ્ર સજ્ઝાય ઢાલબંધ રચી, અને પછી સં. ૧૮૪૯ માં સુરતમાં શ્રીપૂજ્ય સોમચંદજી સાથે ચતુર્માસ કરી પર્યુષણાપર્વ સ્વાધ્યાય, જ્ઞાનપંચમી સ્વાધ્યાય ૪ ઢાલમાં અને આસો સુદ ૧૫ રવિવારે કલ્યાણક ચોવીસી રચી.

(જૈન ગૂર્જર કવિઓ ભાગ ૩ પૃ. ૩૭, ૪૦, ૪૨ અને ૪૩.)

૧૭૭. સં. ૧૮૪૩ માં વાસુપૂજ્ય જિનની પ્રતિષ્ઠા સુરતના રતનચંદ શાહે કરાવી તે માટેનું વાસુપૂજ્ય-જિનમહિમા-વર્ણન સ્તવન વિજયસૌભાગ્ય સૂરિના શિષ્ય પ્રેમવિજયે કર્યું છે (પૃ ૭૨-થી ૮૬) તેનો સાર નીચે આપ્યો છે:—

જેમણે **શત્રુંજય** તીર્થનો પંદરમો ઉદ્ધાર કર્યો એ **સમરા** શાહ અને **સારંગશાહ**ના વંશજ **સુરત** બંદરે વસતા **ખેમરાજ** **મેઘરાજ**ના ( પુત્ર ) ઝવેરશાના પુત્ર **રતનચંદે** ગુરૂમુખે **વાસુપૂજ્ય** તીર્થંકરનું ચરિત્ર સાંભળીને તેનું દેવાલય મોં માગ્યા ધન ખર્ચીને શુદ્ધ ભૂમિપર બંધાવવાનો નિશ્ચય કર્યો. તેનું જિનમંદિર શરૂ થયું. ચંદ્ર જેવા ઉજ્વલ પાષાણ–આરસ–પહાણ મંગાવી માનોપેત મૂર્તિ કરાવી. રતનશાએ પછી પ્રતિષ્ઠા કારણે વેદિકા રચી, પીઠો મંડાવી, જળયાત્રા વગેરે વિધિ કરી. દશમે દિને શુભ મૂહૂર્તે અંજનશલાકા કરાવી. સં. ૧૮૪૩ વૈશાખ શુદિ ૨ ને દિને તખતપર મૂળનાયક રૂપે તે **વાસુપૂજ્યજિન**ની મૂર્તિ સ્થપાવી. આની પ્રતિષ્ઠા **વિજયલક્ષ્મીસૂરિ**એ કરી. **રતનશાએ** પ્રતિષ્ઠા–ઉત્સવ હર્ષથી કર્યો. દેહરા ઉપર **મનમોહનજી પાર્શ્વ**નાથની મૂર્તિ પધરાવી, જમણી બાજુએ ચોમુખ **સીમંધરજી**, ડાબી બાજુએ **સહસફણા** ( **પાર્શ્વ** ) ની ચોમુખ મૂર્તિ, ભમતીમાં ૨૪ જિનનાં બિંબો રાખ્યાં. **રતનચંદ** અને તેના બે ભાઇ **અભેચંદ** અને **પ્રેમચંદ** એ ત્રણેએ અતિ દ્રવ્ય ખર્ચી જિનશાસનની શોભા વધારી. જે માતાની કુખે **રતનચંદ** જન્મ્યા તે **ઝમકુબાઇ**ને ધન્ય છે. **રતનચંદ**ની ભાર્યા બાઈ **આધાર**નો ઉછરંગ માતો નહોતો. ચતુર્વિધ સંઘનું સ્વામીવચ્છલ, યાચકોને દાન, સાધુભક્તિ ખૂબ કરી **રતનશાએ** ધનનો લાહો લીધો.

૧૭૮. **વિજયલક્ષ્મીસૂરિ**એ **સુરત**માં **રતનચંદે** કરાવેલ **વાસુપૂજ્ય**ની પ્રતિષ્ઠા કરી હતી તેની નોંધ **દીપવિજય** કવિ પોતાના **સોહમકુલ-પટ્ટાવલી રાસ**માં કરે છે:—

સૂરત બંદિર દીપતો, સાહેલડીયાં, તિહાં રતનચંદ છે જેહ,
વાસુપૂજ્ય મહારાજની, સાહેલડીયાં, કીધી પ્રતિષ્ઠા તેહ.

૧૭૯. સં. ૧૮૪૪ આષાઢ શુદિ ૫ બુધે (અંચલગચ્છના અમરસાગરસૂરિના શિષ્ય સત્યસાગર ગણિના શિષ્ય ક્ષમાસાગર ગણિનો શિષ્ય) તેજસાગરે અર્હત-સંગદની ૨૦૧૩ નંબરની પ્રત લખી છે.

૧૮૦. સં. ૧૮૪૭ જ્યે. શુ. ૧૧ સોમવારે 'શ્રી સૂરતિ બિંદરે' તપાગચ્છીય પં. શ્રી સૌભાગ્યવિજય ગણિના શિષ્ય પં. વિદ્યાવિજયે હિંદીમાં સુમતિ કવિએ રચેલી પટરાગરાગણી ગુણવર્ણન સ્વરૂપ નામની રાગમાલાની ૧૪ પત્રની પ્રત લખી (દા. ૨૦ નં. ૬૬ સીમંધર સ્વામીના મંદિરાંતર્ગત ભંડાર સુરત).

૧૮૧. સં. ૧૮૪૮ ના પોસવદ ૧૩ શનિએથી સૂર્યપુર (સુરત?) મધ્યે શ્રી શાંતિજિનચરણે ભ કીર્તિરત્નસૂરિ શિષ્ય મુનિ બુદ્ધિરત્ને ઉદયરત્ન કૃત અષ્ટપ્રકારી પૂજા રાસ (ર. સં. ૧૭૫૫) ની ૬૪ પત્રની પ્રત લખી.

૧૮૨. સં. ૧૮૪૯ માં પદ્મવિજયજીએ સિદ્ધાચલ જાત્રા કરી લીંબડી જઇ સુરત આવ્યા, તે વખતે સંઘવી પ્રેમચંદ લવજી પ્રમુખે સારૂં સામૈયું કરી નગર-પ્રવેશ કરાવ્યો. ઉપાશ્રયમાં પન્નવણા સૂત્રનું વ્યાખ્યાન કર્યું.

૧૮૩. સં. ૧૮૫૨ માં ઉક્ત પ્રેમચંદ લવજી, (રાધનપુરના) મસાલીયા ગોવિંદજી અને (લીંબડીના) હુકમરામ દિવાન એ ત્રણે જણાએ મળી સંઘ કાઢી મોટી જાત્રા-ગોરવાડના ગોડી પાર્શ્વનાથની-કરી, જુઓ શાંતિદાસ વખતચંદ શેઠનો રાસ પૃ. ૮૪:-

સંવત અઢાર બાવીસને ( ?બાવને) રે લાલ, હૃદયરામ દિવાન,
મસાલીઆ ગોવીંદજી રે લાલ, પ્રેમચંદ લવજી પ્રધાન.
ત્રિહું જણ મલી સંઘવી રે, મોરવાડ કરાવી જાત્ર
દાન માન જસ ઉજળો રે લાલ, દીધાં દાન સુપાત્ર.

ઉપરની કડીમાં 'બાવીસ' એ સંવત્ ખોટો છપાયો છે, તે બદલે સાચો 'બાવન' જોઇએ કારણ કે કવિએ પહેલાં સં. ૧૮૩૭, પછી ૧૮૪૩ આપેલ છે તો તે પછીનો આ સંવત્ ૧૮૫૨ ક્રમ પ્રમાણે હોવો ઘટે. આ વાતને પદ્મવિજય નિર્વાણ-રાસમાંથી ટેકો મળે છે. તેમાં જણાવેલ છે કે 'પદ્મવિજયે રાજનગરમાં સં. ૧૮૫૩ માં ચોમાસું કર્યું તે પહેલાના વર્ષે લીંબડીના ત્યાંના હૃદયરામ દીવાનના સંઘમાં સાથે જઇ ગોડી મહારાજની યાત્રા કરી લીંબડીમાં ચોમાસું કર્યું હતું.' ( પદ્મવિજય રાસ-જૈન ઐ. રાસમાળા પૃ. ૧૮૮ ) આ સં. ૧૮૫૨ના વર્ષમાં શાકે ૧૭૧૭ વર્ષે કૃષ્ણ દશમીએ પં. અમરવિલાસ મુનિએ સૂર્યપૂરમાં નિર્વાણ-કલિકાની પ્રતિ લખી. ( જૈનાનંદ પુસ્તકાલય સુરત )

૧૮૪. સં. ૧૮૫૩ માં રાજભદ્ર માટે સમયપ્રમોદકૃત જિનચંદ્રસૂરિ નિર્વાણ રાસ ( સં. ૧૬૭૦ પછી રચાયેલ ) ની ૪ પત્રની પ્રતિ સુરત મધ્યે લખાઇ ( જે પ્રત સુરતના વડા ચૌટા ઉપાશ્રય ભંડારમાં પોથી ૧૯ માં છે. )

૧૮૫. વિજય લક્ષ્મીસૂરિએ સં. ૧૮૫૭ માં પોતાના શરીરની અશાતા જાણી વડોદરામાં પટધર તરીકે વિજયદેવેંદ્રસૂરિને સ્થાપી કંઇક ઠીક થતાં રાંદેર આવી ત્યાં અંજનશલાકા કરી સૂરતમાં

પ્રવેશ કર્યો. ત્યાં તપ ઉપધાનાદિ કરાવ્યાં. સંઘના વિમલચંદ શાહે સારો લાભ લીધો. તે સૂરિએ સં. ૧૮૫૮ ના ગેરૂ તેરસને દિને ૬૪ વર્ષનું આયુષ્ય પાળી સુરતમાં સ્વર્ગગમન કર્યું.

આયુકર્મને સંબંધે, શરીરે સ્યાતા થાય,
મુહૂરત અવસર જાણીને શનેર બંદિર આય. ૪

અંજનશિલાકા કરીને, સૂરત કીધ પ્રવેશ,
તપ ઉપધાન માલાદિક, કિયો ઉપગાર વિશેષ. ૫

ધન સૂરતના સંઘને, ધન વિમલચંદ શાહ,
શ્રી સૂરતને સંઘે, લીધો ભક્તિનો લાહ ૬

સંવત અઢાર અઠાવને, મેર સેરસ દિન જેહ,
વરસ ચોસઠ આયુ પાલીને, ગયા સુરલોક તેહ. ૭

નિર્વાણ મોહોચ્છવ મોટો, કીધો સંઘે સાર,
અમારિ પલાવી જીવની, જીવદયા ઉપગાર. ૮

ગુણવંતા ગુરૂરાજના, ગુણ સંભારે લોક,
**દીપવિજય** ગુણ ગાવે, નરનારીના થોક. ૯

[ઢાલ ૫૮ સોહમકુલરત્ન પટ્ટાવલી રાસ.]

૧૮૬. આ વિજયલક્ષ્મીસૂરિના ઉક્ત પટ્ટધર વિજયદેવેંદ્રસૂરિ મૂળ સુરતમાં **શ્રી**માલી કુલમાં જન્મ્યા હતા.

૧૮૭. ઉપરની શત્રુંજય પરની મોદી પ્રેમચંદની ટુંકમાં જતાં જમણી બાજુએ આવેલા દેવાલયની પ્રતિમાની બેસણી ઉપર એવી મતલબનો લેખ છે કેઃ—

'વિ. સં. ૧૮૬૦, શક ૧૭૨૬ વૈશાખ શુદિ ૫, સોમવારે સુરતના ઓસવાલ જ્ઞાતિના ઝવેરી પ્રેમચંદ ઝવેરચંદ અને જોયતીના પુત્ર સવાઇચંદે, પ્રેમચંદ વગેરેના નામે વિજયાણંદસૂરિ ગચ્છના વિજયદેવચંદ્ર (દેવેન્દ્ર) સૂરિના વિજયી રાજ્યે વિજ્જહરા (? અજારા) પાર્શ્વનાથના નવા દેવાલયમાં એક નવી પ્રતિમા અર્પણ કરી; તપાગચ્છના વિજયજિનેન્દ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.' (બુહ્‌લરના લિસ્ટ્સ પૃ. ૨૦૮ નં. ૩૬૭; શ્રી જિનવિજય સંપાદિત પ્રા. જૈ. લેખ સંગ્રહ ભા. ૨ અવલોકન પૃ. ૫૩ નં. ૪૬)

૧૮૮. અને તે ટુંકમાં સામે આવેલા દેવાલયની-પ્રતિમાની બેસણી ઉપર તેજ વર્ષ અને મિતિનો બીજો લેખ છે તેનો સાર એ છે કે:—

'વિજયાણંદસૂરિના ગચ્છના ઓસવાલ જ્ઞાતિના ઝવેરી પ્રેમચંદે વિજયદેવચંદ્ર (દેવેન્દ્ર) સૂરિના વિજયી રાજ્યે અસ્ત્રહુરા (અજારા-વજજહરા ?) પાર્શ્વનાથના નવા દેવાલયમાં એક નવી મૂર્તિ અર્પણ કરી; તપાગચ્છના ભટ્ટારક વિજયજિનેંદ્રસૂરિએ પ્રતિષ્ઠિત કરી.' (બુહ્‌લરના લિસ્ટ્સ પૃ. ૨૦૮ નં. ૩૬૪; ઉક્ત અવલોકન પૃ ૫૩-૫૪ નં. ૪૭)

૧૮૯. ટેકરીથી ઉતરતાં રસ્તા ઉપરનો કુંડ છે તે ઇચ્છા કુંડ કહેવાય છે. આ નામ તેના બનાવનાર ઇચ્છાભાઇના નામ પરથી પડેલું છે, અને તે ઇચ્છાભાઇ સુરતના શ્રીમાલી શ્રાવક હતા એ તે કુંડ પરના લેખ પરથી જણાય છે. તેનો સાર એ છે કે:—

'વિ. સં. ૧૮૬૧, શક ૧૭૨૬ ધાતા સંવત્સર માર્ગશીર્ષ શુદિ ૩ બુધવાર, પૂર્વાષાઢા નક્ષત્ર, વૃદ્ધયોગ, ગિરકરણ. આંચલગચ્છના ઉદયસાગરસૂરિના અનુગ કીર્તિસાગરસૂરિના અનુગ પુણ્યસાગરસૂરિના

વિજયી રાજ્યે સુરતના શ્રીમાલી નિહાલચંદભાઈના પુત્ર ઇચ્છાભાઈએ ઇચ્છાકુંડ નામે એક કુંડ અર્પણ કર્યો. તે વખતે ગોહિલ રાજા ઉનડજી પાલીતાણા ઉપર રાજ્ય કરતો હતો' (જુઓ શ્રી જિનવિજયનું ઉક્ત અવલોકન પૃ. ૫૪ નં. ૫૧)

૧૯૦. આ સમયમાં બૃહત્ ખરતર ગચ્છના જિનચંદસૂરિ (૮) હતા, તેમણે દક્ષિણ દેશના અંતરિક્ષ પાર્શ્વનાથની યાત્રા કરી સુરત બંદરે આવી ત્યાં સં. ૧૮૫૬ના જ્યે. શુ. ૩ ને દિને સ્વર્ગવાસ કર્યો અને તેના પછી પટ્ટધર તરીકે હિતરંગ મુનિને તેજ વર્ષના જ્યે. શુ. ૧૫ ને દિને સુરત સંઘે કરેલા ઉત્સવપૂર્વક સૂરિપદ મળ્યું ને તેમનું નામ જિનહર્ષસૂરિ રાખ્યું. તે વખતે તે નગરમાં શ્રી સંઘે ચૈત્યબિંબપ્રતિષ્ઠા તેમની પાસે કરાવી.

૧૯૧. 'સં. ૧૮૬૦ (સને ૧૮૦૪) માં મોટો દુકાળ પડયો હતો જે સાઠો કાળ કહેવાયો છે. એ સુડતાળા કાળ જેવો નહોતો. તો પણ મોંઘવારી ઘણીજ હતી. કંપનીકમાં હુલ્લડો થતાં એ વખતે સુરતના (અધિકારીઓએ) અનાજના વેપારીઓને સમજાવી તથા ધમકી આપી બજાર બંધ થવા દીધું નહિ અને ચોમાસું આવતાં લગી દિવસે પણ શહેરમાં રોન ફેરવી સમાધાની રાખી-એ દુકાળમાં નવ.ડી શ્રીકૃષ્ણ અર્જુનજી નાયજી, ભણશાળીજી, નહાલચંદ કાકા વગેરે સાહુકારોએ ઘણો ધર્મ કરી ગરીબોને છવાડયા.'

—નર્મગદ્ય પૃ ૨૯૦

૧૯૨. આ સાહુકારો પૈકી બ્રાહ્મણ અવાડી શ્રીકૃષ્ણનો પરિચય નર્મગદ્યના પૃ ૨૯૮ માં ઘણા વિસ્તારથી સાહુકાર તરીકે કરાવવામાં આવ્યો છે, જ્યારે અન્યનો પરિચય નામ સિવાય 'આત્મારામ

ભૂખણવાળા, ભણશાલીજીવાળા, નગરશેઠવાળા વગેરે ઘણાએક સહુકારો હતા' એમ જણાવી વિશેષ કંઇપણ કરાવ્યો નથી. ભણશાલીજી, નહાલચંદ કાકા, નગરશેઠવાળા એ સર્વે તે સમયના જૈન આગેવાનો હતા.

૧૯૩. ભણશાલીજીના કુટુંબમાં માણેકચંદ રૂપચંદ ભણશાલીની પેઢી ચાલતી હતી તેના થોડા વંશજોનો આંકો પૃ. ૫૩ પર આપ્યો છે કે જે પૈકી એક સુરતમાં ગુજરાત સમાચાર ને ડાંડીઓ પત્ર કાઢતા હતા. તેમના ઘરની આસપાસનો લતો હજુ પણ ભણશાલીનો મહોલો કહેવાય છે. આ ભણશાલીના કુટુંબીજ અગાઉ ઉલ્લેખેલ પ્રેમજી સંઘપતિ સાથે ગયેલા અમદાવાદના કપુરચંદ ભણશાલી હશે.

૧૯૪. નહાલચંદ કાકા ઉપર જણાવેલ શત્રુંજય પર સં. ૧૮૬૧ માં ઇચ્છાકુંડ બંધાવનાર ઇચ્છાભાઇના પિતા નિહાલચંદભાઇ શ્રીમાલી હોવા જોઇએ. નગરશેઠ એટલે નગરશેઠ લખમીદાસ અને તેના વંશજો હજુ સુધી નગરશેઠ પદવી ધરાવનાર જૈન ધર્માનુરાગી છે.

૧૯૫. સં. ૧૮૬૨ માં ડાહ્યાભાઇ શેઠ સુરતથી સંઘ લઇ અમદાવાદના પ્રસિદ્ધ નગરશેઠ વખતચંદ શેઠને પૂછીને ગોડીરાય ભેટવા યાત્રા અર્થે મારવાડ ગયા.

સંવત અઢાર બાસઠે રે લાલ, ડાહ્યાભાઇ સુજાણ
સુરતથી સંઘ લેઇને લાલ. ........................
શેઠજીને પુછી કરી રે લાલ, ભેટણ ગોડી રાય
સંઘ સરસ બન્યો અતિ ઘણો રે લાલ, ગોડીરાયને ભેટવા જાય.
મારવાડે પ્રભુ તેડીને રે લાલ સંઘને હર્ષ અપાર

૧૯૬. કહેવાય છે કે સંઘમાંથી આવ્યા બાદ ડાહ્યાભાઇ શેઠે સુરતમાં આવેલ ગોડીજી પાર્શ્વનાથ ભગવાનનું દેરાસર કે જે વડા ચૌટા નગરશેઠની પેળમાં આવેલું છે તે બંધાવ્યું છે

( સુરત ચૈત્ય પરિપાટી પૃ. ૨૫ )

૧૯૭. સં. ૧૮૭૧ માં પ્રસિદ્ધ કવિશ્રી વીરવિજયે સુરતમાં ચોમાસું રહીને શ્રાવણ માસમાં પાંચ ઢાળનું અક્ષય-નિધિ તપ સ્તવન રચ્યું.

૧૯૮. સં. ૧૮૭૨ ના શ્રાવણ શુદિ ૭ શુક્રે સાગરગચ્છના પં. ન્યાયસૌભાગ્ય ગણિ પાસે સૂર્યપુર વાસ્તવ્ય વીસા ઓસવાળ જ્ઞાતિના સા. રૂપા સુત ખેમચંદની પુત્રી શ્યામકુંવરે પં. ભક્તિસાગરના ઉપદેશથી ઉદયરત્નકૃત લીલાવતી સુમતિવિલાસ રાસની ૧૬ પત્રની પ્રત લખાવી. (જૈન ગૂર્જર કવિઓ ભા. ૩ પૃ. ૧૩૫૫.)

૧૯૯. સં. ૧૮૭૭ માં સુરતના સંઘે પોરબંદરમાં રહેલા તપાગચ્છના ભટ્ટારક વિજયજિનેંદ્રસૂરિને સુરત પધારવા નિમિત્તે ચિત્રબદ્ધ એક વિજ્ઞપ્તિપત્ર મોકલેલું તેમાં સૂરત નગરનું વર્ણન તુટી ફુટી મારોટશાહી હિંદી–રાજસ્થાની ભાષામાં મૂકેલું છે તે મને પાલણપુરવાળા રા. નાથાલાલ પાસેથી તે વિજ્ઞપ્તિ પત્ર મળતાં મેં ઉતારી આપેલ તે પૃ ૧૩૩ થી ૧૩૭ માં છપાયેલું છે; હાલ તે વિજ્ઞપ્તિ પત્ર શેઠ કેશરીચંદ પાસે છે. તેમાં તે વખતે વિદ્યમાન સુરત સંઘના જૈન આગેવાનોની સહીઓ છે તે ખાસ નોંધવા લાયક છે.

૨૦૦. આ વર્ણન કવિ દીપવિજયે સં. ૧૮૭૭ માં કરેલ સૂરતની ગઝલનું પ્રથમ સ્વરૂપ છે. તે ગઝલ મેં જૈનયુગ પુ. ૪ અંક ૩-૪ પૃ. ૧૪૩ થી ૧૪૬ માં તેના તંત્રી તરીકે પ્રગટ કરી

હતી અને તેનો સાર પણ ત્યાં આપ્યો હતો. આ ગજ્જલ અને તેનો સાર અક્ષરશઃ આ પુસ્તકના પૃ. ૧૩૭ થી ૧૫૩ માં પ્રકટ કરેલ છે એટલે તેનું પુનર્કથન અહીં કર્યું નથી.

૨૦૧. તે કવિએ **સોહમકુલ** પટ્ટાવલી રાસ સં. ૧૮૭૭ માં સુરતમાં રચ્યો છે તેમાં ઉક્ત સુરતની ગજ્જલ દાખલ કરી છે. ઉક્ત રાસ સુરતના **પોરવાડ** શા કલા **શ્રી**પતકુલોત્પન્ન શા૦ **વ્રજલાલ** વધુના પુત્ર **અનોપચંદ**ના આગ્રહથી તે કવિએ રચ્યો છે એમ પ્રશસ્તિમાં જણાવ્યું છે. (જૈન ગૂર્જર કવિઓ ભા. ૩ પૃ. ૨૦૧)

૨૦૨ સં. ૧૮૭૭ ના માહ વદિ ૨ દિને શ્રી **વિસા નેમા** જ્ઞાતીય સા. **અંબાઈદાસ** સુત **દેવચંદે** કરાવેલ **ધર્મ**નાથનું બિંબ અને બીજા સુત **માણેકચંદે** કરાવેલ **અજીતનાથ** અને **વિમલનાથનાં** બિંબ **વિજયાણંદસૂરિ** ગચ્છના **વિજયસુરેન્દ્રસૂરિ** રાજ્યે **આણંદસોમ** સૂરિ (હેમવિમલસૂરિ પરંપરાના) એ અને **વિજયસુરેન્દ્ર** સૂરિએ પ્રતિષ્ઠિત કર્યાં (લેખ નં. ૪૪ અને ૪૬); અને સં. ૧૮૮૧ ના વૈ. શુ ૬ રવિ ને દિને **વીસા નેમા** જ્ઞાતિના દોસી **વૃજલાલ** કૃષ્ણદાસની ભાર્યા **રળીયાતબાઈએ** કરાવેલ **ધર્મ**નાથનું બિંબ તથા તે જ્ઞાતિના દોસી **મોતા**ની ભાર્યા **શ્યામકુંવરે** કરાવેલ **આદિનાથનું** બિંબ ઉક્ત **આણંદસોમસૂરિએ** પ્રતિષ્ઠિત કર્યાં. (લેખ નં. ૪૨ અને ૪૩ સુરત જૈ. પ્ર. લેખ સંગ્રહ.)

૨૦૩ સં. ૧૮૮૬ ના કા૦ શુ. ૧૧ શનિવારે લૂંકાગચ્છે ગોપીપુરા મધ્યે આઠમું ચોમાસું ગાળતા **ખીમચંદ** ઋષિએ ઉદયરત્ન કૃત **લીલાવતી** સુમતિવિલાસ રાસની પ્રતિ ૧૮ પત્રની લખી. (જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ પૃ. ૪૦૫)

૨૦૪ સં. ૧૮૮૯ માં સૂરત સંઘે નંદીશ્વર મહોત્સવ કર્યો તે વખતે ત્યાં વસતા મૂળ ખંભાતના વતની રૂપચંદ જેકાના પુત્ર ગુલાબચંદે પૂજા ભણુવી ને ઉપર્યુક્ત કવિ દીપવિજયે 'નંદીસર મહોત્સવ પૂજા' મુનિ ભકિતસાગરના કહેવાથી રચી (જૈન ગૂર્જર કવિઓ ભા. ૩ પૃ. ૨૦૧)

૨૦૫. સં. ૧૮૯૨ માં ધનતેરસે તપાગચ્છના દીપવિજય મુનિ (ઉપર્યુક્ત દીપવિજય કવિથી ભિન્ન) ના શિષ્ય ક્ષેમવિજયે પ્રતિમા પૂજા વિચાર રાસ (કુમતિ ૫૮ પ્રશ્નોત્તર રાસ) રચી ધનતેરસને દિને પૂર્ણ કર્યો. તે રાસની રચના સુરતના પ્રસિદ્ધ શ્રી કલા શ્રીપતના પુત્ર વધુઆના પુત્ર વ્રજલાલ સુત અનોપચંદ (કે જેના આગ્રહથી સં. ૧૮૭૭ માં સોહમકુલ પટ્ટાવલી રાસ ઉક્ત દીપવિજયે રચ્યો હતો એમ અગાઉ કહેવાઇ ગયું છે તેના તથા શા નથુચંદ હુરખચંદ અને જયચંદ પાનાના આગ્રહથી કરી એમ તે જણાવે છે. (જુઓ જૈન ગૂર્જર કવિઓ ભા. ૨ પૃ ૩૧૦-૩૧૧)

૨૦૬ સં. ૧૮૯૪ માં વિનયવિજય ઉપાધ્યાય કૃત લોકપ્રકાશ ની પ્રત મુનિ જીવણવિજયે સુરતમાં લખી. (જૈનાનંદ પુસ્તકાલય, સુરત નં. ૪૦૨)

## વીસમું શતક.

૨૦૭ સં. ૧૯૧૨ માઘ વદિ એકમે સુરતવાલા શ્રાવિકા ધનકુંવરે વિજયલક્ષ્મીસૂરિ કૃત પાંચજ્ઞાનનાં દેવવંદન-જ્ઞાનપંચમી નિ દેવવંદન વિધિની ૧૧ પત્રની પ્રત શ્રાવક છગરાજ પાસે પાલીતાણા શ્રી શેત્રુંજય તીર્થ ઉપર કુંતાસર મધ્યે લખાવી (મુનિ સુખસાગર પાસે)

૨૦૮. સં. ૧૯૧૯ માં (શ્રી સત્યવિજય ગણિ સંતાનીય રૂપવિજય શિષ્ય કીર્તિવિજય શિ. તપવિજય શિ મણિવિજય શિ

બુદ્ધિવિજયના શિષ્ય) નિત્યવિજયે વીશ વિહરમાન જિનની પૂજા સૂરતમાં ચોમાસું કરી રચી (તે શા. પ્રેમચંદ કેવલદાસે સં. ૧૯૩૫ માં છપાવેલા ચોવીશી વીશી સંગ્રહમાં પૃ. ૭૧૬ થી ૭૩૫ માં છપાયેલ છે)

## પૂરવણી.

૨૧૦. સ્વ. પૂરણચંદ્ર નાહારના સંગ્રહની પ્રતિ નં. ૨૪૦ પત્ર ૪ ની લોંકાગચ્છની પટ્ટાવલીમાં જણાવેલું છે કેઃ—

"તતશ્ચ ગૂર્જરત્રિય **રૂપર્ષિ**ના **સૂરત** બંદિરે સં. ૧૫૮૯ વર્ષે **ઊકેશ**-જ્ઞાતીયાય **જીવાખ્યાય** પ્રવ્રજ્યા દત્તા સ ચ તદ્પટ્ટધરઃ સન **ભાણકાપેક્ષયા** ઙષ્ટમો ભવતિ, **રૂપર્ષિ** પેક્ષયા તુ દ્વિતીયઃ ન ચ તસ્ય **ભાણકાપેક્ષા** ન યુક્તેતિ શંકનીયં, તસ્ય નિશ્ચયેન સ્વયં વેષ-પરિધાનાત્ નિશ્રામંતરેણાપિ પરિહિતવેષો **ભાણકાખ્યો** ઙમીષાં મૂલાચાર્યઃ સંપન્નસ્તર્હિ નિશ્રયા વેષપરિધાનેન પટ્ટધરભવને કિમાશ્ચર્યમિતિ બોધ્યં વસ્તુગત્યા તુ **ભાણકસ્ય** છિન્નસત્તા ન ભૂતા, **નાગપુરીયાખ્ય ગુર્જરત્રિયાસ્તુ રૂપચંદ્રે**ર્વેતિ તાત્પર્યં **જીવર્ષિ**ણાપિ **દેવપત્તન** વાસ્તવ્યોકેશ **વરસિંહાખ્ય** સં. ૧૫૮૭ વર્ષે **પત્તન** પાર્શ્વવર્તિ **કતબપુરે** પરિવ્રાજ્ય નિજપટ્ટે સ્થાપિતઃ અગ્રે તેષાં પરંપરા સર્વેપિ જાનન્તિ." આ પરથી જણાય છે કેઃ—

ગૂજરાતી **રૂપા** ઋષિએ **સુરત** બંદરે સં. ૧૫૭૮ માં **જીવા**નામના ઓસવાલને પ્રવ્રજ્યા આપી.

સં. ૧૭૭૪માં 'સૂર્યપુર નગરે' તપ ગચ્છના **વિજયાનંદસૂરિ**ના શિષ્ય **હંસવિજય** ઉપાધ્યાયના શિષ્ય **ધીરવિજય** ગણિએ વિજય ઋદ્ધિસૂરિના આદેશથી મૌન એકાદશી મહાત્મ્ય કથા સંસ્કૃત શ્લોકમાં રચી. (પત્ર ૯ નં. ૩૪૧ ગોડીજી ભં. મુંબઇ)

## ૯ અંતિમ વક્તવ્ય.

૨૧૨. ઉપલબ્ધ સામગ્રીમાંથી બની શકે તેટલી ચીવટ અને મહેનત લઇને મેં સુરત-સૂર્યપુર સંબંધી હકીકત એકઠી કરી મૂકી છે, અને હજુ નહિ તપાસાયેલા ઘણાયે ભંડારો છે તેની ખોજ-તપાસ થયે ઘણી બીનાઓ સુરત સંબંધે મળી શકશે, અને પ્રકાશિત ગ્રંથો વગેરેમાંથી નજરે નહિ ચડેલી ઘણીયે હકીકતો હશે તે હવે પછી કોઇ ખોજી બહાર પાડશે એમ ઇચ્છું છું. સૂર્યપુર એ નામ ઝીંઝુવાડાને પણ અપાયું છે તે ધ્યાનમાં લેવાનું છે.

૨૧૩ આ પુસ્તકનાં બે નામ આપેલાં છે. પ્રથમ નામ 'સૂર્યપુરનો સુવર્ણયુગ' વાંચતાં સુરતવાસી પ્રસિદ્ધ કવિ નર્મદાશંકરે 'સુરત સોનાની મૂરત' એમ કહી સુરતને આપેલી યથાર્થ અને શોભીતી ઉપમા યાદ આવે છે; 'સુરત સારૂં શહેર, મુંબઇ અલબેલી' એ લોક-ગીતમાં સુરતને સુંદર જણાવ્યું છે. ખરે! સુરત એક ઐતિહાસિક નગર છે અને તેની પૂર્વની જાહોજલાલી જોતાં તેને 'સુવર્ણ-મૂર્તિ' અને 'સુન્દર નગરી' કહેવામાં આવેલું તે બંધબેસતું હતું. મોગલરાજ્યનું મુખ્ય બંદર સુરત હતું. ત્યાં મોગલ કાફલો રહેતો અને તે મક્કાનું દ્વાર કહેવાતું. સુરતમાં વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ સારો હતો અને બાંધનારા કસબી હતા. તેના સુવર્ણયુગથી મોહી મરાઠા નૃપતિશ્રી શિવાજીએ તેને બે વખત લૂંટયું હતું; તે લૂંટો જબરદસ્ત હતી છતાં તેની સમૃદ્ધિ બહુ મોળી નહોતી પડી, પણ સુરતનો બંદરી વ્યાપાર મુંબઇ બંદર થયું ત્યારથી તૂટવા લાગ્યો, પાણીની રેલો આવી, આગો ખૂબ લાગી, એટલે જે દશાને

તે પ્રાપ્ત થયું તે જોઇ નર્મદને તેની 'રડતી સુરત'થી થયેલી વેદના તેણે પોતાના કાવ્યમાં વર્ણવી છે. વળી સુરતના નાગરિકો આનંદી મોજીલા અને લહેરી સામાન્યતઃ હોઇ તેમને 'સુરતી લાલા' એવું લાડીલું નામ અપાય છે; આવી 'લાલાઇ' સંસારના કટુ જીવનમાં મીઠાશ આપે, પણ તેઓ કુસંપી કે નિરૂદ્યમી બને અને તેમની લાલાઇનો દુરૂપયોગ થાય યા લેવાય તો વ્યવહારમાં મોળાપણું આવતાં ગેરલાભ થાય, માટે તે ઉપર કવિશ્રી **નર્મદ** ખરૂં કહે છે કે:—

સુરત તારિ લાલાઇ, દુઃખમાં સૂખ કરે છે;
પણ તે છે ચરચાઇ, ગરિબ તો એમ મરે છે.
મૂકિ દે લાલાઈ, છાજતી નથી જ હમણાં;
છાજે ધનથી તેહ, થયાં છે તેનાં સમણાં.
મૂકિ દે સહુ દોષ, ભૂખડૂને જે વળગે;
સૂરતી ગત કહેવાય, એથિ મારો જિવ સળગે.
મારીને લપડાક, ગાલ તૂં રાખે રાતા;
એમાં શો રે માલ, ઉદ્યમે કરિ દે માતા.
કરજ કરી કર દિયે, ન્યાત ને વરઘોડાનો;
એમાં શી તુજ શાખ, જોસ વાધે છે ઘાનો.
(માટે) વિચારથી લહિ છૂટ, તોડિ દે બંધન જૂનાં;
ભર્યાં ભાંડ્યાં કર, ઘરો ત્હારાં જે સૂનાં.—૧૫૪

—નર્મકવિતા પૃ. ૪૦૦

૨૧૪. આ પુસ્તિકાનું બીજું નામ 'સુરતનો જૈન ઇતિહાસ' રાખેલું છે. આ વાંચતાંજ પ્રથમ એમ કોઇને સહેજે લાગે કે તેમાં

કાંઈક ઇતિહાસ જેવું હોવું જોઇએ; પણ ખરી રીતે ઇતિહાસ કહેવા કરતાં તેમાં જૈન ઇતિહાસનાં સાધનો છે, અને તે સાધનો તેમજ અન્ય સાધનોથી મેં ઉપરની ક્રમિક જૈન ઐતિહાસિક બીનાઓ સાંકળીને વર્ષાનુક્રમે આપેલી છે.

૨૧૫. ઇતિહાસ પ્રજાજીવન ઘડે છે; પ્રજામાં ચેતના અને ભાવનાના ફુવારા ફોરાવે છે. સંચયકાર ઝવેરી કેશરીચંદની માતૃભૂમિ સુરત છે; जननी जन्मभूमिश्च स्वर्गादपि गरीयसी—જનની અને જન્મભૂમિ સ્વર્ગથી પણ મહતી-મોટી છે એ સૂત્રના પાઠ પ્રમાણે તે ભાઇશ્રી પોતાની જન્મભૂમિ પ્રત્યે પ્રેમથી પ્રેરાઈ તેને લગતો જે જૈન ઇતિહાસ જૂદા જૂદા ગ્રંથો લેખો વગેરેમાંથી સાંપડ્યો તે એકઠો કરીને મૂક્યો છે. જેમ જેમ તેના સંબંધી હકીકતો મળતી ગઇ તેમ તેમ તે પ્રેસવાળાને આપતા ગયા ને છપાવતા ગયા, તેથી કાલક્રમ વ્યવસ્થા અને લેખનશૃંખલા રહી નથી એટલુંજ નહિ પણ ભાષાની અશુદ્ધિ અને પાઠો સંવત નામો વગેરેની ભ્રષ્ટતા એટલી બધી છે કે તેનું શુદ્ધિપત્રક અતિ મોટું થાય તેમ છે, અને તેથી તે પર આધાર રાખતાં બહુ સાવચેતી-સાવધતા રાખવાની છે-મૂલ પ્રમાણ પર પ્રથમ દૃષ્ટિ નાંખ્યા વગર છૂટકો નથી; છતાં કેશરીચંદ ઝવેરીએ પોતાને જે જે સાધનો મળતાં ગયાં, જે જે સુઝતાં ગયાં તે તે એકઠાં કરી પુસ્તકાકારે છપાવીને પોતાના વતન પ્રત્યેનો પ્રેમ પ્રકટ કર્યો છે.

૨૧૬. પ્રાંતનો ઇતિહાસ તે તેનાં શહેરોનો ઇતિહાસ. સુરત એ ગૂજરાત પ્રાંતનું એક શહેર, તેથી સુરતનો ઇતિહાસ તે ગૂજરાત પ્રાંતના ઇતિહાસનું એક અંગ. ગૂજરાતનાં બધાં નગરોનો ઇતિહાસ

એકત્રિત થાય તો આખા ગૂજરાતનો સમગ્ર ઇતિહાસ સાંપડે. વળી એ રીતે થયેલા ગૂજરાતના પ્રાચીન ઇતિહાસમાંથી ગૂજરાતીઓને જરૂર ચેતના અને પ્રેરણા મળે 'ગૂજરાત સર્વ સંગ્રહ' એ બહુ પુરાણો ગ્રંથ થયો. હવે તો તે છપાયા પછી થયેલ શોધખોળ અને અભ્યાસનાં પરિણામોવાળો ઇતિહાસ રચવાની જરૂર છે. એવો ઇતિહાસ પ્રાચીન ઐતિહાસિક ગ્રંથોને, શિલાલેખો આદિને આધારભૂત રાખી, સાચી ઐતિહાસિક દૃષ્ટિ કેળવી, પોતાના શહેરની ઐતિહાસિક માહિતી સંગ્રહી, બની શકે તેટલા ટુંકાણમાં તેમજ સાદી અને સરળ ભાષામાં ઉતારવાનો પરિશ્રમ સાધુઓ, વિદ્વાનો, ગ્રેજ્યુએટો, લેખકો, અમલદારો લે, તો તે તેમને માટે અભિનંદનનો તથા સત્કારનો વિષય બને, એટલુંજ નહિ પણ તે તે સ્થાનના વતનીઓને માટે પણ અભિમાનની વસ્તુ બને અને થોડા સમયમાં ગૂજરાતને આધારભૂત અને બને તેટલો પૂર્ણ ઇતિહાસ મળી રહે.

૨૧૭ કવિવર અને સુજ્ઞ વિવેચક શ્રી મેઘાણીના શબ્દોમાં કહીએ તો 'વર્ત્તમાન યુગનાં અનેક ઉત્તમ બલો પૈકીનું એક બલ તે આપણા દેશના પ્રાચીન ઇતિહાસ તથા સંસ્કૃતિના પ્રામાણિક અભ્યાસમાં ઉંડા ઉતરવાની સત્યશોધક વૃત્તિ છે. કેવલ કપોલકલ્પિત દંતકથાઓને ભરોસે રહી આપણા ભૂતકાલને મહોજ્જ્વલ માન્યા કરવાની, અથવા તો કેવલ યુરોપી ઇતિહાસકારોએ કરેલાં ઉપરછલ્લાં સંશોધન પર અવલમ્બીને આપણા અતીતની હીણી ગણના કરવાની —એ બન્ને આદતો વચ્ચે તુલનાત્મક સંશોધનદૃષ્ટિ જન્મી ચૂકી છે, અને એ વૃત્તિએ કેવલ દેશ અને પ્રાંતનીજ નહિ; પણ એકેક પ્રાચીન નગરની પ્રાચીનતા તપાસવાનું શરૂ થયું છે.' ઉદાહરણ

તરીકે અહમદાવાદ અને ખંભાત વિષે રા. રત્નમણિરાવના અભ્યાસ-પ્રધાન ગ્રંથો હમણાં પ્રગટ થયા. રા. દેવશંકર વૈકુંઠજી ભટ્ટ કૃત 'સિહોરની હકીકત' નામના પુસ્તકમાં ભૂગોલ, વ્યાપાર ઉદ્યોગ, સ્થાનો ને દંતકથાઓ વગેરે બાજુઓ બતાવી વર્તમાન સિહોરનો સર્વાંગી પરિચય કરવામાં આવ્યો છે. આજ મિસાલે અન્ય પુરાતન સ્થલોનો ઇતિહાસ પણ ઉકેલાય એ ઇષ્ટ છે.

૨૧૮. ઉપર ગણાવેલાં તેમજ બીજાં સ્થલોનો જૈન ઇતિહાસ જૈન ઐતિહાસિક કૃતિઓ—શિલાલેખો, ધાતુલેખો, વિજ્ઞપ્તિપત્રો, એ૦ રાસ-સ્વાધ્યાય-સ્તવનો, કર્તા-પ્રશસ્તિઓ, લેખક-પુષ્પિકા, પટ્ટાવલીઓ, તીર્થમાલાઓ, ચૈત્ય-પરિપાટીઓ, પ્રબંધો, આચાર્ય-મુનિઓના નિર્વાણ-રાસો વગેરે પરથી ઘણા વિપુલ પ્રમાણમાં સંગ્રહિત થઇ શકે તેમ છે, અને બહુશઃ તત્કાલીન સમયની કૃતિઓ મળવાથી આધારભૂત હકીકતો ઉપલબ્ધ થાય છે. ગૂજરાતનું એક પણ નગર નથી કે જ્યાં જૈનોની વસ્તી ન હોય, જ્યાં તેઓનાં દેવાશ્રય (દેરાસર) અને ગુરૂ માટે ઉપાશ્રય ન હોય, વળી જ્યાં પાંજરાપોળ ન હોય. ઘણે સ્થળે તો હસ્તલિખિત પ્રતોનાં ભંડારો વિદ્યમાન છે. આ સર્વે પરથી કોઇપણ અભ્યાસી શુદ્ધ સ્વરૂપમાં ઐતિહાસિક સામગ્રી લેખબદ્ધ કરી તે પરથી સમગ્ર ક્રમિક ઇતિહાસ તે તે શહેરની સ્થાપનાથી તે અત્યાર સુધી શૃંખલાબદ્ધ લખી શકે તેમ છે. સુરત કરતાં પણ વિશેષ પ્રાચીન એવા જૂનાગઢ, પાલી-તાણા, દ્વારામતી (દ્વારકા), વલ્લભીપુર (વળા), ખંભાત, ભરૂચ આદિ સ્થળો છે કે જેના સંબંધમાં ઘણું ઘણું એકઠું કરી શકાય ને તે પરથી તે તેનો સંક્ષિપ્ત પણ રસભર્યો જૈન ઇતિહાસ રચી શકાય.

૨૧૯. ગૂજરાતમાં જૈન તીર્થસ્થળો—શત્રુંજય, ગિરિનાર, વગેરે પ્રસિદ્ધ છે. તેનો પણ ઇતિહાસ તો એક બાજુ રહ્યો, પણ પરિચય–પુસ્તિકા જેવું પણ દુર્ભાગ્યે મળી શકતું નથી. યુરોપમાં ઐતિહાસિક નગરોની, પાટનગરોની, મોટાં શહેરોની 'ગાઇડ' (પરિચય-પુસ્તિકાઓ) સહેલાઇથી મળી શકે છે કે જેમાં જોવા લાયક સ્થાનોનાં ચિત્રો તથા વર્ણનો તેમજ વિવિધ માહિતી આપેલી હોય છે તે કોઇ પણ મુસાફર કે અજાણ્યાને અતિ માર્ગદર્શક થઇ પડે છે તથા પોતાની ટુંક મુલાકાતમાં આખા નગરમાં કોઇ ભોમિયાની મદદ વગર જોવા જેવાં સ્થળો જોઇ શકે છે. આપણી **આણંદજી** કલ્યાણજીની તથા તેવી બીજી પેઢીઓ પોતાની હસ્તકનાં તીર્થોનો—પ્રાચીન દેરાસરો વગેરેનો ઇતિહાસ સચિત્ર બહાર પાડે અને દરેક શહેરનો કોઇ વતનપ્રેમી જૈન શ્રીમંત ને વિદ્વાન મળી પોતાના શહેર સંબંધી ઐતિહાસિક હકીકતો પ્રકાશન માટે શ્રમ ઉઠાવે તો પ્રવાસીઓને ઉપયોગી થાય એટલુંજ નહિ પણ પુરાતત્ત્વ-પ્રેમી પાઠકને પણ રસદાયી નીવડે.

૨૨૦. આપણા સાધુઓ આચારે સતત વિહારી હોઇ કોઈપણ પ્રાંતના ગામેગામમાં ફરે છે–ફરી શકે છે, અને તેવા પરિભ્રમણમાં પોતાના પ્રવાસ–કાલમાં ઐતિહાસિક વિગતો લોકો પાસેથી તેમજ શિલાલેખો, ધાતુપ્રતિમા–લેખો, વગેરે પરથી ભેગી કરી શકે તેમ છે. આબૂના તીર્થસ્થાન સંબંધી પૂજ્ય મુનિ મહારાજશ્રી **જયંતવિજયજીએ** ઐતિહાસિક પ્રમાણ વગેરેથી પુષ્ટ ઘણી વિગતો મેળવીને '**આબૂ**' એ નામથી ગૂજરાતીમાં અને હિંદીમાં પુસ્તક લખીને બહાર પડાવ્યાં છે, તેમજ ત્યાંના શિલાલેખો તે તીર્થ પર મહિનાઓ થયાં રહીને

એકનિષ્ઠાપૂર્વક ઉકેલી નોંધી તેને 'શ્રી અર્બુદ-પ્રાચીન જૈન લેખ સંદોહ-આબૂ ભાગ બીજો' એ નામથી તેના અવલોકન અને અનુક્રમણિકા સાથ પ્રકાશમાં મૂકેલ છે. એનું દૃષ્ટાંત અન્ય સાધુઓ ઇતિહાસરસિક બની લે તો એક પણ તીર્થ તેના પ્રકાશિત સત્ય ઇતિહાસથી વંચિત ન રહે. દુર્ભાગ્યે હાલ તુરત સાક્ષર પંડિત શ્રી લાલચંદ્ર ભગવાનદાસ ગાંધી હાથે લખાતો તીર્થસ્થાનોનો ઇતિહાસ પ્રકટ થઈ શક્યો નથી. શત્રુંજય તીર્થ સંબંધી પુષ્કળ પ્રમાણવાળો ઇતિહાસ તો તેમના હાથે લખાઇને તૈયાર હતો અને તેમાંનો કેટલોક ભાગ છપાયો હતો. આ સત્વર પ્રકાશમાં આવે એમ સૌ ઇતિહાસપ્રેમી ભાઈબ્હેન ઇચ્છશે

૨૨૧. આ પુસ્તકના છાપકામ માટે જો ફરિયાદ થાય તો તે ખોટી નથી. 'ઉછીનાં પુસ્તકો લઈ વાંચવાના આ જમાનામાં' મુદ્રણકામ ઉડીને આંખે વળગે તેવું, સુંદર 'ટાઈપ' અને છપાઇવાળું, ભાષા અને ટાઇપની ભૂલો વગરનું હોય અને સાથે સરસ રૂપરંગ તથા ઓછી એટલે ભારી ન પડે તેવી કિંમત હોય તોજ પુસ્તકનો સુપ્રસાર થઇ શકે તેમ છે. આવું પુસ્તક વિશેષમાં ઐતિહાસિક સામગ્રી પૂરી પાડનાર હોઇ તેમાં સંવત-સાલ, નામ, આદિમાં એક પણ અશુદ્ધિ રહેવી ન જોઇએ, જ્યારે આમાં તેનું પ્રમાણ વિશેષ છે.

૨૨૨. ઇતિહાસમાં હવે રસ લેવાતો જાય છે; પૂર્વજોનાં પરાક્રમો, ધર્મકાર્યો, અને જૂનાં ધર્મસ્થાનો, ધર્મગ્રંથો વગેરે પ્રત્યે પ્રેમ લોકોમાં સ્ફુર્યો છે, તો તે રસ અને પ્રેમને સતત જાગ્રત રાખવા અને ઉત્તેજવા ઇતિહાસ-સામગ્રી શોધી જનતા પાસે રજુ કરવાનો પ્રયાસ

શ્રીમાનો અને ધીમાનોએ કરવો ઘટે. દર્શનો અને તત્ત્વજ્ઞાનો પણ હવે ઇતિહાસ-દૃષ્ટિથી જગત્માં તપાસાવા માંડયા છે. ઇતિહાસ-દૃષ્ટિ એવી છે કે જે ઉત્ક્રાંતિ અવક્રાંતિના પડદા ચીરી વસ્તુનું ખરૂં, તુલનાત્મક અને પારદર્શી ભાન કરાવે છે. સર્વ ભંડારોમાં તપાસ કરી જેટલી ઇતિહાસ-સામગ્રી છે તે બધી પ્રકાશમાં લાવવાની જરૂર છે. એ રીતે **બીકાનેર**ના **નાહટા અગરચંદ** અને **ભંવરચંદે** 'ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ' બહાર પાડેલ છે તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેઓ પોતાના **બીકાનેર** તેમજ **રાજપુતાના**નાં અનેક પ્રાચીન અને અર્વાચિન નગરોનો ઇતિહાસ સંગ્રહિત કરી બહાર પાડશે એમ ઇચ્છીશું.

૨૨૩. આ મારો પ્રયત્ન જૂદાં જૂદાં ઐતિહાસિક નગરો, પાટનગરો, મોટાં શહેરોનો ક્રમિક જૈન ઇતિહાસ એકત્રિત થઈ પ્રકાશિત થવામાં ઉદાહરણભૂત થશે તો હું કૃતાર્થ થઇશ.

તવાવાલા બિલ્ડીંગ,
લોહાર ચાલ, મુંબઈ નં. ૨.
પર્યુષણ પર્વ સં. ૧૯૯૪.

**મોહનલાલ દલીચંદ દેશાઇ.**
B. A. LL. B. Advocate.

આ પુસ્તકની પ્રસ્તાવના માત્ર પેજ ૧ થી ૧૨૮ સુધીની 'શ્રી મહાવીર પ્રિં. વર્કસ'માં મનસુખલાલ હીરાલાલ લાલને છાપી; ધનજી સ્ટ્રીટ, મુંબઇ નં. ૩.

# પરિચય

શ્રીયુત કેસરીચંદ હીરાચંદ ઝવેરીના આગ્રહથી પ્રસ્તુત ગ્રંથ વિષે પરિચય લખતાં મને અત્યંત આનંદ થાય છે કારણ કે સૂરતની એમ. ટી. બી. કોલેજના અધ્યાપક તરીકે ત્યાંના મારા પાંચ વરસના વસવાટ દરમ્યાન મને સૂરત વિષે કાંઈક જાણવાનું તેમજ જોવાનું મળ્યું છે. એ પાંચ વરસમાં ભાઈ કેસરીચંદ ઝવેરીનો પણ એક સાહિત્યોપાસક તરીકે સારો એવો પરિચય થયો છે. તેમણે આ પહેલાં પણ બીજા બે એક ગ્રંથોનું પ્રકાશન કરીને તેમની સાહિત્ય પ્રિયતા બતાવી છે, તેમજ કેવળ જૈન તરીકે નહિ પણ સૂરતના એક નાગરિક તરીકે તેના પ્રાચીન અને યશસ્વી ઈતિહાસનું યથાશકિત સંશોધન કરીને પોતાની ફરજ બજાવી છે. ઇતિહાસ રસિકોને બને તેટલી સામગ્રી પૂરી પાડવાનો તેમણે આ ગ્રંથમાં પ્રયત્ન કર્યો છે તે સ્તુત્ય છે.

આખા પુસ્તકમાં કુલ સોલ પ્રકરણો છે. પ્રથમ પ્રકરણમાં વર્તમાન સૂરતનું વર્ણન આપીને ભૂતકાળમાં તેનું સ્વરૂપ કેવું હતું તેનો સુંદર ખ્યાલ ઉપાધ્યાય શ્રી વિનયવિજયજી મહારાજના રચેલા ઇન્દુદૂત નામના કાવ્યમાંથી

સૂરતના વર્ણન અંગેનાં અમુક પદ્યોથી આપવા સફળ પ્રયત્ન કર્યો છે. બીજા પ્રકરણમાં સૂરતની પ્રાચીનતાના લગભગ બધાજ ઉપલબ્ધ પૂરાવા રજુ કર્યાં છે તથા સૂરત નામ કેમ પડ્યું તે વિષેની રસિક માહીતિ અમુક ઐતિહાસિક પ્રસંગો સાથે આપી છે. ઇ. સ. ૧૩૪૭ થી ઇ. સ. ૧૮૯૩ સુધીના મુખ્ય મુખ્ય બનાવોની ટુંકી નોંધ પણ ઘણીજ રસપ્રદ તથા ઉપયોગી છે.

ત્રીજું પ્રકરણ સંવત ૧૬૨૭ માં જગદગુરુ શ્રી હીરવિજયસૂરિ સૂરત પધાર્યાં તે પ્રસંગના ઉલ્લેખથી શરૂ થાય છે. પછી શ્રી શાંતિદાસ શેઠને ધન પ્રાપ્તિ કેવી રીતે થઇ તેની આશ્ચર્યકારક ઘટના આપી છે. જૈન મુનિઓ મંત્ર તંત્ર શાસ્ત્રમાં પારંગત હોવા છતાં તેનો ઉપયોગ કરવાનો શાસ્ત્રમાં નિષેધ છે એટલે સામાન્ય રીતે કોઈ પણ જૈનમુનિ તેનો ઉપયોગ કરતા નથી. છતાં ક્વચિત શાસનના ઉદ્યોત કે રક્ષણ માટે અથવા ધર્મકાર્યમાં કોઇ શ્રાવકને ઉત્તેજન આપવાના હેતુથી તેનો ઉપયોગ કરે છે, એવા દાખલા મળે છે પરંતુ સ્વાર્થ સિદ્ધિ માટે કદી પણ કરતા નથી.

ચોથા પ્રકરણમાં સૂરતની સાહિત્ય પ્રવૃત્તિ વિષેની નોંધ સંવત ૧૬૭૪ થી ૧૮૯૬ સુધીની આપી છે તે માટે સંગ્રહકારને ખરેખર ધન્યવાદ ઘટે છે, પોતાનો ધંધો ઝવેરાતના વેપારનો હોવાં છતાં સાહિત્ય વિષયક પ્રવૃત્તિમાં

આટલો રસ લે છે અને શ્રમ ઉઠાવે છે તે ઘણુંજ પ્રશં-સનીય છે. જુના ગુજરાતી સાહિત્યની રચના—સંગ્રહ અને સાચવણુનો યશ મુખ્યત્વે જૈનોનેજ ઘટે છે. તેઓ જો અત્યારે તેના સંશોધનમાં રસ લે અને યથાશક્તિ પ્રયત્ન કરે અથવા તેમાં રસ લેનાર તેમજ પ્રયત્ન કરનારને ઉત્તે-જન આપી બનતી સહાય—સગવડ આપે તો જરૂર તેમણે સાર્વજનિક સેવા કરી ગણાય.

પછીનાં પ્રકરણોમાં સૂરતના સંઘે સૂરતમાં તેમજ બહાર જિનબિંબ ભરાવ્યાની જિનચૈત્યની પ્રતિષ્ઠાની સંઘ-યાત્રા તથા પુસ્તકાલયો અને સાર્વજનિક સંસ્થાઓ સ્થા-પ્યાની હકીકત છે. નવમા પ્રકરણમાં સૂરતના દાનવીરોની નામાવલિ તથા તેમની સખાવતોનો નિર્દેશ છે તે વાંચીને સ્હેજે મન પ્રફુલ્લિત બને છે અને સાથે એમ પણ થાય છે કે જૈન શ્રીમંતોનો દાન પ્રવાહ સંકુચિત દષ્ટિવાળો નથી તો પણ જોઈએ તેટલી વિશાળ દ્રષ્ટિવાળો પણ નથી. જૈનધર્મની વિશિષ્ટતા સમભાવમાં છે તે લક્ષમાં રાખીને વધારે ઉદારતાથી સાર્વજનિક સંસ્થાઓને મદદ કરવામાં આવે તે ઈચ્છવા યોગ્ય છે. અંતમાં સંચયકારે લગભગ વીસ જેટલી સંસ્થાઓ તથા ઉપાશ્રયો અને ચૈત્યોનો ઉલ્લેખ કર્યો છે એ બધાનું વિસ્તૃત વર્ણન તેમનાજ બીજા બે ગ્રંથો "સૂરતની જૈન ડીરેકટરી" તથા "સૂરત ચૈત્ય પરિપાટી"માં મળે છે. ઉપરાંત શ્રી પ્રેમવિજયજીનો વાસુ-

પૂજ્ય સ્વામીના દેરાસરના વર્ણનનો રાસ શ્રી શીલવિજયજીનું સંવત ૧૭૨૧ થી ૧૭૩૮ નું સુરતની યાત્રાનું વર્ણન, શ્રી અમરવિજયજીના શ્રી સિદ્ધાચલની યાત્રાના શ્લોકો—શ્રી. મોહનલાલ દલીચંદ દેસાઇ સંશોધિત "સૂરત હીરવિહાર સ્તવન"—શ્રી ઠાકોરનો સૂરતની પ્રાચીનતા વિષે લેખ તથા શ્રી ત્રિવેદીનો "સૂરતનું એક કલાયંદિર—ચિંતામણિનું જૈન દેરાસર" નામક લેખ આપી આ સંચયને ઠીક ઠીક સમૃદ્ધ બનાવ્યો છે.

સૂરતનો—અમદાવાદ—પાટણનો કે સારાય ગુજરાતનો ઈતિહાસ જૈનોના ઇતિહાસ વિના અધુરોજ રહે. સ્થાપત્ય—સાહિત્ય તેમજ સમાજના ઘડતરમાં અને રાજ્યદ્વારી બાબતોમાં પણ જૈનોનો ફાળો ઘણોજ કિંમતિ છે તે દરેક વિદ્વાન કબુલ કરે છે. શ્રી હેમચંદ્રાચાર્ય મહારાજ કુમારપાલ—વિમલમંત્રી—વસ્તુપાલ—તેજપાલ—શીલગુણસુરી અને વનરાજ વગેરેના સમયમાં જૈનોની જાહોજલાલી કેટલી હતી તેની નોંધ ઘણા ગ્રંથોમા મળી આવે છે પણ અમૂક—અમૂક શહેરની આબાદી વગેરેની વાતો તો મુખ્યત્વે જુના રાસાઓમાંજ મળે છે. "સૂરતનો જૈન ઇતિહાસ" પણ તેવા રાસાઓમાંથી ખાસ કરીને ગુંથી કાઢવામાં આવ્યો છે. આપણામાંના ઘણા ખરા રોમ કે પેરીસ વિષે જાણતા હોય તેટલું પોતાનાજ શહેર કે ગામ વિષે જાણતા હોતા નથી

એટલુંજ નહિ પણ તે વિષે જાણવાની વૃત્તિ અને પ્રયત્ન નહિ જેવાજ હોય છે. તેમને આ ગ્રંથમાંથી થોડી પણ પ્રેરણા મળશે તેમાં આ ગ્રંથનું સાફલ્ય છે.

શ્રી કેસરીચંદ ઝવેરીએ આ પુસ્તકનું સંપાદન-પ્રકાશ કરીને સાહિત્ય રસિકો સમક્ષ બહુજ સારી સામગ્રી રજુ કરી છે જેનો ઉપયોગ સામાન્ય વાચકને છે તેથી પણ વધારે સંશોધકોને છે. તેઓ તેનો સંપૂર્ણ લાભ ઉઠાવી શકે છે. સામાન્ય પ્રજાજનને પણ પોતાના શહેરની-સમાજની કે જ્ઞાતિની ઉત્પત્તિ વગેરેની વાતો જાણવાનો રસ આપણા દેશમા બહુ નથી હોતો તે પણ આ પુસ્તકના વાંચનથી સ્હેજે ઉત્પન્ન થશે એમ લાગે છે.

સંસ્થાઓના વહીવટદારોને સાર્વજનિક ભાવના પોષવાની તેમની વિનંતિ ઘણીજ યોગ્ય અને સકારણ છે. મુનિ મહારાજોનું ધ્યાન પણ તેમણે જે રીતે દોરવા પ્રયત્ન કર્યો છે તે પણ ઉચિતજ છે.

અંતમાં ભાઈ કેસરીચંદને તેમના આ શુભ અને પ્રમાણિક પ્રયાસ માટે અભિનંદન આપીને ઇચ્છું છું કે તેમણે પ્રસ્તાવનામાં જણાવ્યા પ્રમાણે સૂરત વિષેના રાસાઓનો સંગ્રહ તેમનાજ હાથે સત્વર બહાર પડે.

અમદાવાદ — વ્રજલાલ મોહનલાલ શાહ.

તા. ૨૫-૨-૩૮.

# પ્રસ્તાવના

સૂર્યપુરના સુવર્ણ યુગને આલેખતા પુસ્તકને પ્રસ્તાવનાની આવશ્યકતા ખરી? 'પુસ્તકનું નામજ તેના સ્વરૂપને દર્શાવે છે તો પછી પ્રસ્તાવના શા માટે?' એમ પણ પ્રશ્ન થાય: જે પુસ્તક સૂર્યપુરના સુવર્ણયુગને વિસ્તારથી દર્શાવે. તત્સંબંધ સંક્ષીપ્ત રૂપરેખા જાણવાની વાંચકવૃંદની જિજ્ઞાસા સંતોષવા, પ્રસ્તાવના પરમ આવશ્યક એ પણ નિર્વિવાદ! સમુચિત ઉદ્દેશાનુસાર પ્રચલિત પ્રથાનું પાલન એજ લેખક, સંગ્રાહક કે પ્રકાશક તમામનું કર્તવ્ય!

મ્હારા અલ્પવાંચન, યથાશકય સંશોધન તથા સ્વાભાવિક આ દિશામા જિજ્ઞાસાવૃત્તિથી જે સ્વરૂપે જે કાંઇ જાણવામાં આવેલ છે તે સ્વરૂપે તે તે તમામ હકીકતોનો સમાવેશ આ પુસ્તકમાં કરવામાં આવ્યો છે.

સુરતના જૈનોએ સમાજના અભ્યુદયાર્થે કયા કયા પ્રશસ્ત પુણ્ય કાર્યો કર્યાં છે તે જાણવાની તીવ્ર જિજ્ઞાસા મ્હને સંવત ૧૯૮૧માં ઉદ્દભવી. કેટલાક પુસ્તકો વાંચતાં મને એમ લાગ્યું કે લેખકોએ આમાં સુરતની સંસ્થાઓ તથા હકીકતો સંબંધમાં ઘણો સામાન્ય ઉલ્લેખ કર્યો હોઇ, એને અંગે વધુ પ્રયત્ન આવશ્યક છે. સામાન્ય ઉલ્લેખોવાળું વાંચન તથા તેના લેખકોનો આભાર જરૂર કેમકે પ્રેરણાની

ઉત્પત્તિ તો એમનાથીજ ! આ ક્ષેત્રમાં ખાસ ખંતથી પ્રયાસ થાય તો સારો પ્રકાશ પાડી શકાય એમ હૃદયે કબુલ્યું. પ્રેરણા, સંકલ્પ, તથા યથાશક્ય પ્રયત્નનુંજ આ યત્કિંચિત્ પરિણામ !

સૂર્યપુર સુવર્ણયુગ વાસ્તવિક રીત્યા સંવત ૧૯૩૫થી ગણી શકાય. વડીલો કહે છે કે સમવસરણની રચના બાદ ગોપીપુરાનો ઉદય થયો છે. આ રચના શેઠ નેમચંદ મેલાપચંદની વાડીના ઉપાશ્રયમા શ્રી રત્નસાગરજી મહારાજશ્રીના અધ્યક્ષપણે થઇ હતી. આચાર્ય શ્રી સિદ્ધિસૂરિજી તે સમયે તેમની પાસે અભ્યાસાર્થે રહ્યા હતા.

સુરતમાં (આ ક્ષેત્રમાં) આચાર્ય શ્રી સિદ્ધિસૂરિજી, મુનિમહારાજ શ્રી મોહનલાલજી અને આચાર્યદેવ શ્રી આનંદસાગરસૂરીશ્વરજીનો અનહદ ઉપકાર છે. કારણ કે તેઓનાજ ઉપદેશથી અત્રે અનેક શુભ કાર્યો થયા છે અને અનેક પારમાર્થિક સંસ્થાઓની ઉત્પત્તિ થઇ છે.

જૈનેતર ઇતિહાસકારોએ શેઠ પ્રેમચંદ રાયચંદને પ્રથમ સાર્વજનિક સખાવત કરનાર જૈન ગૃહસ્થ તરીકે વર્ણવ્યા છે. સામાન્ય રીતે તે કથન વ્યાજબી ગણાય, કારણ કે પચાસ વર્ષ પૂર્વેનો ઇતિહાસ તપાસવામાં આવે તો ગચ્છવાદી ઉપાશ્રય, ગચ્છવાદી મંદિરો અને ગચ્છવાદી જ્ઞાન ભંડારો મુખ્યત્વે હતા. આજે પણ ગચ્છવાદી (પર્યુષણાના) જમણવારો ચાલુ છે. વળી જૈનોએ મુખ્યતયા

પોતાની લક્ષ્મીનો ઉપયોગ પોતાના ગચ્છપુરતા ધાર્મિક કાર્યોમાં કરેલો હોવાથી અન્ય ઇતિહાસકારોથી તે કાર્યો અજાણ્યા રહે એ ખુલ્લું છે.

સુરતના જૈન ઇતિહાસને લગતી પ્રાચીન હકીકતો મુખ્યત્વે રાસાઓમાં વર્ણવેલી છે. ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીનું ઇન્દુદુત, શ્રી હીરવિહારના રાસાઓ, શ્રી વાસુપૂજયસ્વામિના દેરાસરના મહોત્સવના વર્ણનના રાસાઓ, પ્રેમજી પારેખના સંઘના વર્ણનના રાસાઓ, શીતલનાથજીની પ્રતિષ્ઠાના રાસાઓ, પ્રેમચંદ લવજીના સંઘનું વર્ણન, કચરા સંઘવીના સંઘનું વર્ણન વિગેરે મુખ્ય છે.

રાસા યુગમાં અનેક મુનિઓના આવાગમનો થયા હતા અને તેઓએ પોતે અનેક રાસાઓ રચી તે તે સમયના શ્રેષ્ઠીવર્યોનાં વર્ણનો, તે વખતે થયેલાં શુભ કાર્યોનાં વર્ણનો વગેરે દ્વારા અનેક બીના પુરી પાડી છે.

સુરતમાં રચાએલા રાસાઓ તથા સુરતના વર્ણનોના રાસાઓનો એક પુસ્તક રૂપે સંગ્રહ પ્રગટ કરવામાં આવે તો પ્રાચીન ઇતિહાસ ઉપર સારૂં અજવાળું પાડી શકાય.

દેરાસરોના સંબંધમાં પણ ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીની ચૈત્ય પરિપાટી, લાધાશાહની ચૈત્ય પરિપાટી, દીપવિજયજીની ગઝલ, શીલ વિજયજીની ચૈત્ય પરિપાટી વગેરે મુખ્ય છે આ ચૈત્ય પરિપાટીઓ તે સમયના મંદિરોનો ઇતિહાસ સારી રીતે પુરો પાડે છે.

પચાસ વર્ષ પૂર્વે જનસેવામાં જૈનોએ ઓછો ફાળો આપ્યો હતો એમ કહેવું એ મૂર્ખાઇ છે કારણ કે પોતાના ગચ્છના વાડામાં અઢળક ધન ખર્ચવા છતાં સાર્વજનિક કાર્યોમાં સહકાર આપવામાં જૈનો પશ્ચાત્ નહોતા. અનેક રેલો, આગો, દુઃષ્કાલો, વગેરે વગેરે આફતોમાં જૈનોએ સારી મદદ કરી છે જેનો ઉલ્લેખ ઈતિહાસકારોએ પણ કર્યો છે, એ મદદ કરનારાઓમાં ભણશાલીજી, ત્રિવેદી, ન્યાલચંદ કાકા, વીરજી વોરા વગેરે મુખ્ય હતા.

આજે તો અનેક જૈનેતર મિત્રો જૈનોની ઉદારતાની મુક્ત કંઠે પ્રશંસા કરે છે અને કહે છે કે આજે જૈનો સાર્વજનિક કાર્યોમાં યથાશક્તિ મદદ કરી રહ્યા છે તે પ્રશંસનીય છે કારણ કે ઘણી સાર્વજનિક સંસ્થાઓના પ્રેરકો તથા ઉત્પાદકો જૈનો છે.

સાર્વજનિક સંસ્થાઓમાં નીચેની મુખ્ય છે.

પાંજરાપોલ, જીવદયા ફંડ, મુંગા પ્રાણી પર ગુંજરતું ઘાતકીપણું અટકાવનાર ધન્યગૌરી મંડળી, નગીનચંદ ઝવેરચંદ ઇન્સ્ટીટયુટ (ટાઉન હોલ), નેમચંદ મેલાપચંદ ઇન્સ્ટીટયુટ, નવલચંદ હેમચંદ દેશી ઔષધાલય, મગનલાલ ધનજીભાઇ દવાખાનું, શેઠ પ્રેમચંદ રાયચંદ કન્યાશાળા, શેઠ પ્રેમચંદ રાયચંદ ધર્મશાલા વગેરે વગેરે

વલી સુરતના નગરશેઠ જૈન છે અને તેઓની ચાલુ જનસેવા પણ પ્રશંસનીય છે.

સુરતમાં સ્થાનિક જૈનોની વસ્તી લગભગ ચાર હજારની ધારવામાં આવે છે. સંવત ૧૯૧૧ના સેનસસના આધારે સુરત જીલ્લામાં ૯૮૨૧ જૈનોની વસ્તી હતી. ગામડાઓથી ઘણા જૈનો આવીને સુરતમાં વસ્યા છે. તેમ ગોપીપુરાની વસ્તીનો મોટો ભાગ મુંબઈ રહે છે છતાં એકંદર પરાંઓની વસ્તીની ગણત્રીમાં ગોપીપુરામાં જૈનોની વસ્તી વિશેષ ગણાય. સુરતમાં મુખ્યત્વે કરીને જુની પ્રણાલીકા મુજબ વસ્તી છે. દરેક પરાંમાં અમુક જ્ઞાતિની વસ્તી વિશેષ છે. ગોપીપુરામાં ખાસ કરીને વીસા ઓસવાળ, શ્રીમાળી, પોરવાડની વસ્તી છે. નવાપુરા અને સગરામપુરામાં મારવાડીભાઈઓની, હરિપુરામાં લાડવા શ્રીમાળીભાઈઓની, છાપરીઆ શેરીમાં શ્રીમાળી-ભાઈઓની, વડાચૌટામાં શ્રીમાળી અને દશાઓસવાળભાઈ-ઓની વસ્તી છે. વેપારના તથા અન્ય કારણે અન્ય જ્ઞાતિ-ઓના પણ છુટા છવાયા ઘરો છે.

દરેક સંસ્થાની ઉત્પત્તિ પ્રાયઃ તેજ લતાની હોય છે, અને વહીવટ પણ ત્યાંજ હોય છે, તે લતાનોજ હોય છે.

સંસ્થાઓમાં અથવા વહીવટ અમલમાં સાર્વજનિક ભાવના જોવામાં આવતી નથી એ દુઃખદ બીના છે.

---

# જરૂરી સુચના.

પૃ. ૪૯ માં—ધર્મશાળાઓ જણાવવામાં આવી છે તેમાં જશકુંવરની ધર્મશાળાનો ઉમેરો કરવામાં આવે છે.

પૃ. ૬૨ માં—શ્રી દિનેશ નર્મદાશંકરના લેખમાં નીચેનો સુધારો મુનિમહારાજ શ્રી ન્યાય વિજયજી તરફથી સુચવવામાં આવે છે.

"વડી પોશાળ કોઈ સ્વતંત્ર ગચ્છ નથી, વડી પોશાળ અને લઘુ પોસાળ આ બન્ને તપગચ્છની શાખાઓ છે. વડી પોશાળ ગચ્છના સાધુઓ મારવાડનાં હોય છે એમ પણ નથી.

વિ. શ્રી. વિજયદેવસૂરગચ્છ અને શ્રી આણંદસૂરગચ્છ આ પણ તપગચ્છનાંજ બે પાટીયાં છે; બે શાખાઓ છે અત્યારે તપગચ્છના જેટલા સાધુઓ છે તે બધાં શ્રી વિજયદેવસૂરગચ્છના અને લઘુ પોશાળના છે."

પૃ. ૫૧ માં સહસાકુટનું દહેરૂં—ના સંબંધમાં લખાણ છે તેના સંબંધમાં ઈતિહાસવેત્તા મુનિ મહારાજ શ્રી કલ્યાણ વિજયજી તરફથી નીચેની વિશેષ હકીકત જણાવવામાં આવી છે.

'શત્રુંજય ઉપરના સહસ્રકુટ તીર્થ વિષે તમે જે લખ્યું છે એથી જુદા પ્રકારની હકીકત મ્હને યાદ છે. મ્હને સ્મરણ છે કે શત્રુંજયની મુલ ટુંકમાં મૂલ મંદીરના દક્ષિણ ભાગમાં શહસ્રકુટ તીર્થ છે તે સુરતના ઓશવાળોએ

સ્થાપ્યા છે અને સં. ૧૭૧૦ માં ઉપાધ્યાય વિનય વિજયજી ગણીએ તેની પ્રતિષ્ઠા કરી છે. એ સ્થાન તમારે જોવા જેવું છે.”

શ્રીયુત અગરચંદ નાહટા બીકાનેરથી નીચેની સુચના કરે છે. તેઓ તરફથી પ્રાચીન સ્તવન સંગ્રહ અને ખરતલગચ્છની પ્રવૃતિ જે અમોને મોકલી આપવામાં આવી છે તે અક્ષરસહ છાપી છે.

પૃ. ૧૯ સુરતકી પ્રાચીનતા કે પ્રમાણ સ્વરૂપ જિન લેખોકા ઉલ્લેખ કીયા ગયા હૈ ઉનમે નતો કહી સુરતકા નામહી હૈ ઓર ન કહી સુરત સે કોઇ સંબંધ હી વિદિત હોતા હૈ. અતઃઉનસે પ્રાચીનતા પ્રમાણિક કહેના એક મહદ્ ભુલ હૈ. હમારે ખ્યાલ સે સુરતકા પ્રાચીન નામ કયાં થા ઓર સુરત નામ કબસે પડા ઇસકે વિષયમેં ગંભીર અધ્યયન એવં પ્રમાણિક પુષ્ટ પ્રમાણ ખોજના આવશ્યક હૈ.

નોંધ—આ આખો લેખ શ્રીયુત ધનસીંગ ઠાકોરસીંગ-ઠાકોરનો છે જેથી તે સંબંધી વિશેષ ખુલાસો અમો આપી શકતા નથી.

પૃ ૨૪ જિનસૌખ્યસૂરિજીકા પ્રવેશોત્સવ લિખા ગયા હૈ પર વહુતિહાની ભૂલ હૈ વસ્તુતં સં. ૧૭૬૯નો પદોત્સવમેંહી ૧૧૦૦૦ રૂપયે વ્યય હુએથે નહિ પ્રવેશોત્સવમેં

નોંધ—આ સંબંધી અમોને પણ બે મત લાગ્યા છે જેની નોંધ અમોએ તેજ પાનામાં (બીજી જગ્યાએ પદનો મહોત્સવ લખ્યો છે) એમ લખ્યું છે. જેથી હવે વાંચકોએ પદમહોત્સવ સમજવો.

પૃ. ૩૧ સં. ૧૬૯૭ કે ચાણસ્માકે લેખમેં સુરતકા કોઈ ઉલ્લેખ નહિ હૈ. યદિ સૂર્યવાસરે કો સુરત સમજ લિયા હોતોવહ ભૂલહી હૈ. સુર્ય વાસરે રવિવારકો કહતે હૈ.

નોંધ—અમો સૂર્યવાસરે ને સુરત સમજ્યા હતા. જેથી તે લેખને અમે સંચીત કરેલ છે.

પૃ. ૫૪ (વ્યતેમદશાનુસિદ્ધિ) ગલત છપા હૈ વાસ્તવમેં વ્યોમફળાનુસિદ્ધિ હોણી હોના ચાહીએ જિન- રુપસૂરિ આ. ૧૮૫૬ ઉસી લાઇનમેં છપા હૈ પર વો અલગ પંકિતમે નહિ હોનેસે અવતરણ ભ્રમ ઉત્પન્ન કરતા હૈ.

નોંધ—ઉપર મુજબનો સુધારો સમજવો.

પૃ. ૬૪ અમદાવાદના સરસપુરમાં સંવત ૧૯૬૪ માં શાંતિદાસશેઠ નામના જૈને બંધાવેલું સુંદર અને ભવ્ય દેહરૂં વીગેરે છે તેની સંવત ખોટી છપાઇ છે તે સંવત ૧૬૬૪ સમજવી.

## છેલ્લી વિનંતિ

છેલ્લે અત્રે આવનાર મુનિ મહારાજાઓને વિજ્ઞપ્તિ કે શાસનના ખરા સ્તંભો તમે છો: તમારા ઉપદેશથી અમારી ત્રુટીઓ દર્શાવો અને અમને અમારી સંસ્થાઓ દ્વારા ધ્યેયે પહોંચાડો: સુજ્ઞજનોને વિનતિ કે તમારા વડીલોએ સ્થાપેલી સંસ્થાઓ તરફ તમારો દાન પ્રવાહવાળી યથાર્થ સ્વરૂપે વિકસિત કરવા ઘટતું તમામ કરશો એજ પ્રાર્થના: અભ્યર્થના.

સંચયકાર કેશરી.

# બે બોલ

મ્હારા પૂજ્ય પિતાજી સ્થાપિત શ્રી જૈન સાહિત્ય ફંડ તરફથી સૂર્યપુરનો સુવર્ણયુગ યાને સુરતનો જૈન ઇતિહાસ પ્રકાશન કરતા અત્યંત આનંદ થાય છે.

શ્રીયુત કેશરીચંદ હીરાચંદ તરફથી સંચિત કરેલ એ પુસ્તકો સુરતની જૈન ડીરેકટરી અને ૨, સુરત ચૈત્ય પરિપાટી બહાર પાડી ચુક્યા છે, અને તેઓની ત્રીજી કૃતિ સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગાર દર્શિકા સૂચિ અમારી તરફથી બહાર પાડવામાં આવી છે, અને તેઓની આ ચોથી કૃતિ છે.

તેઓની, સુરતના જૈન સમાજની અનેકવિધ સેવાઓ જાણીતી છે, છતાં તેઓની સુરતની સેવાઓને જાહેર લાવવાની તમન્ના ગજબ હતી, જે યતકિંચિત સ્વરૂપે તેઓએ પોતાની આગળની એ કૃતિઓ–સુરતની જૈન ડીરેકટરી અને સુરત ચૈત્ય પરિપાટી નામના ગ્રંથોમાં જગાવી છે. બાદ તેઓએ આ કૃતિમાં તો સુરતને લગતું ઘણું નવું સાહિત્ય બહાર પાડયું છે. આ ક્ષેત્ર અણખેડાયેલું હતું, જેમાં તેઓએ પ્રથમ ચંચુ પ્રવેશ કર્યો છે એમ કહીએ તો અસ્થાને નથી. બીજા સંશોધકો આ ક્ષેત્રમાં પ્રવેશી નવી વિશેષ વાનગી સમાજને પિરસશે એહવી ભાવના છે.

ઇતિહાસ પ્રેમીઓને અને સંશોધકોને આ સૂવર્ણયુગ નામનું પુસ્તક જરૂર ઉપયોગી નીવડશે.

## —: આભાર :—

પુસ્તકની સર્વ મેટર સંચયકાર તરફથી પ્રકાશન કરવા આપવા બદલ તેમનો ઉપકાર તેમજ ઉપોદ્‌ઘાત લખી આપવા શ્રીયુત મોહનલાલ દલીચંદ દેશાઈ વકીલ અને પરિચય લખી આપવા પ્રોફેસર વ્રજલાલ શાહનો ઉપકાર માનું છું. મુનિ મહારાજ કલ્યાણ વિજયજી, ન્યાયવિજયજી અને અગરચંદ નાહટા વગેરેનો સહકાર આપવા બદલ ઉપકાર માનું છું.

મોતીચંદ મગનભાઇ ચોકસી
શ્રી જૈન સાહિત્ય ફંડ સુરત, તરફથી.

# સમર્પણ

સુરિસમ્રાટ—અકબર પ્રતિબોધક—આચાર્ય વિજયહીરસૂરી-
શ્વરજી મહારાજના ચરણ કમલમાં. આપના પુનિત
પગલાંથી પાવન થયેલું, આપના પટ્ટધર વિદ્વાનઆચાર્ય
સેનસૂરિજીની દીક્ષા ભૂમિ તરીકે માન ધરાવતું,
હીરવિહાર નામનું સ્મારક ધરાવતું, આપનું
મનોહર ચિત્રદર્શન ધરાવતું તેમજ આપ-
નાજ પગલાંથી જેનું અસ્તીત્વ ઉત્પન્ન
થયું એહવું સુરત શહેર છે. તે શહે-
રનો ત્રણશો વર્ષનો સુવર્ણ યુગનો
ઇતિહાસ આપનેજ ચરણે
ધરૂં છું.

મૌક્તિક—

પ્રકાશક :

આચાર્ય હિરવિજયસૂરિજી અને અકબરની રાજસભા.



સૈયદપુરાના દેરાશરમાં આ ચિત્ર છે.

આબેહુબ ચિત્ર પાલીતાણામાં પણ થયું છે.

# વિષયાનુક્રમણિકા

શ્રી શંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

# સૂર્યપુરનો સુવર્ણયુગ

યાને

# સુરતનો જૈન ઈતિહાસ.

## પ્રકરણ ૧ લું.

### સુરતનો સામાન્ય (જનરલ) ઈતિહાસ.

સમસ્ત સૃષ્ટિની દૃષ્ટિને આકર્ષનાર હિન્દુસ્તાનનું મુખદ્વાર (Gateway of India) મુંબઈ બંદર છે. ધંધાના સંબંધને અંગે દુનિયાનો કોઈ ભાગ એવો નથી કે જે મુંબઈ (ભાષ્મે Bombay)ને ન જાણતો હોય. મુંબઈથી એક જી. આઈ. પીની મેન રેલ્વે છે તથા બીજી બી. બી. એન્ડ સી. આઇ. રેલ્વે છે. પરાંઓના સુવ્યવસ્થિત વ્યવહાર માટે ઇલેક્ટ્રીક લોકલ રેલ્વે, ઉપરની બન્ને રેલ્વેઓ તરફથી દોડે છે. બી. બી. એન્ડ. સી. આઇ. રેલ્વે—મેઇન લાઇનમાં મુંબઈથી ૧૬૩ માઇલે સુરત નામનું શહેર આવેલું છે. સ્ટેશને ઉતરતાં ડુંગર ઉપરથી નીચે તલેટીએ જવાનું હોય એવું દેખાય છે. સ્ટેશન શહેરથી ઉંચાઇએ બાંધેલું છે. નીચે ઉતરતાં તરતજ મોટરો, ગાડીઓ અને મજુરોની ધમાલ ચાલુ હોય છે. શહેર બે ભાગમાં વહેંચાયેલું જોવામાં આવે

છે. જરા દૂર જતાં મ્યુનિસિપાલની દાણચોકી આવે છે. ત્યાંથી બે મોટા રસ્તા જુદા પડે છે. એક રસ્તો જેને કિલ્લા સ્ટેશન મેઇન રોડ કહેવામાં આવે છે તે શરૂ થાય છે. આ રસ્તે શહેરના ભવ્ય બજારો તથા પરાંઓની શરૂઆત કરતાં રસ્તાઓ નજરે પડે છે. જરા આગળ જતાં શહેરનું પ્રસિદ્ધ ક્લૉક ટાવર નજરે પડે છે જેની બાજુમાંથી ઝાંપા બજારની શરૂઆત થાય છે, કે જ્યાં જાણીતા મોટા વહોરા વેપારીઓના આલીશાન મકાનો એ કોમની સંપત્તિ દર્શાવે છે. ત્યાંથી આગળ જતાં નવાપુરા બજાર નજરે પડે છે અને તે પસાર થતાં તે રસ્તો સીધો કિલ્લા સુધી જાય છે. ઈ.સ. ૧૫૪૩માં પાદશાહ મહમદ બીજાએ તે જગ્યા ઉપર સફી આગા નામના હાકેમની દેખરેખ હેઠળ એ કિલ્લો બંધાવ્યો છે એમ ઐતિહાસિક વિગતો પરથી જણાય છે.

તાપી તટે આવેલું આ શહેર અનેક પરાંઓમાં વહેંચાયેલું છે. શહેરને ફરતો કોટ હોવાના કારણે દરેકે દરેક પરાંમાં શહેરને નાકે દરવાજાઓ છે. ઇતિહાસ પ્રસિદ્ધ આ શહેરને મુખ્ય બાર દરવાજાઓ છે. જે દરવાજામાંથી જે ગામ તરફ જવાતું હોય તે ગામના નામ મુજબનું તે દરવાજાનું નામ બોલાય છે, જેમકે કોડ દોડનો દરવાજો, ઉધનાનો દરવાજો, દિલ્હી દરવાજો વગેરે વગેરે નામો છે. આ તો થઈ દરવાજાની વાત. પરાંઓનાં સંબંધમાં પણ તેમજ છે. પરાંઓનાં નામો મુખ્યત્વે કરીને ત્યાં ત્યાંના અગ્ર ગણ્ય

ગૃહસ્થોના નામથી પડેલાં છે: જેમકે:-હરિ બ્રાહ્મનના નામથી હરિપરૂં, સગરામ વસી દેશાઈના નામથી સગરામપરૂં, અને ગોપીના નામથી ગોપીપરૂં: કેટલાક લત્તાઓ અને ભાગોલો, ત્યાંના વેપાર, માર્ગ દર્શક રસ્તા અને વસવાટના નામે પણ સંબોધાય છે: જેવાં કે વડા ચૌટા જેનો અર્થ "મુખ્ય ચોટું" (બજાર) એવો થાય છે: "નવસારી ભાગોળ" નામનો રસ્તો સૂચવે છે કે આ માર્ગે નવસારી જવાય છે. નવીન વસાયેલું પરૂં માટે એને નવાપરા કહેવાય છે.

ઉપાધ્યાય શ્રી વિનયવિજયજીમહારાજે ઇન્દુદૂત નામના કાવ્યમાં સુરતનું વર્ણન નીચે મુજબ આલેખ્યું છે— કાવ્ય માલા ગુચ્છક ૧૪ (નિર્ણય સાગર પ્રેસ–પ્રકાશક)

"ઇન્દુદૂત" શ્રીવિનયવિજયજી ઉપાધ્યાય—

पोतश्रेणीपरिचयमिषात्तीरवेल्लद्विमाना
मज्जद्वृन्दारकवरवधूनागरै र्नागरीभिः ।
स्वादुस्वच्छस्फटिकरुचिराम्भो भरैरुत्तरङ्गा
तापी तत्र श्रयति तटिनी स्वर्गगङ्गानुकारम् ॥८७॥

ભાવાર્થ:–ત્યાં તાપી નામની સ્વર્ગ ગંગા સમાન નદી આવેલી છે. જેમ સ્વર્ગ ગંગામાં વિમાનો તરતાં હોય છે તેમ (તાપી) નદી વહાણોની હાર વડે વિમાનવાળા કાંઠા જેવી લાગે છે. નાગર અને નાગરીઓ ત્યાં સ્નાન કરે છે, સ્વચ્છ, સ્વાદિષ્ટ અને સ્ફટિક જેવા જલનાં તેમાં તરંગો છે. ૮૭

छ्नां संगच्छति जलनिधिः प्रत्यहं द्विस्त्रिरस्याः
सौभाग्येनातिशयगुरुणा कार्मणेनेव वश्यः ।
अभ्रच्छन्न त्वमपि भवितास्ये तयोर्योगकाले
पित्रोः पश्यन्क इह सुरतं लज्जते नेजडोऽपि ॥८८॥

ભાવાર્થ:—એ નદીને સમુદ્ર બે ત્રણ વખત અતિશય સૌભાગ્યથી ભેટે છે. તેમના યોગ કાલે તારે વાદળમાં છૂપાઈ જવું કારણ કે વડીલોનાં દેખતાં કયો જડ પણ સંયોગ કરશે ? ૮૮

तत्र श्रीमत्तपगणपत्तेः सद्विहारानिलोर्मि
पुष्टातङ्कां फलदलसुमस्फातिसंपन्नवृक्षान् ।
इष्टानेहः परिगत वनोल्लासिभूयिष्ठ सस्यां
द्रक्ष्यस्यर्हत् समवसरणापास्तदोषामिव क्ष्माम् ॥८९॥

ભાવાર્થ:—ત્યાંની જમીન શ્રી તપગણુના આચાર્યના પવિત્ર વિહારથી ઉત્પન્ન થએલી પવન લહરરી સ્પર્શાએલી, ફૂલ, પત્ર અને કુસુમ યુક્ત વૃક્ષોવાળી અને પુષ્કળ ધાન્ય-વાળી હોઇ શ્રી જીનેશ્વરના સમવસરણુથી દૂર ગયા છે દોષ જેના એવી પૃથ્વી જેવી લાગશે. ૮૯

नम्रीभूताप्रतिपदमहो लुम्बिवृन्दैः पलानां
स्वर्णै योषा इव धनवतां सन्ति कम्राकदल्यः ।
स्निग्धच्छायै मधुरफलदलै र्मण्डपैर्गोस्तनीनां
गेहैग्रामा इव सुमनसां तत्र कान्तावनान्ता ॥९०॥

श्री खरतरगच्छीय ज्ञान मन्दिर, जयपुर

ભાવાર્થ:—સોનાનાં આભરણોના ભારથી વાંકી વળેલી ધનિકોની સ્ત્રીઓ જેવી ફલોના ભારથી નમ્ર બનેલી (નીચી વળેલી) ત્યાં કદલીઓ છે અને શીતલ છાયા, મધુર ફળ તથા દ્રાક્ષોના ઘણાજ મંડપો વાળા ત્યાં સુંદર વનો છે. ૯૦

उद्यानानां नगरमभितः संततिं भाति नाना
वृक्षैर्लक्षैर्विविधसुमनः संपितानां लतानाम् ।
क्रीडद्दम्पत्युचितकदलीमन्दिरैर्वल्लिकानां
मेहैः क्रीडाभवनसरसीदीर्घिकावापिकाभिः ॥९२॥

ભાવાર્થ:—નગરની ચારે તરફ વિવિધ પ્રકારનાં ફળ, ફુલ લતાવાળા ઉદ્યાનો આવેલાં છે તેમાં કેળ ગૃહોમાં દંપતીઓ ક્રીડા કરે છે. તે ઉદ્યાનોમાં વાવો અને નાનાં સરોવરો છે. ૯૨

पोता न्पोतानिव जलनिधेः कुक्षिनिक्षिप्तनाना
वस्तुस्तोमांश्चतुर भविता पश्यतस्ते विलम्बः ।
जाग्रज्जैत्रध्वजपरिगताजङ्गमद्रङ्गतुल्या-
न्पश्यन्नेतान् भवति जनः कोऽत्र विक्षिप्तचेताः ॥९३॥

ભાવાર્થ:—વિવિધ પ્રકારની વસ્તુઓનો સમૂહ ભર્યો છે જેમાં એવા સમુદ્રની સપાટી પર પડેલા જહાજોને જોતાં તને ઘણો સમય થઈ જશે. ફરફરતી ધ્વજાઓવાળા ડોલાયમાન ડુંગર જેવા એ વહાણોને જોઇને કોનું ચિત્ત ચલાયમાન ન થાય ? ૯૩

दुर्गोभर्गोज्ज्वलवपुरितोत् कन्धरश्चन्द्रशाला
दम्भात्सौधच्छदिपरुपचितो मौक्तिकच्छात्रशाली।
नाना यन्त्रप्रहरणधरो युद्ध सज्जोग्रशः
क्षत्रस्येष श्रयति सुखिनां धैर्यगर्वोद्धुरस्य ॥९४॥

ભાવાર્થઃ—ત્યાં ઉંચા મીનારાવાળો એક કિલ્લો છે તેમાં વિવિધ પ્રકારનાં ક્ષત્રિઓનાં યુધ્ધનાં શાસ્ત્રો રાખવામાં આવેલાં છે. ૯૪

गोपी नाम्नः किमिह सरसो वर्णयामो महत्वं
यत् क्षीराब्धेः कलयति कलां मथ्यमानस्य नो चेत्।
आस्ते कुक्षौ किमिह निहितौ मेरुरद्यापि किं वा
वीचिक्षोभो मथनजनितत्रासतोऽत्रागतस्य ॥९५॥

ભાવાર્થઃ—અહીં ગોપી નામનું એક સરોવર છે. તેનું તો હું શું વર્ણન કરૂં ? (અવર્ણનીય છે). તે મંથનકાલના મહાસાગર જેવું ભાસે છે અથવા જાણે મંથનના ત્રાસથી મહાસાગર અહીં ભાગી આવ્યો ન હોય! એમ જણાય છે. ૯૫

नीलाच्छायास् क्वचिदविरलैर्नागवल्लीदलौघैः
शुभ्रच्छायं क्वचनकुसुमैर्विस्तृतै विक्रियाय।
पिङ्गैः चङ्गैरतिपरिणितैः कुत्रचिच्चैक्षुदण्डै
र्नानावर्णं पुरमिदमिति द्योतते सर्वदापि ॥९६॥

ભાવાર્થ:-આ શહેર ક્યારેક નાગરવેલના પત્રોના સમૂહથી લીલું દેખાય છે, અને ક્યાંક વેચવાને માટે આવેલાં ફુલના સમાહારથી શુભ્ર દેખાય છે. પીળો શેલડીઓના સમૂહથી ક્યાંક પીળું દેખાય છે. આ શહેર આખો દિવસ પ્રકાશમાન લાગે છે. ૯૬

पोतोत्तीर्णाम्बुधिपरतटोद्भाविनो वस्तुवृन्दा-
न्द्रक्संख्यातुम् क इह गणना कोविदोऽपि क्षमेत ।
इष्टे मातुं कऊ्व....रज स्वर्ण माणिक्यपुञ्जा
न्युस्राने मारुणतररुचींश्चाङ्कुरान् विद्रुमाणाम् ॥९८॥

ભાવાર્થ:—સમુદ્રના કીનારા પર ઉત્પન્ન થતી વસ્તુઓ જે વહાણમાંથી ઉતરે છે તેને ગણવા કયો વિદ્વાન પણ શક્તિશાળી થઈ શકે? અને સોનું, માણિક્ય, તથા અતિશય રાતાં વિદ્રુમોને કોણ માપી શકે? ૯૭

रूप्यस्वर्णप्रकरघटनप्रोत्थितैष्टङ्कशाला
गर्भोद्भूतमतिरवशतैस्तारतारैष्टकारैः ।
नात्र क्वापि प्रभवितुमलं दुष्टदौर्गत्यभूत
पूतः क्षौद्रे ह्युपजनिर्यो मन्त्रसारष्टकारः ॥९८॥

ભાવાર્થ:—(તે શહેરની સમૃદ્ધિઈ વર્ણન કરતાં કવિ જણાવે છે કે) ટંકશાળમાં સોના તથા રૂપાને ટીપવાથી થતા અવાજથી ત્યાં દારિદ્રરૂપી ભુતનો ક્યાંય પ્રભાવ પડી શકતો

નથીઃ મતલબ કે તે શહેરની ટંકશાળમાં એટલું બધું સોનુ રૂપું ટીપાતું હતું કે ગરીબી જેવી વસ્તુ જણાતીજ નહોતી.

तस्य द्वाराङ्गणभुवि भवान् स्थैर्यमालम्ब्य पश्य-
न्साक्षाद्देवानिवनृजनुपो द्रक्ष्यसि श्राद्धलोकान्
हस्त्यारूढानथरथगतान् सादिनश्चार्थपौ......(?)
व्यर्थान् श्रोतुम् रसिकहृदयाञ्शीघ्रमाटीकमानान् ॥१०३॥

ભાવાર્થઃ—તે ઉપાશ્રયના દ્વારાગણમાં સાક્ષાત દેવ સમાન શ્રાવકોનું તને દર્શન થશે. કોઈ હસ્તિપર બેઠા હશે, કોઇ રથમાં હશે, જયારે કોઇ જલદીથી આવજા કરતા હશે. ૧૦૩

(આ પરથી તે સમયના શ્રાવકોના વૈભવ તથા ધર્મ શીળતાનું સારૂં દિગ્દર્શન થાય છે.)

मध्ये सिंहासनमनुपमं तस्य शक्रासनाभं
चेतश्चेतत्सुखयति सतां हृद्यपद्यानुकारं।
सालंकारं सुघटितसशासंधिबन्धसुवर्णं
स्वच्छच्छायं सुललितचतुः पादसंपन्नशोभम् ॥१०६॥

ભાવાર્થઃ—તે ઉપાશ્રયની મધ્યમાં એક સુંદર ઇંદ્રાસન સમાન સિંહાસન છે. સુંદર કાવ્યની જેમ તે સત્પુરૂષોને હૃદયાનંદકારી છે. તે અલંકારવાળું, સુઘટિત, અને સુંદર વર્ણવાળું તથા ચાર પાયાવાળું છે ૧૦૬

## પ્રકરણ રજું
## સુરતની પ્રાચીનતાઃ નામવિધાન
### ઐતિહાસિક પ્રસંગો

સુરતને સંસ્કૃતમાં સૂર્યપુર કહેલ છે. અપભ્રંશ સૂરજપુર પણ કહે છે. 'સુરત એ નામના સંબંધમાં ઘણી હકીકતો મળે છે જેમાંની બે મુખ્ય છે. રાંદેરના નવાબે સુરજ નામની ઉપ પત્ની (રખાત) રાખી હતી જેની યાદગીરીમાં આ શહેર વસાવવામાં આવ્યું–પછી 'સુરજ'માંથી 'સુરત'. આ એક હકીકતઃ હવે બીજી હકીકત–તુર્કસ્તાનના સુલતાન તાપી કિનારે રહેતા હતા એ સુલતાનની બેગમનું નામ સુરતા હતું. આ આધારે પણ આશહેરનું નામ સુરત થયું હોય. ઐતિહાસિક સાધનોથી મૂલ નામ કયું હશે તે સિદ્ધ થઇ શકતું નથી. ઇ. સ. ૯૯૦માં અણુહીલવાડના રાજાનું લશ્કર લાડવા સરદાર પર ચઢી ગયું તે વખતે સૂર્યપુર રહીને ગયું હતું એમ નોંધાયેલું છે. તે ઉપરથી આ શહેર સૂર્યપુર નામે પ્રચલિત હતું.

એ. બી. રેનલ લખે છે કે–"૧૪મી સદીની શરૂઆત સુધી સુરત નાના ગામડાથી વધારે મોટું નહોતુ" ઇ. સ. ૧૨૦૫માં સુરતનું અસ્તિત્વ હતું. મુસ્લીમ તવારીખ લખનારાઓ જણાવે છે કે–મહમદ શાહબુદ્દીન પાદશાહનો સરદાર, રાજા ભીમદેવને હરાવ્યા બાદ ઇ. સ. ૧૨૦૫ (આશરે)માં રાંદેર અને સુરત સુધી ગયો હતો."

## —: મૂલવતની :—

જેમ મુંબઇના મૂલવતનીઓ માછીઓ હતા તેમ સુરત, નદીના કિનારે હોવાને લીધે તેના વસ્તીમાંની એક કોમ તરીકે માછીઓ ખરા: તેમજ આ પ્રદેશ ફલદ્રુપ હોવાના કારણે ખેતી કરનારામાં દુબળાઓ મુખ્ય હતા. આજે પણ સુરત તેમજ તે જીલ્લામાંની ખેતીની જમીનો તેઓના કબજામાં છે. આજે દેશાઇઓ, જૈનો વગેરે જેઓ જમીનદારો થયા છે તેઓની જમીનોના મૂલ માલીકો દુબળાઓ હતા. સમય પલટાવાના કારણે તેઓ પોતાની જમીનો વેચી આજે મજુરો બન્યા છે એ નિર્વિવાદ છે.

## સુરતના ઐતિહાસિક પ્રસંગો.

ઈ. સ. ૧૩૪૭—મહમદ તઘલખ નામનો હિન્દુસ્તાનનો ગાંડો પાદશાહ ઈ. સ. ૧૩૨૫ થી ૧૩૫૧ સુધી રાજ કરી ગયો. તેના વખતમાં ગુજરાતમાં એક મોટો બળવો જાગ્યો. તે વખતે ગુજરાતમાં અંધેર ચાલી રહ્યું હતું. એ બળવા વખતે તઘલખ પાદશાહે સુરત શહેર લૂંટી લેવાની રજા આપી સુરત લુંટીને નવસારી રહીને તે દેવગઢ ઉપર ચઢાઇ કરવાને ચાલ્યો.

ઈ. સ. ૧૩૭૩—તાપીના કિનારે દિલ્હીના પાદશાહ ફીરોજશાહે નાનો કિલ્લો બંધાવ્યો.

ઇ. સ. ૧૩૯૧–ગુજરાતના સુબા ઝુફરખાને પોતાના બેટા માહેરખાનને રાંદેર અને સુરતનો નવાબ ઠરાવી મોકલ્યો તે વખતે પણ સુરતમાં ઝાઝી વસ્તી નહોતી.

—:પન્નરમી સદીમાં:—

(ગોપીએ ગોપીતલાવ અને ગોપીપરૂં વસાવ્યું છે)

ઇ. સ. ૧૪૯૮થી૧૫૧૨–ઇ.સ. ૧૪૯૮માં પહેલવહેલા હિન્દુસ્તાનમાં યુરોપના પોર્ટુગીઝ લોકો આવ્યા; તેઓ કાલીકટમાં ઉતર્યા હતા. ત્યાંથી તેઓ સુરત આવ્યા અને ૧૫૧૨માં તેઓએ સુરત બાળી મુક્યું.

ઇ. સ. ૧૫૩૦માં પોર્ટુગીઝોએ બીજી વાર ચઢાઇ કરી ફરી સુરતને બાળ્યું.

ઇ. સ. ૧૫૩૧માં સુરતને ત્રીજી વાર બાળી મુક્યું.

ઇ. સ. ૧૫૭૩ તા. ૧૯મી જાનેવારીએ અકબરે સુરત લીધું. તા. ૬ઠ્ઠી માર્ચે અકબર બાદશાહનો ત્યાં વાવટો ઉડયો. અકબરે કિલ્લેદાર નીમ્યો. સુરતની સુબાગીરી ખલીજખાનને સોંપી તથા કિલ્લાનો ઉપરી બીજાને બનાવી અકબર આગ્રે ગયો.

ઇ. સ. ૧૬૦૮ અંગ્રેજો પહેલવહેલા સુરતમાં આવ્યા. તે

તે વખતે અકબરનો પુત્ર જહાંગીર (સલીમ) રાજ્ય કરતો હતો.

ઈ. સ. ૧૬૦૯ માં મુઝફ્ફરનો પુત્ર બહાદુરખાન સુરત પર ચઢી આવ્યો. એજ અરસામાં નીઝામ સરકારના દૌલતાબાદના હાકેમ મલીક અંબરે ગુજરાત ઉપર ચઢાઇ કરી, સુરત લૂંટયું.

ઈ. સ. ૧૬૧૧ ફીરંગીઓનો પગ વધ્યો અને પહેલ વહેલી અહીં કોઠી નાંખી.

ઈ. સ. ૧૬૧૨ તા. ૧૧મી જાનેવારીએ ગુજરાતના સુબાએ કોઠી સ્થાપવા દેવા માટે અંગ્રેજો સાથે કરાર કર્યા.

ઈ. સ. ૧૬૧૫ ફીરંગીઓ ચઢી આવ્યા.

ઈ. સ. ૧૬૧૬ માં વલંદાઓ આવ્યા.

ઈ. સ. ૧૬૧૭ માં તેઓને વેપારના હકો મળ્યા.

ઈ. સ. ૧૬૩૧ માં સુરતમાં ભારે દુષ્કાલ પડયો. ત્રાસમાં ત્રાસ એ ન્યાયે વળી મરકી ચાલી.

ઈ. સ. ૧૬૫૭ શાહજહાં માંદો પડયો તેના છોકરાઓ માંહોમાંહે લડયા. શાહજહાંના મરણબાદ ઔરંગઝેબ ગાદીએ આવ્યો તે ધર્માંધઝનુની હતો તેણે સુરતને "મક્કાનો દરવાજો" એ ઇલકાબ આપીને ધર્મઝનુન વધાર્યું જેથી સુરત જગજાહેર થયું.

ઈ. સ. ૧૬૫૯ હિંદુ મુસલમાન વચ્ચે ભારે લડાઇ થઇ. વાણીયા તથા નાણાવટી ઉપર ત્રાસ વર્તાવાયો.

ઇ. સ. ૧૬૬૪ શિવાજીએ ત્રણ દિવસ સુરતમાં લુંટ ચલાવી. એક કરોડ રૂપીયા લઇ તે પુને ગયો.

ઇ. સ. ૧૬૭૦–૭૧–૭૪–૭૫ શિવાજીએ લુંટ ચાલુ રાખી.

ઇ. સ. ૧૬૮૧ શહેરનો કોટ બંધાવ્યો.

ઇ. સ. ૧૬૮૪ મરકી ફાટી નીકળી. બે વર્ષ ચાલી. રોજના ત્રણુસો મરણ થતા હતા.

ઇ. સ. ૧૬૮૭ શિવાજી હિંદુઓને લુંટી દક્ષિણના હિંદુઓમાં પૈસા વહેંચતો અને ઓરંગઝેબ એજ રીતે લુંટી મુસલમાનોને વહેંચતો. બીચારૂં સુરત ! અંગ્રેજો પણ કંટાળી ગયા અને મુંબઇને મુખ્ય મથક કરી બેઠા.

ઇ. સ. ૧૭૧૯ ઓસ્ટેન્ટ નામની ત્રણ ઓસ્ટ્રીઅન કંપની સુરતમાં વેપાર કરવા આવી.

ઇ. સ. ૧૭૨૦ આલમપનાર કોટ. નવાબ હાઇદર કુલીખાનનાં વખતમાં (૧૭૧૭–૧૯)માં બંધાવા માંડયો. સને ૧૭૨૦માં તહયારખાનના વખતમાં બંધાઈ રહ્યો.

ઈ. સ. ૧૭૨૧ ઓસ્ટ્રીયન શહેનશાહે કંપની ચાર્ટર રદ કર્યો જેથી કંપની પાછી ગઇ.

ઇ. સ. ૧૭૨૯ તાપીનદીમાં ભારે રેલ ચઢી આવી.

ઇ. સ. ૧૭૩૬ કંપનીના દલાલ જગન્નાથ લાલદાસ દમાયા.
ઇ. સ. ૧૭૪૨ નાસરજંગ સુરત ઉપર ચઢી આવ્યો.
ઇ. સ. ૧૭૪૭ માં તેઓએ મોટી મદદ કરી અને સલાહકાર બન્યા.
ઇ. સ. ૧૭૫૯ ૪થી માર્ચે અંગ્રેજો કિલ્લાના ધણી થયા. તે વખતે સુરતની વસ્તી ૧૦ લાખ માણસની હતી. નીસબર નામનો પરદેશી લખે છે કે સાત લાખની હતી.
ઇ. સ. ૧૭૮૨ દટંદર વાવાઝોડું થયું. શહેરના અડધાં મકાનો તૂટી ગયાં.
ઇ. સ. ૧૭૯૦ ફરી દુષ્કાલ પડયો. લોકોને ઘણો ત્રાસ થયો.
ઇ. સ. ૧૭૯૨ હિન્દુ મુસલમાન વચ્ચે તોફાન થયું, અને સુરતને સળગાવવામાં આવ્યું.
ઇ. સ. ૧૮૦૦ તા. ૧૩ મીએ નવાબી રાજ ખતમ થયું અને અંગ્રેજી અમલ દાખલ થયો.
જૈનોમાં નગર શેઠ લખમીદાસની તથા ભણશાલીની પેઢીઓ મુખ્ય હતી.
ઇ. સ. ૧૮૧૦ બૌધાન ગામમાં અબ્દુલ રહેમાન નામનો મુસલમાન ઇમામ મહેદીનું નામ ધારણ કરી દુનીઆના રાજ્યનો દાવો કરવા નીકળ્યો. અંગ્રેજ સરકારે તેની સાથે લડાઇ કરી.
ઇ. સ. ૧૮૧૨-૧૩ દુષ્કાલ તથા મોંઘવારી !

ઈ. સ. ૧૮૧૭ પેશ્વાના માંડવ વંશના રાજાએ માંડવી આપવાની ગોઠવણ કરી જેથી ચઢાઈ કરીને તેને તાબે કર્યો.

ઈ. સ. ૧૮૨૨ રૂસ્તમપુરામાં મોટી આગ લાગી. આખું પરૂં બળી ગયું. તરત ભારે રેલ આવી. એ રેલ ધતઠોતેરની રેલના નામે ઓળખાય છે. એ રેલમાં જાન માલની મોટી ખરાબી થઇ.

ઈ. સ. ૧૮૨૫ વલંદા તથા ફ્રેંચોએ કોઠી બંધ કીધી.

ઈ. સ. ૧૮૩૭ મોટી રેલ આવી, મોટી આગ લાગી.

ઈ. સ. ૧૮૩૮ માંડવી હકદાર નહિ હોવાથી ખાલસા કર્યું

ઈ. સ. ૧૮૪૪ મીઠાના ટેક્ષની સામે હુલ્લડ થયું

ઈ. સ. ૧૮૪૭ પોર્ટુગીઝોએ કોઠી બંધ કીધી.

ઈ. સ. ૧૮૫૨ સુરતમાં મ્યુનિસિપાલીટી સ્થપાઈ.

ઈ. સ. ૧૮૬૪ સુરતમાં રેલ્વે નંખાઇ અને મુંબાઇ સાથે વહેવાર ચાલુ થયો.

ઈ. પ્ર. ૧૮૬૮ મોટું સૂર્ય ગ્રહણ થયું,

ઈ. સ. ૧૮૭૨ ઉટીઆ ઢુંઢીયાનો ઉપદ્રવ થયો.

ઈ. સ. ૧૮૭૮ લાઇન્સ ટેક્ષ સામે મહાજનના નામે હડતાલ પડી.

ઈ. સ. ૧૮૮૩ ભારે રેલ આવી.

ઈ. સ. ૧૮૯૩ ભારે અગ્નિ પ્રકોપ થયો.

(સુરતના વધુ ઇતિહાસ માટે જુઓ નર્મ ગદ્ય, સુખ તેરસની હકીકત)(સુરતનો ઇતિહાસ, ગુજરાત સર્વ સંગ્રહ વગેરે.)

## સુરત શહેરની પ્રાચીનતાના સંબંધમાં જૈનેતરમિત્ર ધનસીંગ ઠાકોરસીંગ ઠાકોરનો લેખ અત્રે રજુ કરવામાં આવે છે

### સુરત શહેર કેટલું પ્રાચીન છે? તેને વિષે કેટલીક દંતકથાઓ. એ શહેર કોઇએ વસાવ્યું હતું?

[ લેખક:—શ્રી ધનસીંગ ઠાકોરસીંગ ઠાકોર ]

( મુંબઈ સમાચાર, તા. ૨૭–૬–૩૬ માંથી )

ઇતીહાસીક લેખો ઉપરથી સુરત એક પ્રાચીન ૧૦૦૦ વરસ ઉપરનું પુરાણું શહેર જણાય છે. અને એ શહેર ક્યારે વસ્યું, અને કોણે વસાવ્યું તે વિષે કંઇ ચોક્કસ હકીકત ઇતીહાસમાં મળી આવતી નથી. સુરતના કવી નર્મદાશંકરે નર્મગદ્યમાં સુરતનો ઇતીહાસ લખ્યો છે, તેમાં સુરત શહેર અમદાવાદના બાદશાહનાં વખતમાં ઇસ્વીસન ૧૫૨૧ એટલે ૪૧૫ વરસ ઉપર સુરત શહેર નામે પ્રસિદ્ધ થયું છે. અને તે અગાઉ માછીવાડો હતું. તેનું નામ રામજની સુરજનાં નામ ઉપરથી સુરત રાખવામાં આવ્યું છે એમ લખ્યું છે. તો તે વિષે નીચેના બે ઇતીહાસીક લેખો લખ્યા છે. તે બે લેખો પૈકી કયો લેખ ખરો છે તે વિષે કોઇ ગુજરાતનો ઇતીહાસ જાણનારા સાક્ષરો ખુલાસો કરશે તો, સુરતની પ્રાચીનતા વિષે અજવાળું પડવાનો સંભવ છે.

(१) सुरत એક પ્રાચીન શહેર છે તે વિષે મહેરબાન ફાર્બસ સાહેબનું લખેલું રાસમાળા નામનું પુસ્તક ભાગ ૧-૨ તથા મી. એદલજી બરજોરજી પટેલે લખેલી સુરતની તવારીખ નામનું પુસ્તક તથા સુરત ગુજરાતમિત્રના સને ૧૯૨૩નાં સાલનાં છપાયલા હીરકમહોત્સવ અંકમાં શ્રીયુત મોહનભાઇ હરીભાઈ દેશાઇએ લખેલુ સુરત શહેરનું સંક્ષિપ્ત વર્ણન તથા શેઠ હીરાચંદ ખુબચંદ જૈન પુસ્તક સીરીઝ ચૈત્ય પરીપાટી નામનું પુસ્તક જેમાં સુરતના જૈન દેહરાસરોમાં દેવની પ્રતીમાઓની પ્રતિષ્ઠા કરાવી છે, તે પ્રતીમા પર લેખો લખ્યા છે તેનો તથા બીજા ઇતીહાસોનો આધાર લઇ સુરતની પ્રાચીનતા વિષે નીચલો લેખ લખ્યો છે.

મહેરબાન ફાર્બસ સાહેબે લખેલા રાસમાળા નામના પુસ્તકનાં આધારે રાસમાળાના પાના ૭૩માં લખ્યાં મુજબ દસમી સદીમાં ગુજરાતના મહારાજા મુળરાજના વખતમાં મુળરાજ તથા તેના પાટવીકુંવર ચામુંડરાયે લાટ દેશના રાજા બારપ પર ચઢાઈ કરેલી તે વખતે તેમનું સૈન્ય સુર્યપુર અને ભૃગુકચ્છ હાલનું સુરત અને ભરૂચ એ બે શહેરો વચ્ચે રહી ગયલાનું લખ્યું છે. ત્યારથી ઇતીહાસમાં સુરતનું નામ જણાય છે. [ઈસ્વીસન ૯૯૭.] રાસમાળાના પાના ૨૯૩માં અણુહીલપુર રાજ્યનું અવલોકનમાં મહેરબાન ફાર્બસ સાહેબે લખ્યું છે કે ગુજરાતના રાજાના સ્વાધીનમાં સમુદ્ર કીનારે જગ્યાઓ હતી તેમાં સ્તંભનતીર્થ (ખંભાત) ભૃગુકચ્છ (ભરૂચ)

સુર્યપુર તે સુરત હશે એમ લખ્યું છે. તેથી જણાય છે કે સોલંકીવંશનાં ગુજરાતનાં છેલ્લા મહારાજા કુમારપાળના વખત સુધી સુરત સુર્યપુર નામે હતું. વળી રાસમાળાના પાના ૩૪૭માં સહેરખાન ફાર્બસ સાહેબ લખે છે કે જીત પામેલા મુસલમાનોએ રાજધાનીનું શહેર અણહીલપુર ખંભાત ભરૂચ અને સુરત બંદરો તથા સીદ્ધરાજના વંશના તાબામાં જે પ્રદેશ હતો તેનો ઘણો ભાગ પોતાના સ્વાધીનમાં કરી લીધો હતો એટલે પ્રથમ મુસલમાનોએ ગુજરાત જીતી લીધું હતું. રાસમાળા ભાગ ૨ ના પાનાં ૩૫૦માં સહેરખાન ફાર્બસ સાહેબ લખે છે કે દીલ્હીનો બાદશાહ મહમદ તઘલખ ઇસ્વીસન ૧૩૨૫ માં દીલ્હીની ગાદીએ હતો. તેણે સુરત તથા ખંભાત બંદરો લુટયાનું લખ્યું છે. તે પરથી માલમ પડે છે કે સુરત શહેર તે વખતે આબાદ અને મોટું શહેર હશે તોજ લુટેલું જણાય છે. ઇસ્વીસન ૧૩૫૧માં દીલ્હીની ગાદી-પર ફીરોજશા તઘલખ બાદશાહ હતો તેણે સુરત શહેરના રક્ષણ સારૂ ઇસ્વીસન ૧૩૭૩માં તાપી કાંઠે નાનો કીલ્લો બંધાવ્યો હતો. તે પરથી જણાય છે કે ઇસ્વીસન ૧૩૭૩માં સુરત શહેર મોટું અને આબાદ હશે તોજ તેના રક્ષણ સારૂ તેણે કીલ્લો બંધાવ્યો હશે. એટલે ઇસ્વીસન ૧૩૭૩માં પણ સુરત હતું.

ઇસ્વીસન ૧૨૦૫ માં દીલ્હીના બાદશાહ શાહબુદીનનો સરદાર કુતુબુદીન અણહીલવાડનાં રાજા ભીમદેવને હરાવ્યા

પછી રાંદેર અને સુરત સુધી આવેલાનુ જણાય છે એટલે ઈસ્વીસન ૧૨૦૫ માં પણ સુરત હતું.

## જૈન લેખો

સુરત જૈન પરીપાટી નામના પુસ્તકમાં જૈન દેહરાસરોમાં દેવની પ્રતીમાની પ્રતીષ્ઠા કરાવેલી મુરતીઓ છે તેના પર પ્રતીષ્ઠા કરાવ્યાનાં લેખો લખ્યા છે તે નીચે મુજબ છે:—

સુરત નાણાવટ તાળાવાળાની પોળમાં શ્રીમંધર સ્વામીના દેહરાસરમાં શ્રીપાર્શ્વનાથની મુરતીની સંવત ૧૨૧૫ માં માઘ વદી ૪ને શુક્રવારે પ્રતીષ્ઠા કરાવેલી છે. વળી એજ દેરાશરમાં સંવત ૧૨૧૫ના અખાડ સુદ ૯ને સોમવારના રોજ શ્રીપાર્શ્વનાથની બીજી પ્રતીમાની પ્રતીષ્ઠા કરાવેલી છે, આ બન્ને લેખો ઉપરથી માલમ પડે છે કે ૭૭૭ વરસ પર સુરતની હસ્તી હતી.

તાપી નદીના ઓવારી કાંઠા પર આવેલા શ્રીઆદીશ્વરજીનાં જૈન દેહરાશરમાં શ્રીપાર્શ્વનાથની પ્રતીમાની સંવત ૧૩૩૩માં પ્રતીષ્ઠા કરાવેલી છે તથા સુરત નાણાવટ નગરશેઠની પોળમાં શ્રીગોડીપાર્શ્વનાથના દેહરાસરમાં શ્રીપાર્શ્વનાથની મુરતી પર સંવત ૧૩૯૨નો લેખ છે, એટલે ૬૫૯ વરસ પર સુરતની હસ્તી હતી.

સુરત શાહપોરમાં આવેલા શ્રીચીંતામણી પાર્શ્વનાથના દેહરાસરમાં શ્રીઅનંતનાથની મુરતી પર સંવત ૧૪૦૫નો લેખ

છે. ત્યાં એજ દેરાસરમાં શ્રીકુંથુનાથજીની પ્રતીમા પર સંવત ૧૪૯૬નો લેખ છે. એટલે ૫૮૭ વરસ પર પણ સુરતની હસ્તી હતી.

સુરત નાણાવટ હનુમાનની પોળમાં શ્રીઅજીતનાથના દેહરાસરમાં શ્રી નેમીનાથની પ્રતીમા ઉપર સંવત ૧૪૭૫નો લેખ છે. ત્યાં એજ દેહરાસરમાં બીજી આદીનાથની પ્રતીમા ઉપર સંવત ૧૪૬૪નો લેખ છે તે પરથી જણાય છે કે ૫૧૭ વરસ પર પણ સુરતની હસ્તી હતી.

સુરત નગરનીશેઠની પોળમાં શ્રીગોડીપાર્શ્વનાથના દેહરાશરમાં શ્રીવીમલનાથની પ્રતીમા ઉપર સંવત ૧૫૩૯નો લેખ છે. તેમાં સુર્યપુર લખ્યું છે. તે પરથી ૪૫૩ વરસ પર પણ સુરતની હસ્તી હતી.

## ૧૦૦૦ વરસ પરનું શહેર

ઉપરનાં ઇતીહાસીક લેખો પરથી માલમ પડે છે કે સુરત ૧૦૦૦ વરસ ઉપરનું પુરાણું શહેર છે. ક્યારે વસ્યું અને કોણે વસાવ્યું તેનો કંઇ આધાર ઇતીહાસમાં મળતો નથી પણ એટલું તો ચોક્કસ છે કે તે ૧૦૦૦ વરસ ઉપરનું પુરાણું શહેર છે.

## દંતકથાઓ

સુરતનાં કવી શ્રી નર્મદાશંકરે પોતાના રચેલા નર્મગદ્યમાં પાનાં ૨૭૦માં સુરત વિષે લખ્યું છે કે સુરત–માછીવાડો તાપી કાંઠે હતું. એમાં માછી અને ખારવા લોક રહેતા હતા

એમ લખ્યું છે એટલે સુરત નામનું શહેર આગળ હતુંજ નહિ અગર સુર્યપુર નામનું શહેર આગળ હતુંજ નહિ એનો એવો અર્થ થાય છે. પાના ર૭૭માં સુરતની દંતકથા નંબર (૧) લખી છે કે સુરજ રામજનીના નામ ઉપરથી ગોપીએ શહેર વસાવ્યું અને શહેરનું નામ રામજની સુરજના નામ ઉપરથી સુરત રાખવામાં આવ્યું અને તે સને ૧૫૨૧માં એટલે ૪૧૫ વરસ ઉપર સુરત શહેર નામે સુરત પ્રસીદ્ધ થયું.

દંતકથા નંબર (૨)માં લખ્યું છે કે રાંદેરના કોઇ જમીનદારથી સુરજ નામની છોકરીનું પેટ વધવાથી તે બાઇને તેના સગાઓએ માછીવાડમાં રાખી અને ત્યાં તેને ગોપી નામનો છોકરો થયો. તે છોકરો મોટો થયા પછી તેણે રોજગાર કરી સુરત શહેરની વસ્તી વધારી તે ઉપરથી શહેરનું નામ સુરત રાખ્યું.

દંતકથા (૩)માં લખ્યું છે કે યુરોપનાં કોનસ્ટેનટીનોપલ શહેરનાં બાદશાહે પોતે એક સુરતા કરીને રામજની હતી તેને રાખી હતી. તેના પર બાદશાહની ખફા મરજી થવાથી તેને કાઢી મુકી હતી. તે સુરતા રામજનીને એજ શહેરના રૂમી નામના સોદાગરે રાખી તેની ખબર બાદશાહને પડવાથી બન્ને જણાને દેશનીકાલ કર્યા તેથી રૂમીસોદાગર સુરતા રામજનીને સાથે લઇ માલમીલકતનાં વહાણો ભરી સુરત તરફ આવ્યો અને મુકામ કરી વેપાર કર્યો તેથી

સુરતની વસ્તી વધી. તેની ખબર અમદાવાદના બાદશાહને પડવાથી તેણે ખીતાબ આપ્યો તે દીવસથી સુરતા રામજનીના નામ ઉપરથી સુરત સુરત નામે પ્રસિદ્ધ થયું.

દંતકથા (૪)માં લખે છે કે કામરેજના રાજાની સુરજ વાડી નામની વાડી હતી તે પરથી સુરતનું નામ સુરત પડયું પાંચમી (૫) દંતકથામાં એમ લખે છે કે જે રૂમીખાંને સુરતનો કીલ્લો બાંધ્યો તેણે પોતાની કોઈ પ્યારીના નામ ઉપરથી શહેરનું નામ સુરત કેમ નહી પાડયું હોય એમ લખ્યું છે. ઉપરની દંતકથા વાંચી જોતાં માલમ પડે છે કે તે દંતકથા એક બીજાને મળતી આવતી નથી. દરેક દંત-કથામાં જુદી જુદી હકીકત લખી છે. તો કઇ દંતકથાના આધારે સુરતનું નામ સુરત પડયું તે નક્કી થઇ શકતું નથી પણ મારા ધારવા પ્રમાણે સુરતનું પ્રાચીન નામ સુર્યપુર હતુ અને તે અમદાવાદના બાદશાહનાં તાબામાં આવ્યા પછી સુર્યપુરમાં વેપાર રોજગાર વધવાથી શહેર આબાદ થઇ મોટું થયું. શહેરનું નામ સુર્યપુર બાદશાહને વાસ્તવીક નહી લાગવાથી તેનુ નામ સુર્યપુરને બદલે સુરત રાખેલાનું જણાય છે.

ઉપરની બે ઈતિહાસીક હકીકતોમાં કઇ ઇતીહાસીક હકીકત ખરી અને માનવા લાયક જણાય છે તે વિષે વીદ્વાન વર્ગ ખુલાશો કરશે એવી આશા રાખું છું.

## પ્રકરણ ૩જું

### —સુરતનો જૈન ઇતિહાસ—

આ પુસ્તકનો મુખ્ય વિષય સુરતમાં કયા કયા આચાર્યોના આવાગમનો, તથા મુખ્ય મુખ્ય પુણ્ય સ્મરણો આલેખવાનો છે.

હીરસૌભાગ્યના કર્તાએ જણાવ્યું છે કે સંવત ૧૬૨૧–માં શ્રી વિજયદાનસૂરિ સ્વર્ગસ્થ થતાં શ્રી હીરવિજયસૂરિ તપગચ્છના નાયક થયા તે પહેલાં પાટણમાં રાજ અમલ કરતા પઠાણ યવનશેરખાં (અહમદશા બીજાના વખતમાં પાટણનો સુબેદાર)ના સચીવ સમરથ ભણશાલીએ ગચ્છનો મહોત્સવ કર્યો. સુરત અને પછી વડલી જતાં સંવત ૧૬૨૧માં શ્રી વિજયદાનસૂરિ સ્વર્ગે સંચર્યા. (જૈન સાહિત્યનો ઇતિહાસ પાનું ૫૩૮)

### ગુરૂપુજાની સિદ્ધિ.

સંવત ૧૬૪૯માં શ્રી હીરવિજયસૂરીશ્વરજી શ્રી શેત્રુંજયની યાત્રાએ ગયા, ત્યાં સુરતનો સંઘ એકઠો થયો હતો. અબજી ભણશાલીએ ૧૮૦૦ મહોરથી સૂરિજીની અંગપૂજા કરી. (જૈન સાહિત્યનો ઇતિહાસ પાનું ૫૫૨)

પ્રાચીનકાલમાં પણ ગુરૂપૂજા થતી હતી તે આ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે.

# ગુરૂપ્રવેશ મહોત્સવ

જીનસૌખ્યસૂરિ:–આચાર્ય ખરતરગચ્છમાં થયેલા જીનચંદ્રસૂરિના શિષ્ય તથા જીનભકિતસૂરિના ગુરૂ હતા. તેમનો જન્મ વિક્રમસંવત ૧૭૩૯માં, દીક્ષા ૧૭૫૧માં, સૂરિપદ ૧૭૬૩માં, અને સ્વર્ગમન ૧૭૮૦માં: આ આચાર્યે જયારે સુરતમાં પ્રવેશ કર્યો હતો ત્યારે ત્યાંના રહીશ ચોપડાગોત્રના પારેખ સ્વામીદાસે અગીયાર હજાર રૂપીઆ ખરચીને કર્યો હતો. આજના કાલમાં ગુરૂપ્રવેશ મહોત્સવો સામાન્ય રીતે થાય છે તેમાં કોઈપણ રીતે આશ્ચર્ય પામવાનું નથી કારણ કે આ પ્રથા પ્રાચીન પ્રચલિત છે.

(બીજી જગ્યાએ પદનો મહોત્સવ લખ્યો છે.)

સુરતમાં ચમત્કારી શ્રી પાર્શ્વનાથજીની અદ્દભુત પ્રતિમાં સુરતના ગોપીપુરામાં દેવસુરગચ્છના પ્રાચીન શ્રી ધર્મનાથજીના મંદિરમાં, નીચે ભોંયરામાં અતિ ચમત્કારી પ્રતિમાજી છે, જે સુરતમંડન, સુરજમંડન અગર સૂર્યપુરમંડન તરીકે મશહુર છે. તે પ્રતિમાજી સંપ્રતિ મહારાજના ભરાવેલા કહેવાય છે. આ પ્રતિમા સન્મુખ રાજસાગરમુનિએ શાંતિદાસ શેઠને માટે ચિંતામણી મંત્રની આરાધના કરી હતી. જેનું વર્ણન નીચે મુજબ છે. તે શાંતિદાસ શેઠના વંશજો સુરત તેમજ અમદાવાદમાં વસે છે જેની વંશાવલી આ સાથે આપી છે.

ચિંતામણી મંત્રની સાધના સુરતમાં સુરતમંડન પાર્શ્વ-

નાથજીના દેરાસરમાં થઇ હતી. શ્રીપાર્શ્વનાથજીની તે મૂર્તિ હાલ ત્યાંજ ગુફામાં (ભોંયરામાં) વિદ્યમાન છે અને તે અતિ ચમત્કારી છે અને તે પ્રતિમા સંપ્રતિ મહારાજાએ ભરાવેલી કહેવાય છે.

જૈનરાસમાલાઃપા ૫.

ચિંતામણી મંત્રની સાધના જેના માટે થતી હતી તે સુરતના શાંતિદાસ શેઠ હતા. જેના કર્મ યોગ બલવાન છે તે બીજા માટેનું નિર્મીત પણ પોતે લઇ જાય છે. તેવી રીતે અમદાવાદના શાંતિદાસ શેઠે તે મંત્રની સાધનાનું ફલ લઇ ગયા જ્યારે સુરતના શાંતિદાસ કે જે શાંતિદાસ મણિયાના નામે પ્રખ્યાત હતા તે કંઇ ન પામ્યા. ચિંતામણી મંત્રની સ્થાપના પછી આ મંત્રની સાધના સધાવી કોણે ? તે રાસમાંથી જો કે સ્પષ્ટ થતું નથી; પરંતુ તેમાં નેમસાગર અને મુક્તિસાગરનું તે વખતે ચોમાસું હતું એમ જણાવે છે. સામાન્ય કથા પ્રમાણે રાજસાગર મુનિએ તે મંત્રની સાધના કરાવી હતી અને તેથીજ તેમને છેવટે સૂરિપદ અપાવવું અને પોતાનું ઋણ થોડે અંશે પણ સારી રીતે વાળવું એવો નિશ્ચય શેઠે કરીને પાળ્યો હતો.

શેઠ સરૂપચંદ મુલચંદ તા. ૧૨મી જુન સને ૧૮૮૨ મુકામ સુરત કાયસ્થ મહોલ્લો.

# શેઠ શાંતિદાસ.

- પનજી
- રતનજી
- લક્ષ્મીચંદ
- માણેકચંદ
  - કેશરીસીંગ
    - ફતેસીંગ
      - ચંદનસીંગ
        - કલ્યાણસંગ
          - તારાચંદ
            - ગુલાબ
              - ઉત્તમલાલ
            - બીજકોર
            - મણીકોર
              - શીવકોર
              - દીવાલી
              - ચંચલ
          - ઉત્તમચંદ (કેવલવહુ)
            - મોટીબેન
              - સકળચંદ
    - અજરાલસીંગ
      - દીપચંદશા
        - મુલચંદ
          - સરૂપચંદ
            - માનચંદ (જીવકોરવહુ)
              - અમરતબેન
              - પાર્વતીબેન
              - જીવણચંદ
              - ઉત્તમચંદ
          - દેવચંદ (જસકોરવહુ)
            - નેમચંદ (જવેરવહુ)
              - કંકુબેન
          - દીવાલીબેન
            - હીરાકોર
            - ઉદેચંદ (શીવકોરવહુ)
- હેમચંદ

## પ્રકરણ ૪થું.

## સુરતમાં સાહિત્ય પ્રવૃત્તિ

### સુરતમાં રચાએલા ગ્રંથો અને રાસાઓ

સંવત ૧૬૭૪ સુરતમાં મુનિસુંદર કૃત અધ્યાત્મ કલ્પદ્રુમ પર કલ્પલતા નામની ટીકા રચાઈ: તથા ચંપકમાલા રાસ.

,, ૧૬૭૯ પ્રશસ્તી ઈડરના ભંડારની પ્રતની

,, ૧૬૭૯ પોષ સુદિ ૧૩ના દિવસે સુરતમાં, પ્રસિદ્ધ શાંતિચંદ્ર ગણિના શિષ્ય રત્નચંદ્ર ગણિએ સમ્યક્ત્વ રત્ન પ્રકાશ નામનો ગ્રંથ રચ્યો.

,, ૧૬૮૯ સૂર્યપુર ચૈત્ય પરિપાટી–કર્તા વિનયવિજયજી
સત્તરિસો સોલોત્તરઈ સુરત રહી ચોમાસ,
તવન રચ્યુ મઇઅલ્પમતિ, આતમજ્ઞાન પ્રકાશ.
શ્રીવિજયદેવ સૂરીંદપાટે શ્રીવિજયપ્રભસૂરિ
શ્રીકીર્તિવિજય વાચક તણો, વિનય વિજય રસપૂરિ.

,, ૧૭૧૬ સુરતમાં શ્રી વિનય વિજયજી ઉપાધ્યાયે ચોમાસુ કર્યું..

,, ૧૭૨૨ સુરતમાં શ્રીયશોવિજયજી ઉપાધ્યાયે ચોમાસુ કર્યું. પ્રતિક્રમણ હેતુગર્ભિત અગીઆર અંગની સજઝાય શ્રીઉપાધ્યાજીએ સુરતમાં રચી, તેમજ સુરજ મંડન શ્રીપાર્શ્વનાથ સ્તવન રચ્યું.

સુરત ચોમાસું રહીરે, વાચક જશ કર જોડે,
યુગ યુગ મુનિ વંદુ, વરસ, દેઓમંગલકોડે.

„ ૧૭૨૮ રાંદેરમાં નેમિનાથ બાર માસ સ્તવન શ્રી-
વિનય વિજયજીએ રચ્યું.

„ ૧૭૨૯ રાંદેરમાં પુણ્ય પ્રકાશના સ્તવનની રચના થઈ.

„ ૧૭૩૨ અનિરૂદ્ધ હરણ— કર્તા જયસાગર

„ ૧૭૩૮ ભગવતી સુત્રની સજઝાય રચના, શ્રી શ્રીપા-
લરાજાનો રાસ, શ્રીવિનયવિજયજીએ રચવો
શરૂ કર્યો. ગાથા ૭૫૦ થઇ. અપૂર્ણ રહ્યો.
સંવત ૧૭૪૩માં તેઓ ડભોઇમાં સ્વર્ગવાસ
પામ્યા. પાછળથી શ્રીયશોવિજયજી ઉપાધ્યાયે
તે રાસ પુરો કર્યો.

સંવત ૧૭૫૧ આસો સુદિ ૧૦.જિનવિજયે ગુણાવલી રાસ રચ્યો.
સંવત સત્તર એકાવન વરસે. વિજયાદશમીએ
સુરત બંદરમાં રાસ રચ્યો એ, સહાય સિદ્ધચક્રે.
કહે જિનવિજય મુનિ ધન્યાસી, સત્તાવીસમે
ઢાલે ઉંબર, બેઠી પાસ પસાઇ, ઘરિ ઘરિ
મંગલ માલરે.

„ ૧૭૫૮ સામાયિક દોષ સજઝાય— કર્તા કહાનજી—

„ ૧૭૭૩ વીરજિન પંચ કલ્યાણક અશાડ શુદિ. ૫.
રામ વિજયે રચ્યું.

„ ૧૭૭૪ શ્રી જ્ઞાનવિમલસૂરિજીએ માગશર શુદિ.

પ. સૈયદપરે અશોક—ચંદ્ર તથા રોહિણી રાસ
રચ્યો. પ્રતલ ખાઈ છે.

„ ૧૭૮૧ ચોવીશી. કર્તા નિત્ય લાભ.-

„ ૧૭૮૨ સદેવંત સાવલીંગા રાસ „ „

„ ૧૭૯૩ સુરત ચૈત્ય પરિપાટી લાધાશાહ.
માગશર વદ ૧૦

„ ૧૭૯૭ શુભવર્મારાસ અશાડશુદિ ૨ „ જ્ઞાનસાગર

„ ૧૭૯૯ ધન્નાશાલિભદ્રરાસ શ્રાવણ શુદિ ૧૦
કર્તા જિનવિજય

„ „ વચ્છરાજ રાસ „ સત્યસાગર

„ ૧૮૦૨ સંવત ૧૮૦૨ વર્ષે આશો સુદ દ્વાદશી
દિને શ્રીરવિવાસરે શ્રીસુરતિ બંદરે, શ્રીસૂર્ય-
મંડણ પાર્શ્વપ્રાસાદ ઇતિ શ્રેય શ્રેણુય શ્રી
ત્યાદૃશં પુસ્તકં દૃષ્વા તાદૃશં લિખિતંમયા-
યદિ શુદ્ધ મશુદ્ધવા મય દોષો ન દિયતે.

„ ૧૮૭૭ સોહમકુલ પટ્ટાવલી રાસ દીપવિજય કવિ.

„ ૧૮૯૦ ચૈત્ર શુદ પ્રતિપદાવાદશુરો. શ્રીસૂર્યપુર મધ્યે
લ. પુ. તેન રત્નેન આત્મા અર્થે

„ ૧૮૯૬ ના વરસે કારતક શુદિ ૧૧ને વાર શનિ
લ. ખીમચંદ વિદ્યમાન જયચંદજી સ્થિ
પ્રાસાદાત લખ્યો છે. શ્રી સુરત મધ્યે
અર્થેવા પરોપગારાય શ્રીલુંકાગચ્છે

આ સિવાય અનેક ગ્રંથો, અનેક રાસાઓ રચાયા છે. અસંખ્યાત પ્રતો લખાઇ છે. જો જુની પ્રતોની પ્રશસ્તીઓ બહાર પાડવામાં આવે તો ઈતિહાસ ઉપર અનેરો પ્રકાશ પડશે.

---

## પ્રકરણ ૫મું.

## અનેક તીર્થો અને શહેરોમાં સુરતે ભરાવેલાં શ્રીજિનબિંબો.

### નામાવલી.

શ્રીગીરનાર તીર્થમાં સંપ્રતિ રાજાની ટુંકમાં રંગમંડપમાં શ્રીવિમલનાથજીની મૂર્તિ ૪૮ ઇંચની છે. જેમાં નીચે પ્રમાણે લેખ છે.

સંવત ૧૬૦૯ મહા શુદ ૨ શુક્રે સુરતવાસી શ્રી શ્રીમાલી જ્ઞાતિય શ્રી ભાઈ ખેતાભાઇ જ્ઞાજ્ઞણ કુટુંબ યુતેન શ્રીવિમલ-નાથ બિંબં કારિતં પ્રતિષ્ઠિતં બૃહતપાગચ્છે શ્રીરત્નસિંહસૂરિભિઃ

( શ્રી ગીરનાથ તીર્થનો ઇતિહાસ પા. ૫૩ )

(જેસલમેર શ્રી ચંદ્રપ્રભુ સ્વામિમંદિર)

લેખ નં. ૨૩૫૩.

સંવત ૧૫૩૪ વર્ષે વૈ. વ. ૧૦ સુરતવાસિ પ્રાગ્વાટ વ્ય. ધર્માત્મા રાજીસૂત વણવીર ભણછરી નામના સુત મહાકેન કુટુંબયુતેન શ્રી સુમતિબિંબ કાઃ પ્રઃત થા લક્ષ્મી સાગરસૂરિભિઃ

## ચાણસ્મા

સંવત ૧૬૪૭ વર્ષે શાકે ૧૫૧૨ પ્રવર્તમાને ફાલ્ગુન માસે શુકલપક્ષે સપ્તમા તિથૌસૂર્યવાસરે શ્રી શ્રીમાલજ્ઞાતિય વીશાશ્રીખા ગૃહે ભાર્યા કપુરા સુત વિંસરે શ્રી સોમાકેન શ્રેયાર્થે શ્રી આદિનાથ બિંબકારિત.

## ડભોઇ

### (શ્રી શામળા પાર્શ્વનાથ મંદિર)

સંવત ૧૬૭૩ વર્ષે પોષ વદ ૬ શુક્ર તપાગચ્છાધિરાજ શ્રી હિરવિજયસુરિ પાદુકે સુરતી બંદીર વાસ્તવ્ય ઓશવાલ જ્ઞાતિય શાવસ્તા ભાર્યા શ્રી બાઇ સુરત દેવકરણ ભગિનિ સાસકરણ ભર્યા—

## પ્રકરણ ૬ ઠું.

### કાલના ભોગ થએલા જિન ચૈત્યો.

મીરઝા સામેની મસજીદની કબર પત્થરની સને ૧૫૪૦માં ખુદાવંદ ખાન જેણે સુરતનો કિલ્લો બાંધ્યો હતો તેણે બંધાવી હતી અને અંદર મસજીદ—શાહપોરના શ્રાવકોને લુંટી જઈને તે સરસામાનથી બાંધેલી છે.

રાંદેરમાં પણ મસજીદ જૈન મંદિરોને લુંટીને બાંધવામાં આવી હતી.

### આગના ભોગ થયેલા જિન ચૈત્યો.

સુરતમાં અનેક રેલો અને આગોની આફત આવી હતી. જેમાં બે જિન ચૈત્યોનો નાશ થયો હતો. ખપાટીઆ ચકલામાં જે ઉપાશ્રય આવેલો છે જેના સાથે પાર્શ્વનાથનું મંદિર હતું જેનો નાશ થયો છે. ગોપીપુરાની નવી ધર્મશાલા (જે મોહનલાલજીના ઉપાશ્રય તરીકે ઓળખાય છે) તેની સાથે પણ મંદિર હતું, જેનો આગમાં નાશ થયેલો છે;

આગ લુંટ વગેરેના ભોગ અનેક મંદિરો થયા છતાં આજે અનેક મંદિરોથી શહેર સુશોભિત છે.

(વાંચો સુરત ચૈત્ય પરિપાટી)

## પ્રકરણ ૭ મું.

## સુરતમાં મુનિઓનાં ચાતુર્માસ

સંવત ૧૭૮૭ શ્રી લક્ષ્મીસાગરસૂરિએ ચોમાસું કીધું.

સંવત સતર સત્યાશીએ વરસે, સુરજપુર ચોમાસોરે
સંઘ સકલ સોભાગી ગુરૂની ભકિત કરે ઉલ્લાસે-૬
બહુ તપ જપ ઉપધાન વહે તેમ માલારોપણ ક્રિયારે
શ્રાવક લાભ લીએ બહુ ઈણીપરી ગુણ રયણે જે ભરીઆરે-૭

સંવત ૧૭૮૮ વિજયાદશમીએ પ્રમોદસાગર ઉપાધ્યાયને તેડાવી આચાર્ય પદવી આપી અને કલ્યાણસાગરસૂરિ નામ સ્થાપ્યું.

સંવત સત્તર અઠાસીએ વરસેરે,
વિજય દશમી દિવસે મનહરખેરે
પ્રમોદસાગર ઉવઝાયને રંગેરે,
તેડયાશ્રીજીએ અતિ ઉત્સંગેરે-૧૬
મોટો એ તપગચ્છનો તારરે,
તુમ્હને શું પુછું નિરધારરે
નિરવહજો તુમે નિરતિચારરે,
પાલજો નિર્મલ પંચાચારરે-૧૭
વાસ લઇ કર ઉંચો કીધોરે,
શ્રીજીએ આચારીજ પદ દીધરે,
શ્રીકલ્યાણસાગરસૂરિ થાપ્યું નામરે,
સિદ્ધાભાવે મનવાંછિતકામરે-૧૮

સંવત ૧૭૮૦માં ક્ષમાવિજયજી ગણીએ ચાતુર્માસ કીધું
સેઠી ધર્મ જિણંદ સુપાસ; થી સુરત મંડણ પા

શ્રી સંઘને અધિક ઉલ્લાસ સંવત એંસીએ રહ્યા ચોમાસ.

સંવત ૧૭૮૦માં જિયવિજયગણીએ સુરતમાં ચોમાસું કર્યું.

ભરૂચથી મુનિસુવ્રત નમી સુરતપેરે પ્રરનીવારે
સંઘસકલ સન્મુખ સદા ગાજતે વાજતે આવે રે. ૫
અતિ મોટે આડંબરે ઉપાસરે પધરાવેરે,
લવંગોરી કરે ગહુલી, મોતીડે વધાવે રે. ૬
ભેટે પાસ ધરમ સદા, કરે આગમ ગ્રંથ અભ્યાસો રે
સંઘ તણી અનુમતિ રહ્યાં, સંવત એંસીએ ચોમાસું રે ૭

સુરતમાં પાટણ શહેરના કચરા કીકા નામના સુશ્રાવક આવી વસ્યા હતા. તેમણે પોતાની લક્ષ્મીનો ઉપયોગ યાત્રાર્થે કરવાનો શ્રીદેવચંદ્રજીને પોતાનો ભાવ જણાવ્યો અને કોઇ સારા પંડિત પુરૂષને પોતાની સાથે આવવા વિનતિ કરી તેથી ગુરૂએ પુંજાકુમારને લઇ જવા કહ્યું. (ઉત્તમવિજયજી જે સંસારીપણામાં હતા.)

પાટણ શહેરના વાણીઆ, કચરા કીકા નામ;
આવી સુરતમાં રહ્યા, સુંદર જેહનું ધામ ૧
પુણ્ય પ્રાકૃત જોરો થયો, લહી ક્ષેમાતર યોગ;
મન ચિંતે સફલો કરૂં, લક્ષ્મીનો સંયોગ—૨

ત્યાં સંઘને વિશેશાવશ્યક વાંચી સંભળાવ્યું. પછી ગુરૂ શિષ્યે પ્રેમાપુર આવી ત્યાં ચોમાસું કર્યું. અહિંથી સુરત આવ્યા. અહિં શ્રી વિજયદયાસૂરિ બિરાજતા હતા. અહીં સુરત મંડણ શ્રી પાર્શ્વનાથ, શ્રી ધર્મનાથ, શ્રી સંભવનાથ

શ્રી શાંતિનાથ, શ્રી ઋષભદેવ, શ્રી મહાવીર પ્રભુ, શ્રી અજીતનાથ આદિને વંદના કરી, નંદીશ્વરદ્વીપનો મહોત્સવ કર્યો. બાદ ગુરૂનો આદેશ લઇ પાદરા ગયા.

કચરા કીકાના શ્રી સિદ્ધાચલજીના સંઘમાં ગયા. પાછા ફરતા ભટ્ટારકશ્રીએ ઉત્તમવિજયજીને સુરત મોકલવા વિનંતિ કરી. સુરત આવતાં સામૈયું થયું, એમણે પન્નવણા સૂત્ર વાંચ્યું. બીજું ચોમાસું પણ રહ્યા. ઉપધાન, સ્વામિવત્સલ્યાદિ થયાં. ઉત્તમ વિજયજીના સુરતમાં ઘણાં ચોમાસાં થયાં હતાં. તેઓ સંવત ૧૮૨૭માં કાલ ધર્મ પામ્યા હતા—

સંવત ૧૮૧૩–૧૪ માં શ્રી પદ્મવિજયજીએ સુરતમાં ચોમાસું કર્યું. તારાચંદ સંઘવીએ ઉપધાન વહેવરાવ્યા. સંવત ૧૮૪૯માં ફરી તેઓ સુરત પધાર્યા–પ્રેમચંદલવજી સંઘવીએ મોટું સામૈયું કર્યું. પન્નવણા સૂત્ર પુરૂં કરી મહાભાષ્યની તેઓએ વ્યાખ્યા કરી. ઉપધાન વહેવરાવ્યા. હૃદયરામ દીવાનનો ગોડીજીની યાત્રાર્થે સંઘ નીકળ્યો તેમાં પણ તેઓ શ્રી જોડાયા.

સંવત સત્તર સત્યાસીએ વરસે, સૂરજપુર ચોમાસોરે,
સંઘ સકલ સોભાગી ગુરૂની, ભક્તિ કરે ઉલ્લાસે ૬
બહુ તપ જપ ઉપધાન વહે તિમ, માલા રોપણ કિરીઆરે,
બહુ લાભ લીએ શ્રાવક ઇણિપરે, ગુણ રયણે જે ભરીઆ ૭
ભક્તિ કરે શ્રી ભગવાનજીની, ભાવ ભલેરો આણીરે,
ચરણ કમલ ગુરૂના નિત વંદે, ધન એ સુકૃત કમાણીરે ૮

સુરતિ સહિર, મનોહર બંદીર, શ્રાવક અતિ સુવિચારીરે,
શ્રીજીએ ચોમાસું રાખી, કીરતી સબલ વધારી ૯
બહુ ગુણવંતા ગુરૂ ગુણ રાગી, ધન જનનીના જાયારે,
એક મને સેવે સદ્ ગુરૂના, ચરણ કમલ સુખ દાયા ૧૦
સુખ સમાધિમાં રહી ચોમાસુ, લાભ ઘણો તિહાં લીધોરે

શ્રી લક્ષ્મી સાગરસૂરિ નિર્વાણ રાસ.

કર્તા:-લક્ષ્મી સાગરસૂરિના શિષ્ય સુમતિવિજયનાશિષ્ય રામ વિજય ઉપાધ્યયે રાજપરામાં રચ્યો.

ચોમાસાં સુરત તણા, સદ્ વચ લીન રે
ભક્તિ બહુ વિધ સાચવે, ગુણે કરી આધીનરે
શાંતિ નામે તિહાં રહે, હુંવારી ધનવંત અતિ ઉદારરે
પુત્ર નહિ તેણે કરી, ,, પૂછે ગુરૂને ધારરે
ગુરૂ પણ એમ કહે-સાંભલો ,, ચિંતામણી જે મંત્ર
ખટમાસ છે સાધના ,, તે અમ પાસે યંત્રરે
બાર હજાર જાપે કરે ,, વળી છત્રીશ હજારરે
પાંચ પ્રકાર ઉપર ચલે, ,, એહનો અતિ વિસ્તાર
ધૂપ દીપ બલ બાકુલે ,, આહુતિ ખટમાસ રે
ધરણ રાય પદ્માવતી ,, તેહની પુરે આશ
મોદીખાનું ભળાવીએ ,, જેમજેમ જોઇએ તેહરે
અમ આજ્ઞા છે આપજો ,, એહમાં નહિ સંદેહ.

(વધુ રાસાઓ—પ્રાચીન તીર્થમાલા સંગ્રહ, ઐતિહાસિક રાસ સંગ્રહ ભા. ૪, જૈન રાસ માલામાંથી જોવા.)

---

## પ્રકરણ ૮મું.

## સુરતના જૈન ઐતિહાસિક પ્રસંગો.

સંવત ૧૭૬૩ જિન સૌખ્યસૂરિ અશાઢ શુદિ ૧૧ સુરત બિંદરે વાસ્તવ્ય ચોપડા ગોત્રીય પારિખ શામદાસેન એકાદશ રૂપકવ્યયેન પદ મહોત્સવં કૃતં —આચાર્ય પદવી આપી.

" ૧૮૫૧ શ્રીજિનચંદ્રસુરિ જેઠ શુદિ ૩નો દિવસે સ્વર્ગે ગયા.

" " જેઠ શુદિ ૧૫ શ્રી જિનહર્ષસૂરિ. શ્રી સુરત બિંદરે શ્રી સંઘકૃતોત્સવેન સૂરિપદં શ્રીજિનહર્ષસુરિભિ નામ વિહિતં તદા તસ્મિન નગરે શ્રી સંઘ ચૈત્યં પ્રતિષ્ઠા કરાયિતા.

" ૧૯૭૬ શ્રી રત્નસાગરજીનું ચોમાસું હતું. તેઓશ્રીના નેતૃત્વ નીચે નેમુભાઈની વાડીમાં સમવસરણની રચના થઈ. પાછલથી નાણાવટમાં આરસનું સમવસરણ થયું.

" ૧૯૪૫ શેઠ ધરમચંદ ઉદયચંદ તરફથી શ્રી સિદ્ધાચળજીનો છ "રી" પાળતો સંઘ તથા શ્રી કેસરીઆજીનો પગ રસ્તે સંઘ શ્રી મોહનલાલજી મહારાજ સાથે નીકળ્યો. સ્ત્રીપુરૂષ મળી સંખ્યા ૧૪૪૦ લગભગ. સાધુસાધ્વી ૧૫૦.

સંવત ૧૯૪૬ શ્રીઆત્મારામજી મહારાજનું આગમન. (શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી)

„ ૧૯૫૦ જૈન ભોજનશાલાની સ્થાપના.

„ ૧૯૫૧ જશકોરની ધર્મશાલા તથા દેરાસરજી, મોતી સુખીઆની ધર્મશાલા તથા દેરાસરજી, ગોડીજીના દેરાસરજી તથા ભણુશાલીની ધર્મશાલા.

„ ૧૯૫૬ શ્રીસૂર્યમંડન પાર્શ્વનાથ પ્રભુની ફરી પ્રતિષ્ઠા મોહનલાલજી મહારાજે કરાવી. જીવણચંદ ધરમચંદ તથા બાલુભાઈ સૂલચંદ—આ શ્રાદ્ધવર્યોએ ભગવાન પધરાવ્યા.

„ કતારગામના દેરાસરનો ફરી જિર્ણોદ્ધાર થયો. શ્રીમોહનલાલજી મહારાજના નેતૃત્વ નીચે રૂપચંદ લલ્લુભાઈએ મૂલનાયકને બેસાડયા.

સંવત ૧૯૫૭ આચાર્ય શ્રીવિજયસિદ્ધિસૂરીશ્વરજીને પંન્યાસ પદસમર્પણ. તે પ્રસંગે શેઠ નગીનચંદ ઝવેરચંદ તરફથી એક લાખનો સદ્વ્યય. અપૂર્વ મહોત્સવ.

૧૯૬૧ આચાર્ય શ્રીવિજયનીતિસૂરીશ્વરજીને પંન્યાસપદાર્પણ. ઝવેરચંદની આગેવાની. પંચતીર્થની રચના. અપૂર્વ મહોત્સવ.

૧૯૬૨ શ્રી મોહનલાલજી જ્ઞાનભંડાર શા. નગીનચંદ કપુરચંદે બંધાવ્યો. મોહનલાલજી પાઠશાલાની સ્થાપના.

" ૧૯૬૬ આચાર્યમહારાજશ્રી આનંદસાગરસૂરીજીના નેતૃત્વ નીચે શહેરયાત્રા. (પ્રથમ આગમન)

" ૧૯૬૪ આચાર્યમહારાજશ્રી આનંદસાગરસૂરીજીના નેતૃત્વ નીચે શ્રીઅંતરીક્ષજીનો સંઘ શેઠ અભેચંદ સરૂપચંદે કાઢયો.

" ૧૯૭૪ વૈશાખ શુદિ ૧૦ આચાર્ય મહારાજ શ્રીઆનંદસાગરસૂરીશ્વરજીને આચાર્યપદનું સમર્પણ, પાંત્રીસ હજારનો સદ્વ્યય. આચાર્યપદ પદાન કરનાર આચાર્યમહારાજ શ્રીમદ્‌વિજય કમલસૂરીશ્વરજી (મુલચંદમહારાજના સમુદાયના) હતા. મેરૂપર્વતાદિ તીર્થ રચના, ઉજમણું, વગેરે ઉત્સવો થયા હતા.
લાલન, શિવજી વગેરેના ધર્મદ્રોહના ઝઘડાની પતાવટ.

" ૧૯૭૫ શ્રીજૈનઆનંદ પુસ્તકાલયની સ્થાપના.
આચાર્યપદની યાદગીરીમાં છઠ્ઠી અને સાતમી આગમવાચના.

" ૧૯૭૬ આચાર્ય શ્રીમદ્ સાગરાનંદસૂરીશ્વરજીના નેતૃત્વ નીચે શેઠ જીવણચંદ નવલચંદનો છ 'રી' પાળતો શ્રીસિદ્ધાચલજીનો સંઘ નીકળ્યો.

" ૧૯૮૧ આચાર્યમહારાજ શ્રીમદ્ વિજયકમલ સૂરીશ્વરજી,

શ્રીમદ્ વિજયદાનસૂરીશ્વરજી, શ્રીમદ્ વિજયલબ્ધિસુરીશ્વરજી વગેરેનાં ચાતુર્માસ: શ્રીવિજયકમલસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધારક ફંડ, જૈન સહાયક ફંડ એ બે ફંડની સ્થાપના.

,, ૧૯૮૬ આચાર્યમહારાજ શ્રીમદ્ સાગરાનંદસૂરીશ્વરજીની પધરામણી. દેશવિરતિ ધર્મારાધક સમાજ તથા યંગમેન્સ જૈન સોસાયટીનાં સંમેલનો, નવપદ આરાધન, શહેરયાત્રા વગેરે થયાં હતાં.



## પ્રકરણ ૯ મું.

## સુરતના દાનવીરોની નામાવલી અને સંવત ૧૯૫૦ પછીની સખાવતો.

(ઓગણીસમી સદીના જૈન કુટુંબો—નગરશેઠ, ભણશાલી, કલાશ્રીપત, ઉદેચંદ-ઈચ્છાચંદ, નેમાવાંદા, ડાહ્યાભાઈ વકીલ વગેરે લક્ષાધિપતિઓ તરીકે ઓળખતા હતા).

શેઠ મોતીશા અમીચંદ—શ્રીસિદ્ધાચલજી તીર્થ ઉપર અઢળક દ્રવ્યવ્યય તથા સાહસ કરી, પૂર્ણ ઉત્સાહથી ટુંક બંધાવનાર, મુંબઈમાં ભાયખલામાં દેહરાસર, કોટમાં દેહરાસર, અગાશીમાં દેહરાસર, લાલબાગ ઉપાશ્રય, ધર્મશાલા વિગેરે બંધાવનાર

શેઠ પ્રેમચંદ રાયચંદ—(જાહેર સખાવતોની શરૂઆત કરનાર). એમણે ગોપીપુરામાં મોટી ધર્મશાલા બંધાવી. ગોપીપુરામાં તેમજ હરિપુરામાં કન્યાશાલા કાઢી તે બન્ને ખાતાં તેમના પિતાના નામે (રાયચંદ દીપચંદ ધર્મશાલા-રાયચંદ દીપચંદ કન્યાશાલા) ઓળખાય છે. તેમજ જીવનમાં લાખની સખાવત કરનાર દાનવીર.

### સુરતના નગીનાઓ—

શેઠ નગીનચંદ ઝવેરચંદ—નગીનચંદ ઇન્સ્ટીટયુટના સ્થાપક

શેઠ નગીનચંદ કપુરચંદ—જીવદયા ફંડ, પાલીતાણામાં મકાન,

ધર્મશાલા, મોહનલાલજી જ્ઞાનભંડાર આ
તમામના ઉત્પાદક.

શેઠ નગીનચંદ સંછુભાઈ—શેઠ નગીનચંદ મંછુભાઇ જૈન સાહિત્યોદ્ધારક ફંડ, શેઠ નગીનચંદ સંછુભાઇ જૈન આરોગ્ય ભુવન લાઇન્સ આ બે ખાતાં એમના સ્મરણરૂપે છે.

શેઠ નગીનચંદ ઘેલાભાઇ— શેઠ નગીનભાઈ ઘેલાભાઇ જૈન હાઇસ્કુલના સંસ્થાપક.

શેઠ ધરમચંદ ઉદેચંદ સંઘવી—શેઠ ધરમચંદ ઉદેચંદ જૈન એજ્યુકેશન ફંડ, શેઠ ધરમચંદ ઉદેચંદ જિર્ણોદ્ધાર ફંડના ઉત્પાદક: તેઓએ શ્રીસિદ્ધાચલજીનો તથા શ્રી કેસરીઆજીનો એમ બે સંઘ કાઢયા. ભોયણી તીર્થમાં શ્રીમલ્લીનાથજી ભગવાનને હીરાનો મુગટ પહેરાવ્યો—સમર્પ્યો.

શેઠ દેવચંદ લાલભાઇ—શેઠ દેવચંદ લલાભાઈ જૈન પુસ્તકોદ્ધારક ફંડ, દેવચંદ લાલભાઇ જૈન ધર્મશાલા. આ બે ખાતાં તેમની યાદગીરી છે.

શેઠ ઘેલાભાઈ લાલભાઇ—શેઠ ઘેલાભાઇ લાલભાઇ કેશરબરાસ ફંડના ઉત્પાદક.

શેઠ નેમચંદ મેલાપચંદ—એમની યાદગીરી.
શ્રી અનંતનાથજીનું મંદિર, વાડીનો ઉપાશ્રય, રત્નસાગરજી મીડલસ્કુલનું મકાન.

## શ્રી સિદ્ધચક્ર યંત્ર



શેઠ તલકચંદ માણિકચંદ માસ્તરના દેરાસરમાં છે.

શેઠ ખીમચંદ મેલાપચંદ—એમનું સ્મરણ–ઉપાશ્રય અને ધર્મશાલા.

શેઠ ફુલચંદ કલ્યાણચંદ—એમનાં સ્મરણો–લાઇન્સમાં દેરાસર, લાઇન્સમાં વાર્ષિક સાધર્મિક વાત્સલ્ય, શ્રીશાંતિનાથજીના દેરાસરમાં રત્નજડિત મુગટ રૂપીઆ પચીસ હજારનો, ઉપર મંદિરની સ્થાપના.

શેઠ ભુરીઆભાઇ જીવણચંદ—એમણે પોતાના પિતાજીના સ્મર્ણાર્થે જીવનનિવાસ ધર્મશાલા બંધાવી છે તથા માતુશ્રીના સ્મર્ણાર્થે પાનસરમાં ટાવર બંધાવ્યું છે.

શેઠ તલકચંદ માણેકચંદ—સ્મરણો–જૈનમંદિર પાલીતાણા, લાયબ્રેરી, વિદ્યાર્થીઓને આર્થિક સહાય, અતિથિ સત્કાર.

શેઠ મગનલાલ ધનજીભાઇ—સગરામપુરામાં દવાખાનું ઉઘાડનાર.

શેઠ નેમચંદ નાથાભાઈ—સ્મરણો–દેરાસર, ધર્મશાલા(સ્ટેશન) અને પોણાલાખની પરચુરણ સખાવત.

શેઠ મલુકચંદ—એમણે નવાપુરામાં ઉપાશ્રય બંધાવ્યો છે.

શેઠ બાલુભાઈ અમરચંદ—સ્મરણો વડેચૌટે જ્ઞાનભંડાર તથા પાઠશાલા.

શા. બા. શેઠ હીરાચંદ મોતીચંદ—જયકોરજ્ઞાન ઉદ્યોગ-
શાલાના સ્થાપક.

શેઠ ભુરાભાઈ નવલચંદ—નવલચંદ હેમચંદ દવાખાનાના સ્થાપક

શેઠ ભાઈદાસ નેમી—શ્રી શીતલનાથજીનું મંદિર બંધાવનાર,
તથા શીતલવાડીના સમર્પક.

ડાહી ડોશી—શ્રીશાંતિનાથજીનું મંદિર બંધાવનાર.

લક્ષ્મી ડોશી—શ્રીમનમોહનપાર્શ્વનાથજીનું મંદિર બંધાવનાર

શેઠ ઝવેરચંદ પ્રતાપચંદ સંઘવી—શેઠ પ્રતાપચંદે શ્રીસિદ્ધા-
ચલજીનો સંઘ વહાણમાં કહાડયો તથા શેઠ
ઝવેરચંદે મુંબાઇ-વાલકેશ્વરમાં શ્રીજિનમંદિર
બંધાવ્યું.

શેઠ ગુલાબચંદ રાયચંદ—સ્કોલરશીપ ફંડ અને સહાયક-
ફંડના સ્થાપક.

શેઠ અમીચંદ ખુશાલચંદ—સહાયકફંડ એમના સ્મર્ણાર્થે
ઉઘાડવામાં આવ્યું.

શેઠ નગીનચંદ ફુલચંદ ઉસ્તાદ—એમણે મુંબાઈમાં મહા-
વીર સ્વામીનું દેરાસર બંધાવ્યું છે.

શેઠ અમેચંદ સરૂપચંદ સંઘવી—શ્રીઅંતરીક્ષજી તીર્થનો
છ 'રી' પાળતો સંઘ કાઢનાર સંવત ૧૯૬૪

શેઠ ઉત્તમચંદ માનચંદ—એમણે સાગરગચ્છનો ઉપાશ્રય
ફરીથી બંધાવ્યો.



ગોડી પાર્શ્વનાથજીનું દેરાસર સુરતના આગલા નવાબ સાહેબના વખતના જાણીતા ડાહ્યાભાઈ લાલભાઈ ભાઈશાજીવાળા તરફથી બંધાવવામાં આવેલું છે. આ દેરાસરમાં જેમ પાટણના પંચાસરા પાર્શ્વનાથના દેરામાં વનરાજ ચાવડાની મૂર્તિ છે. તેમ તેના બંધાવનાર ડાહ્યાભાઈ સાહેબની મનુષ્ય આકારની આબેહુબ મૂર્તિ છે.

શેઠ નવલબેન વખારવાલા—શ્રીજૈનતત્વબોધ પાઠશાલા માટે મકાન અર્પનાર સંવત ૧૯૮૭.

શેઠ રૂપચંદ લલ્લુભાઈ—ધર્મશાલા; સ્ત્રીઓ માટે ઉપાશ્રય તથા કતારગામમાં વાર્ષિક સાધર્મિક વાત્સલ્ય કરનાર.

શેઠ કલા શ્રીપત—શ્રીઅષ્ટાપદજીનું મંદિર બંધાવનાર.

શેઠ જગાભાઈ વીરચંદ—શ્રીશાંતિનાથજીનું મંદિર બંધાવનાર.

શેઠ હીરાચંદ મંગલદાસજી—શ્રીપાર્શ્વનાથજીનું મંદિર બંધાવનાર.

શેઠ મંછુભાઈ તલકચંદ—એમના સુપુત્રોએ એમના નામથી શ્રીસંભવનાથજીનું મંદિર બંધાવ્યું છે.

શેઠ જમનાદાસ લાલભાઈ—વડા ચૌટામાંશ્રી કલ્યાણ પાર્શ્વનાથજીનું મંદિર બંધાવનાર.

શેઠ માણેકચંદ મેલાપચંદ દીવાન.—શ્રી વડા ચૌટામાં શ્રી ગોડીજી પાર્શ્વનાથજીનું મંદિર બંધાવનાર.

શેઠ તલકચંદ મોતીચંદ કચરા—ધર્મશાલા, સમવસરણ વાડી બંધાવનાર.

શેઠ ખીમચંદ કચરા—શ્રી સિદ્ધાચલજીમાં વીશહજારની કિંમતનો હાર કરાવનાર.

શેઠ હીરાચંદ રતનચંદ સુખડીઆ—શ્રી મહાવીર સ્વામીજીનાં મંદિરનો વીશ હજારના ખર્ચે જિર્ણોદ્ધાર કરાવનાર

શેઠ કલાણચંદ ઘેલાભાઇ—એમના સ્મણાર્થે પાલીતાણામાં કલ્યાણ ભુવનની સ્થાપના થઇ છે. એમના પુત્રોએ કાવી ગંધારનો સંઘ કાઢયો છે અને શ્રી ચંદ્ર પ્રભુજીના દેરાસરનો જિર્ણોદ્ધાર કર્યો છે.

શેઠ કલાણચંદ નવલચંદ—કલાણચંદ નવલચંદ જૈન પ્રાઇઝ ફંડના સ્થાપક.

શેઠ તારાચંદ સંઘવી—શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીનું મંદિર બંધાવનાર.

શેઠ મોતીચંદ ઝવેરચંદ—પાલીતાણામાં ધર્મશાલા તથા (મોતીકોર) (સુખીઆ) દેરાસર બંધાવનાર.

શેઠ કસ્તુરચંદ પ્રતાપચંદ—પાલીતાણામાં ધર્મશાલા તથા દેરાસર બંધાવનાર.

શેઠ જીવણચંદ નવલચંદ સંઘવી—શ્રીસિદ્ધક્ષેત્રનો છ "રી" પાળતો સંઘ કહાડનાર.

શેઠ નગીનભાઈ કલાણચંદ—મુંબાઇ–અગાશીમાં ધર્મશાલા બંધાવનાર.

શેઠ માણેકચંદ સુલચંદ—મુંબાઇ–અગાશીમાં સેનીટેરીઅમ બંધાવનાર.

શેઠ મંછુભાઈ જીવણચંદ—મુંબાઇ–મલાડમાં સેનીટરીઅમ બંધાવનાર.

શેઠ લાલચંદ તલકચંદ—મુંબાઈ-લાલબાગ ધર્મશાલા બંધાવનાર.

શેઠ પાનાચંદ ભગુભાઇ—શીતલવાડી ઉપાશ્રય, તેમાં જિનદત્તસૂરિ જ્ઞાનભંડાર બંધાવનાર.

શેઠ મંછુભાઇ દીપચંદ—જૈન ધર્મશાલા બંધાવનાર અને સહાયક ફંડના સ્થાપક.

શેઠ છગનલાલ ગીરધરલાલ—છાપરીઆ શેરીમાં ધર્મશાલા બંધાવનાર.

લાલી—ગોપીપુરામાં દેરાસર બંધાવનાર.

શેઠ ધનલાલ રૂપાલાલ—૧૮૫૦ દેશાઈપોલમાં શ્રીસુવિધિનાથજીનું દેરાસર બંધાવનાર

બાઇ નેમીકુંવર—ગોલશેરીમાં શ્રીચંદ્રપ્રભુજીનું દેરાસર બંધાવનાર.

શેઠ બાલુભાઈક લાભુચંદ—મુંબઇમાં શ્રીગોડીપાર્શ્વનાથજીમાં પર્યૂષણાપર્વમાં પારણાં એમના તરફથી થાય છે.

શેઠ મગનભાઈ પ્રતાપચંદ—ગોપીપુરામાં લાયબ્રેરી અને સાહિત્ય ફંડ ઉઘાડનાર

શેઠ ઝવેરચંદ રાયચંદ ખંગડીવાલા—પોરવાડ જ્ઞાતિ માટે સહાયક ફંડ ઉઘાડનાર

શેઠ અભેચંદ કસ્તુરચંદ—એમણે પોતાની પુત્રી ધનગૌરીના નામે મુંગાંપ્રાણી પ્રત્યે જુલમ વગેરે અટકાવનારી મંડળી સ્થાપી છે.

શેઠ ઘેલાભાઈ રતનચંદ—સોપાવર (માલવા)માં ધર્મશાલા
બંધાવી છે.

શેઠ ભાઇચંદ કલ્યાણચંદ—સેનીટેરીઅમ માટે ફંડના ઉત્પાદક

શેઠ બાપુભાઇ સરૂપચંદ—કેળવણી ફંડના સ્થાપક

શેઠ સૌભાગ્યચંદ દીપચંદ—શ્રીમાલી જ્ઞાતિ માટે કેળવણી
ફંડના સ્થાપક તેમના સ્મરણાર્થે એક લાખનો
સદ્વ્યય.

## શ્રી સિદ્ધાચલજીમાં સુરતના પુણ્ય સંસ્મરણો

### શહેર પાલીતાણા

**શ્રી ગોડીજી પાર્શ્વનાથનું દેહેરૂં**—આ દહેરાસર સંવત ૧૮૫૦માં સુરત નિવાસી ભણુશાલી હીરાચંદ ધર્મ-ચંદના સુપત્ની હેમકુંવર શેઠાણીએ પોતાના રહેવાના મકાનમાં ઘર દહેરાસર બંધાવ્યું હતું; પણ પાછલથી તેમણે શ્રી સંઘને સોંપ્યું- પાલીતાણાના શ્રીસંઘે નવું બંધાવી સંવત ૧૯૯૦ના જેઠ શુદિ ૧૨ના દિવસે આચાર્ય મહારાજ શ્રીવિજયલબ્ધિસૂરીશ્વરજીના હાથે પ્રતિષ્ઠા કરાવી.

**શ્રીઆદીશ્વરનું યાને મોતી સુખીઆનું દહેરાસર** તથા ધર્મશાલા સંવત ૧૯૪૮માં ચતુર્વિધ સંઘને ઉતરવાને એક ધર્મશાલા બંધાવાઈ છે જેમાં એક શિખર બંધ દેરા-સર છે. કુલ પ્રતિમા ૧૪ છે. ધર્મશાલામાં કુવો છે.

શ્રી પાર્શ્વનાથજીનું યાને જશકુવરનું દહેરૂં. સુરત નિવાસી જશકુવરે સંવત ૧૯૪૯માં ધર્મશાલા બંધાવી તેના કંપાઉન્ડમાં શિખરબંધ દેહરાસર કરાવી પ્રતિષ્ઠા કરાવી છે. કુલ પ્રતિમાજી ૧૨ છે. ધર્મશાલામાં પાણીનો કુવો છે.

## ધર્મશાલાઓ

શેઠ મોતીશાની ધર્મશાલા—શેઠ મોતીચંદ અમીચંદ તરફથી બાંધવામાં આવી.

મોતી સુખીઆની ધર્મશાલા—મોતીચંદ ઝવેરચંદ સુખીઆની વિધવા બાઈ મોતીએ બંધાવી.

કલ્યાણ ભુવન—શા. પ્રેમચંદ કલ્યાણચંદે બંધાવેલ છે.

**સાત ઓરડાની અંદર સામે હાથાભાઇના ઓરડા**

રાણીવાવ-સુરત નિવાસી ભુખણદાસ શેઠે યાત્રીઓ અને જનાવરો માટે બંધાવી છે.

ચોતરા-સતીવાવની સામે બે ચોતરા મોતીશા શેઠે બંધાવ્યા છે.

પરબો-સતીવાવના ઓટલા ઉપર મોતીશા શેઠની પરબ છે. તલેટીના ભાથાના ચોતરા સામે હીરાબાઇના કુંડ આગળ શેઠ તલકચંદની પરબ છે.

કુંડો-ઇચ્છાકુંડ સંવત ૧૯૮૧માં સુરતવાલા શેઠ ઇચ્છાચંદે બંધાવેલો છે.

ભુખણદાસનો કુંડ-શેઠ ભુખણદાસે બંધાવ્યો છે જેમણે રાણીવાવ પણ બંધાવી છે.

શાસપોલનું દહેરૂં—એ દેરાસર ત્રણ શિખરનું શેઠ દેવચંદ કલ્યાણચંદ સુરતવાલાએ બંધાવેલ છે.

શ્રીમહાવીર સ્વામીજીનું દહેરૂં—આ દેરાસર શ્રી શાંતિનાથજીના દહેરા સામે ઉંચા પરશાલ ઉપર મહાવીરજીના સમવસરણ મંગળગઢનું સંવત ૧૭૮૯માં સુરતવાલા સોમચંદ કલ્યાણચંદનું બંધાવેલું છે.

શ્રીસંભવનાથનું દહેરૂં—સુરતવાલા કેશરીચંદ વોહરાનું બંધાવેલું છે.

નવા આદિશ્વરનું દહેરૂં—આ દહેરૂં મંત્રીશ્વર વસ્તુપાળ તેજપાળનું બંધાવેલું છે. અને તેમાં સુરતવાલા તારાચંદ સંઘવીએ ગયા સૈકામાં પ્રભુની પ્રતિષ્ઠા કરાવી છે. નાસિકા ખંડનના કારણે નવીન પ્રતિમા લાવવામાં આવેલા હતા અને અત્રે પ્રતિષ્ઠાપન કરવામાં આવ્યા છે

શેઠ મોતીશાની ટુંક—મોતીશા શેઠે કુંતાસરનો ખાડો પુરાવી, તળીઉં સરખું કરી દઇ સંવત ૧૮૯૨માં આ ટુંક બંધાવી. સંવત ૧૮૯૩માં શેઠ ખીમચંદે સંઘ કાઢી માહા વદી ૫ ના દિવસે શ્રી ઋષભદેવજીની પ્રતિષ્ઠા કરી. પુંડરીક સ્વામી દેરાસર પણ આ શેઠેજ બંધાવેલ છે.

ચૌમુખજીનું દહેરૂં-મોતીશાની ટુંકમાં તેમના મામા
પ્રતાપમલ જોઈતાએ બંધાવેલ છે.

પાર્શ્વનાથનું દહેરૂં-સુરતવાલા શેઠ ખુશાલચંદ તારાચંદે
બંધાવેલ છે. પ્રેમચંદ મોદીની ટુંકમાં—

શ્રીસહસ્રફણા પાર્શ્વનાથનું દહેરૂં-સુરતવાલા રતનચંદ
ઝવેરચંદ ધુસે બંધાવેલ છે. સંવત ૧૮૯૦

શ્રીસહસ્રફણા પાર્શ્વનાથનું દહેરૂં-૨. સુરતવાલા ઝવેરી
પ્રેમચંદ ધુસે બધાવેલ છે. સંવત. ૧૮૯૦

શ્રીસહસ્રકુટનું દહેરૂં-પાંડવોના દહેરા પાછલ છે. આ દહેરૂં
સંવત. ૧૮૯૦માં સુરતવાલા ખુબચંદ મયા-
ભાઈ લાલચંદે બંધાવ્યું છે.

શ્રી સત્રુંજય પર સુરતવાલાએ શ્રી આદિનાથજી ભગવાનની પાદુકાજી સ્થાપન કરી. વીર સંવત. ૨૨૯૨ વિ. સં. ૧૭૯૨.

# પ્રકરણ ૧૦ મું.

## જૈન ઐતિહાસિક વર્ણનો.

### (૧) શ્રીમાલી જ્ઞાતિની સેવાઓ.

કચરા કુટુંબ પાટણથી આવેલ છે. તેઓ તરફથી નાણાવટમાં સમવસરનું દેરાંસર, ધર્મશાલા તથા વાડી શેઠ તલકચંદ મોતીચંદે બંધાવેલ છે. શ્રી રત્નસાગરજી મહારાજના સમયમાં વાડીના ઉપાશ્રયમાં સમવસરણની સફલ રચના કરવામાં આવેલી. તે ત્યાં પધરાવ્યું. ત્રણ થોયવાલા રાજેન્દ્ર સૂરિની પ્રેરણાથી એ સમવસરણ લાકડામાંથી ફેરવી આરસનું કરાવ્યું અને તેની પ્રતિષ્ઠા મુનિ શ્રી મોહનલાલજી મહારાજે સંવત. ૧૯૬૧માં કરાવી છે. એજ કુટુંબના ખીમચંદ મોતીચંદે શ્રી સિદ્ધાચલજીમાં વીસ હજારની કિંમતનો મુલનાયકજીનો હીરાનો હાર કરાવ્યો હતો જેનું ઝવેરાત પાછલથી હાલના મુગટમાં વાપરવામાં આવ્યું છે જેથી એ કુટુંબને વગર નકરે મુગટ પહેરાવવાની છુટ પેઢી તરફથી આપવામાં આવી છે. વલી એજ કુટુંબની બાઇ લક્ષ્મી તે મોહનલાલ માણેકચંદની વિધવાએ લગભગ પચાસ હજારની પરચુરણ સખાવતો કરી છે. મુલચંદ ગુલાબચંદે શ્રીસિદ્ધાચલજીનો સંઘ વહાણમાં કહાડયો હતો. અને સુરતની પાંજરાપોલમાં, નિભાવ માટે દશ હજારની લોન આપી હતી. સૌભાગ્યચંદ દીપચંદની વિધવા બાઇ



શેઠ માણેકચંદ ઝવેરચંદના ઘર દેરાસરનું દૃશ્ય

સરસ્વતીએ પોતાના ધણીના સ્મરણાર્થે લગભગ એક લાખ રૂપીઆનો ખર્ચ કર્યો છે જેમાં મુખ્યત્વે જ્ઞાતિ માટે કેળવણી ફંડ કરવામાં આવેલ છે.

તારાચંદ સંઘવી જેમણે શ્રીધર્મનાથજીની પાછલનું શ્રીશંખેશ્વર પાર્શ્વનાથજીનું દેહરાસર બંધાવ્યું તે તેમણે શ્રીસિદ્ધાચલજીનો સંઘ કહાડેલો છેઃ ત્યાંનો ઉધ્ધાર (વિજળી પડ્યા પછીનો) થવાનો હતો. તે નવી આદિનાથજીની પ્રતિમા લાવ્યા હતા. એ પ્રતિમાજી આ તારાચંદ સંઘવીએ ભરાવેલી છે.

## (૨) માણેકચંદ રૂપચંદ ભણશાલી પેઢીનું નામ.

### તેમના પુત્રો



## (૩.) સુરતમાં પદવીપ્રદાન પ્રસંગો—

| | | |
|---|---|---|
| આચાર્ય | શ્રી આનંદસાગરસૂરિજીને | આચાર્યપદ |
| ,, | શ્રી નીતિસૂરિજીને | પંન્યાસપદ |
| ,, | શ્રી સિદ્ધિસૂરિજીને | ,, |
| ,, | શ્રી હરખમુનિજીને | ગણીપદ |
| ,, | શ્રી કુમુદસૂરિજીને | ,, |
| ,, | શ્રી પદ્મસૂરિજીને | ,, |
| ,, | શ્રી માણિક્યસૂરિજીને | ,, |

## (૪.) શ્રી શીતલનાથજીના દેરાસરનો ઇતિહાસ.

સુરત બિંદર સમાગતા સ્તત્ર સં. ૧૮૨૭ વૈશાખ શુદિ દ્વાદશ્યાંમ્આદિ ગોત્રીય શાહ નેમિદાસાંગજ ભાઈદાસ કારિતઃ ત્રિભુમપ્રાસાદ મંડનં. શ્રી શીતલનાથ, સહસફેણપાર્શ્વ, શ્રી ગોડીપાર્શ્વ દ્વેકાશીત્યધિકં શતબિંબ પ્રતિષ્ઠા કૃતવંતસ્તથા સં. ૧૮૨૮ વૈશાખ શુદિ દ્વાદશ્યાં તત્રૈવ દેવગૃહે શ્રી મહાવીરઆદિ દ્વાંશીતિ બિંબ પ્રતિષ્ઠાં કુર્વતિસ્ય તદાદેવ ગૃહ બિંબ નિર્માપણ પ્રતિષ્ઠા દ્રવ્ય વિધાપન સંઘ, ભકિત કરણાદૌ ષાટ ત્રિંશત સહસ્રરૂપકર્માણી વ્યયભુતાની. જિનહર્ષસૂરિ. આ. ૧૮૫૬ (ખરતરગચ્છીય)

કર્તા:—ક્ષમાકલ્યાણ. રચ્યાનો સંવત. (વ્યતેમદશાનુસિદ્ધિ) ફાગણ માસ.

## (૫) સામુદાયિક સંસ્થાઓ

### કેળવણી વિભાગ

(૧) શ્રી રત્નસાગરજી જૈન વિદ્યાશાલા
શ્રી રત્નસાગરજી જૈન બોર્ડિંગ હાઉસ } ગોપીપુરા.

(૨) શ્રી જૈન વિદ્યાર્થી આશ્રમ

(૩) શ્રી જૈન વિદ્યાશાલા

(૪) શ્રી મોહનલાલજી જૈન પાઠશાલા

(૫) છાપરીઆ શેરી જૈન પાઠશાલા

(૬) શ્રી સિદ્ધિ વિજય જૈન પાઠશાલા

(૭) શ્રી નવાપુરા જૈન પાઠશાલા.

### સ્ત્રી કેલવણી વિભાગ

(૧) શ્રી જૈન વનિતા વિશ્રામ

(૨) શ્રી જૈન તત્વ બોધ પાઠશાલા

### સાહિત્ય વિભાગ

(૧) શ્રીવિજયકમલસૂરીશ્વરજી પ્રાચીન પુસ્તકોદ્ધારક ફંડ

(૨) શ્રી આગમોદય સમિતિ

(૩) શ્રી જૈન સાહિત્ય ફંડ

### વાંચનાલયો

(૧) શ્રી જૈન આનંદ પુસ્તકાલય

(૨) શ્રી જિનદત્તસૂરી જ્ઞાન ભંડાર

(૩) શ્રી મોહનલાલજી જૈન જ્ઞાન ભંડાર

(૪) શ્રી હુકમમુનીજ્ઞાન ભંડાર

(૫) શ્રી દેવસુર ગચ્છ ભંડાર
(૬) શ્રી સીમંધર સ્વામી જ્ઞાન ભંડાર
(૭) શ્રી આનસુર ગચ્છ ભંડાર
(૮) શ્રી વડા ચૌટા જ્ઞાન ભંડાર
(૯) નેમચંદ મેળાપચંદ ઉપાશ્રય ભંડાર
(૧૦) શ્રી ચિંતામણુજી જ્ઞાન ભંડાર

## શ્રી જૈન ચૈત્યો

શ્રી મહાવીરસ્વામીજી, શ્રી કુંથુનાથજી, શ્રી સંભવનાથજી, શ્રી શાંતિનાથજી, શ્રી ધર્મનાથજી, શ્રી આદીશ્વરજી, શ્રી આદીશ્વરજી, ઉમરવાડી, શ્રી મનમોહન પાર્શ્વનાથજી, શ્રી ચંદ્રપ્રભુજી, શ્રી અજિતનાથજી, શ્રી નેમિનાથજી, શ્રી શ્રી આદીશ્વરજી, શ્રી અજિતનાથજી, શ્રી ચિંતામણી પાર્શ્વનાથજી, શ્રી ચંદ્રપ્રભુજી, શ્રી વિમલનાથજી, શ્રી સુવિધિનાથજી, શ્રી ચંદ્રપ્રભુજી, શ્રી વાસુપૂજ્યસ્વામીજી, શ્રી શાંતિનાથજી, શ્રી શીતળનાથજી, શ્રી સુપાર્શ્વનાથજી, શ્રી આદીશ્વરજી, શ્રી ગોડીપાર્શ્વનાથજી, શ્રી આદીશ્વરજી કતારગામ શ્રી આદીશ્વરજી કતારગામ.

## જૈન ઉપાશ્રયો અને ધર્મશાળા

દેવસુરગચ્છનો ઉપાશ્રય.
અંચલગચ્છનો ઉપાશ્રય.
આનસુરગચ્છનો ઉપાશ્રય.

સંવેગી ઉપાશ્રય.
સાગરગચ્છનો ઉપાશ્રય.
વડાચૌટા મુનિજીનો ઉપાશ્રય.
બૈરાંનો ઉપાશ્રય.
સાધ્વીજીનો ઉપાશ્રય.

શ્રી પોશાલગચ્છનો ઉપાશ્રય, શાહપુર, મોટો ઉપાશ્રય, નવાંપુરા, લોઢી પોશાલગચ્છનો ઉપાશ્રય નવાપુરા, ઉપાશ્રય હરિપુરા, નાનો ઉપાશ્રય હરિપુરા, ઉપાશ્રય ગોલશેરી, દેવસુરગચ્છ ઉપાશ્રય, છાપરીઆશેરી, શ્રાવિકાનો ઉપાશ્રય છાપરીઆશેરી, સાધુઓનો ઉપાશ્રય છાપરીઆ શેરી, સંવેગીનો ઉપાશ્રય-સગરામપુરા, બૈરાંઓનો ઉપાશ્રય-સગરામપુરા.

સાધર્મિક વાત્સલ્ય.

શ્રી જૈન ભોજનશાલા. શ્રી જૈન સહાયક ફંડ.

જાહેર જન સેવા-

પાંજરાપોલ, જીવદયા ફંડ, મુંગાંપ્રાણી ઉપર ગુજરાતુ ઘાતકીપણું અટકાવનાર ધન્યગૌરી ફંડ વગેરે.

વિસ્તારવાથી વર્ણન જાણવાની ઇચ્છાવાલાએ **સુરતની જૈનડીરેક્ટરી** તથા **સુરત ચૈત્ય પરિપાટી** આ બે ગ્રંથો વાંચવા.

**(૬) સુરત હીરવિહાર અને ગુરૂપાદુકા મૂર્તિ ગુરૂમંદિર વગેરે.**

હીરવિહાર-સુરતમાં સયદપુરામાં શ્રીચંદ્રપ્રભુ સ્વામીના

દેરાસરમાં બહારના મકાનની નીચે બાંધેલી દેરી છે જેમાં જગદ્‌ગુરૂ શ્રીમદ્ હીરવિજયસૂરિજીની પાદુકા છે.

(વધુ માટે જુઓ હીરવિહારરાસાઓ)

## હીરવિહાર સ્તવ.

સૂરતિ નયર સોહામણું એ, જિહાં સંઘ છઈ સુવિચારતો,
જિનગુરૂ આણ શિર ધરઈએ, સમકિત રયણ ભંડાર તો,–૧૦
શિલઈ થુલભદ્ર જાણીઈએ, બુદ્ધિઈ અભયકુમાર તો
લબ્ધિઇ ગૌતમ અવતર્યો એ, રૂપઈ નાગકુમાર તો–૧૧
વાંચક નેમિસાગર વરૂએ, તેહતણઈ ઉપદેશ તો
હીરવિહાર મંડાવીઉએ, સંઘમનિ હર્ષ વિશેષ તો–૧૨

(જૈન સત્ય પ્રકાશ વર્ષ ૨ અં. ૧ પા. ૧૩)

શ્રીઆત્મારામની મૂર્તિ–વડેચૌટે શ્રીગોડીજી પાર્શ્વનાથજીના મંદિરમાં છે.

દાદા સાહેબનું મંદિર–હરિપુરા–સ્વતંત્ર જિનદત્તસૂરિ ઈત્યાદિની પાદુકાઓ છે.

શ્રીજિનદત્તસૂરિની મૂર્તિ–ગોપીપુરામાં શ્રીશીતલનાથજીના દેરાસરમાં શ્રીપાર્શ્વનાથજીના ગભારામાં

મુનિ મોહનલાલજીની મૂર્તિ–કતારગામના આદીશ્વરજી ભગવાનના દેરાસરના ગભારાના માથા ઉપર.

ગોપીપુરાના અષ્ટાપદજીના દેરાસરમાં મૂર્તિ તેમજ પાદુકા છે.

શ્રી સિદ્ધસેનમૂર્તિ—ગોપીપુરામાં માલીફલીઆમાં શ્રીશાંતિનાથજીના દેરાસરમાં છે.

શ્રી વિજયસેનસૂરિની પાદુકા—ગોપીપુરામાં માલીફલીઆમાં શ્રી શાંતિનાથજીના દેરાસરમાં છે.

શ્રી કુમલચંદ્રજીની પાદુકા—ગોપીપુરામાં માલીફલીઆમાં શ્રીશાંતિનાથજીના દેરાસરમાં છે.
ધર્મનાથજીના દેરાસરમાં મૂર્તિઓ છે.

શ્રી જિનદત્તસૂરિની પાદુકા—શ્રીચંદ્રપ્રભુજીના દેરાસરમાં તથા રૂપચંદ લલ્લુભાઈના ઉપાશ્રયમાં છે.

શ્રી હુકમમુનિની પાદુકા—ગોપીપુરાના ઉપાશ્રયમાં છે.

શ્રી નીતિવિજયજીની પાદુકા—ઓવારી કાંઠે શ્રી આદીશ્વરજીના દહેરાસરમાં છે.

કલિકાલ સર્વજ્ઞ ભગવાન્ શ્રીમદ્ હેમચંદ્રાચાર્યનું ચિત્ર દર્શન શાહપુર શ્રી ચિંતામણીજીમાં જોવામાં આવે છે.

આ સિવાય અનેક મંદિરોમાં અનેક પાદુકાઓ છે જેનું યોગ્ય સંશોધન કરવામાં આવે તો અનેક મુનિઓના સંબંધમાં પુરાતત્વ પ્રેમીઓને ઘણું જાણવાનું મળે.

(૭) ત્રણ થોયવાળા મુનિ રાજેન્દ્રસૂરિ સુરતમાં સંવત ૧૯૩૬ના અરસામાં આવ્યા હતા. તે સમયે સુરતમાં સમવસરણની રચના થઈ હતી. જે રચના પાછળથી નાણાવટના શેઠ તલકચંદ મોતીચંદ કચરા તરફથી પધરાવવામાં આવી

હતી. મુલ રચના લાકડા પર હતી. તે રચના ફેરવીને આરસની બનાવવા એમણે ઉપદેશ કર્યો હતો અને એ ઉપદેશથી આજે આરસનું સમવસરણ અસ્તિત્વ ધરાવે છે.

તપગચ્છની સમાચારી અને ત્રણ થોયની સમાચારી વચ્ચે ફેરક છે અને તેથી જ્યારે રાજેન્દ્રસુરિ સુરત આવ્યા ત્યારે, તેમના મુકામ દરમ્યાન શાસ્ત્રાર્થની ચર્ચા પન્યાસ શ્રી ચતુરવિજયજી સાથે ઉપડી હતી પણ પરિણામમાં શાસ્ત્રાર્થ થયોજ નહોતો જે સંબંધમાં અન્યત્ર વિશેષ છપાયેલ હોવાથી એ પ્રસંગ અત્ર વિસ્તારથી લખવો આવશ્યક નથી.

(૮) કાશી (બનારસ)ના ગાદીપતિ નેમિચંદ્રજીના ગુરૂ શ્રીપૂજ્ય બાલચંદ્રજી યતિ સંવત ૧૯૩૮ના અરસામાં સુરત આવ્યા હતા. તેઓ સૂર્યમંડન પાર્શ્વનાથજીના મંદિરની બાજુમાં આવેલા લક્ષ્મીબાઇના મકાનમાં ઉતરેલા હતા. તેઓ યતિ હોવા છતાં ચારિત્રવાન અને વિદ્વાન હતા. પચાસ વર્ષ પહેલાંનો ઈતિહાસ જોતાં હરેક ગચ્છના સંવત ૧૯૩૬ પહેલાં સુરતમાં પ્રાય: ગચ્છાચાર, ગચ્છ વ્યવસ્થાનું જોર વિશેષ હતું. સંવત ૧૯૪૦ પછી તે બંધ થયું છે. આજે સામુદાયિક ઉપાશ્રયો અસ્તિત્વ ધરાવે છે તેમજ સંવેગી મુનિઓના ચાતુર્માસો થાય છે. પર્યૂષણપર્વમાં વાર્ષિક જમણવારો થાય છે.

## (૯) સંવત ૧૭૨૧ થી ૧૭૩૮માં શીલવિજયજીએ સુરતની યાત્રા કીધી છે તેમણે નીચે મુજબ સુરતના મંદીરોનું વર્ણન કર્યું છે.

નવસારી સુરત મંડાણ, ચિંતામણ સોહે જિનભાણ,
ઉંબરવાડી જીરાઉલા, આદિનાથ ગાઉં ગુણનીલા (૧૧૧)
જિનધર્મી વ્યવહારી બહુ, સોહે સુરતરૂ સરિખા સહુ
મહર્ધ્યે રૂડા–લીલાવંત, દાન સુપાત્રે આપે સંત (૧૧૨)
વિનયવંત વારૂ ગુરૂમુખી, સદ્‌ગુણી સોહે દિનદિન સુખી
ન્યાયે મેલે સબલી લાછ, સાત ખેત્ર પોષે ઉલ્લાસ (૧૧૩)
તાપી તટ સાગરનું સંગ, કૌતુક જહાજ ઘણા ઉછરંગ
દીપાંતરની અપૂર્વ વાત, મેવા મોતી વસ્ત્ર વિખ્યાત (૧૧૪)

અર્થ–સુરતમાં શ્રીજિનસૂર્ય એવા ચિંતામણી પાર્શ્વનાથ છે. ઉંબરવાડીમાં જીરાઉલા પાર્શ્વનાથ અને ગુણનીલા એવા આદીશ્વર ભગવાન છે તેમના ગુણ ગાઉં છું. અહિં જૈનધર્મ પાલનારા વ્યવહારી લોકો કલ્પવૃક્ષની માફક ઘણા શોભે છે. તેઓ ઋદ્ધિ સમૃદ્ધિએ લીલાવાલા છે અને સંત પુરૂષોને સુપાત્રે દાન આપે છે. વિનયવાળા અને સદ્‌ગુણથી શોભે છે. તેઓ દિવસે દિવસે સુખી થાય છે–સારી રીતે સુખી છે. તેઓ લક્ષ્મી ન્યાયથી ઉપાર્જન કરે છે. તાપીના કીનારો એ સમુદ્રનો સંગમ છે. અહીં ઉછરંગવાળા મને કૌતુકથી જોવા લાયક ઘણા જહાજો રહે છે. મેવા મોતી

અને વસ્ત્રોથી વિખ્યાત એવી દ્વિપાન્તર વાતો અહિંજ મલે છે.

"શ્રીશીલવિજયજી વિરચિત સંવત ૧૭૨૧ થી ૧૭૩૮માં જાત્રા દીધી છે.

## તીર્થોની તીર્થમાલા

### નકસી

સુરતના લાકડકામ (નકસીવાળુ)થી મશહુર થયેલું અને ચમત્કારી પ્રતિમાવાલા શ્રી ચિંતામણી પાર્શ્વનાથજીના મંદિર સંબંધમાં જૈનેતર મિત્ર શ્રી દિનેશ નર્મદાશંકર ત્રિવેદીએ તૈયાર કરેલો નિબંધ અત્રે રજુ કરીએ છીએ.

## સુરતનું એક કલામંદિર: ચિંતામણીનું જૈન દેરાસર

[લેખક:-શ્રી દિનેશ નર્મદાશંકર ત્રિવેદી]

સેનીટરી ઈન્સપેક્ટર, પીતાંબર ગલી, સોના ફળીયા (પ્રતાપમાંથી)

"Architectural style is perfect and complete in all parts when we first meet with it at Abu or Girnar from that point, it progresses towards greater richness." Sames Ferguson.

કવિવર રવીન્દ્રનાથ ટાગોરે એક પ્રસંગે કહ્યું હતું: "જ્યાં જ્યાં મનુષ્યે સત્યને આનંદ અને અમૃત રૂપે અનુભવ્યું છે ત્યાં ત્યાં તે પોતાની કાંઇક નિશાની રાખી ગયો છે. તે નિશાની કોઇ સ્થળે મૂર્તિના રૂપમાં અને કોઇ સ્થળે તીર્થના રૂપમાં મોજુદ છે. જો મનુષ્ય આવાં ચિહ્નો ન

ખોદત તો સંસાર આપણને સંકીર્ણ લાગત." આ શબ્દો મનુષ્યની કલાકૃતિ સરજાવવાની પ્રેરણાને ઘણી સુંદર રીતે વ્યક્ત કરે છે. કલાના સૌન્દર્યને જડ સૃષ્ટીના સૌન્દ્રયમાં સમાવી દેવા માટે માનવીને પરિશ્રમ, બુદ્ધિમત્તા અને અગાધ કલ્પનાશક્તિની જરૂર રહે છે. જૈન સંપ્રદાયની માન્યતા ધરાવનાર કલારસિક મગજમાં પણ સૌન્દર્યને અમર કરવા માટે, સૃષ્ટી સૌન્દર્યની સ્પૃહાની તૃપ્તિ માટે લલિતકલા સરજાવવાની એવીજ પ્રેરણા થઇ. આબુ શત્રુંજય, વગેરે તીર્થો અને સુરત, અમદાવાદ વગેરે શહેરોમાં જૈનોએ જે દેરાસરો વગેરે બનાવ્યાં છે તે આર્યોની શિલ્પકલાનો કિમતી ખજાનો છે. જૈનોએ ધાર્મિક દૃષ્ટિએ દેરાસરો, જિનાલયો, અપાસરા વગેરે બનાવવામાં ખૂબ ઉત્સાહ અને પરિશ્રમ સેવ્યાં છે. તેમની ધાર્મિક ભાવનાએ સ્થાપત્યની સ્વયંકલ્પ્ય યોજના સરજાવી છે. એ સ્થાપત્ય સંપૂર્ણ, ઉચ્ચ અને સતત અભ્યાસ અને અનુભવવાળા કલાવિકાસના પરિણામ રૂપે હિંદમાં સ્થળે સ્થળે નજરે પડે છે.

* * *

આવું એક કલામય દેરાસર સુરતમાં મીરજાંસ્વામીના ચકલામાં આવેલું છે. એ ચિંતામણી પાર્શ્વનાથભગવાનના દહેરાને નામે પ્રસિદ્ધ છે. મીરજાંસ્વામીના ચકલાથી વરિયાળી ગેટ જતાં જમણી બાજુએ મીરજાંસ્વામીની મસીદ

છે. બારીક નજરે જોતાં એનું સ્થાપત્ય જૈન દેરાસરનું હોય એમ જણાય છે. ઔરંગઝેબ સંવત ૧૭૦૦ ના અરસામાં ગુજરાતનો સુબો હતો તે વખતે અમદાવાદના સરસપુરમાં સંવત્ ૧૬૬૪માં શાંતિદાસ શેઠ નામના જૈને બંધાવેલું સુંદર અને ભવ્ય દહેરૂં તોડી નંખાવી ત્યાં મસીદ કરવામાં આવી હતી. એજ અરસામાં આ સ્થળેનું જૈન દેરાસર તૂટીને મસીદ બની હોવાનો સંભવ છે. શાંતિદાસ શેઠે શાહજહાંને અરજ કર્યાથી અમદાવાદનું દહેરૂં નવેસરથી બંધાવી આપવાનો હુકમ થયો હતો. આ શાંતિદાસ શેઠના વંશજો આજે પણ અમદાવાદના નગરશેઠ છે.

એવી દંતકથા છે કે સુરતનું એ દેરાસર તુટ્યા પછી પાર્શ્વનાથભગવાનની મૂર્તિ ભુગર્ભમાં થઈને હાલમાં જે સ્થળે દહેરૂં છે ત્યાં આવી પહોંચી અને વડીપોસાળગચ્છના એક જૈનના સ્વપ્ન પોતાના આગમની ખબર આપી. તે પરથી એ ગૃહસ્થ એક જૈન યતિને મળ્યો. તે વખતના જૈન સાધુઓ તંત્ર વિદ્યામાં ઘણુાજ કુશલ હતા. તેથી તે જૈન સાધુએ પોતાની સિદ્ધિ વડે વિશોકના બે જંત્રો, એક સોપારી, આઠ કોડી અને એક કોથળી મંત્રીને તે ભકતને આપી અને આજ્ઞા કરી કે, આ કોથળીમાંથી દરરોજ હાથ નાંખીને તારે દેરાસરના બાંધકામના સરસામાનના અને મજુરીના ખર્ચ જેટલી મહોરો કાઢી લેવી, પણ કોથળી ઉંધી વાળવી નહિ. જો આનું ઉલ્લંઘન થશે તો

તો વિપરીત પરિણામ આવશે; તે પછી દેરાસરનું કામ-કાજ શરૂ થયું અને લગભગ પૂરું પણ થયું અને સ્તંભ તથા છત પરના લાકડામાં કોતરકામ અને બાવન (પર) તીર્થંકરોની 'ભમતી'ઓના કોતરકામ પર સુવર્ણ રંગ રંગાઈ પણ ગયો. એટલામાં એક દિવસે પ્રલોભનથી કે ભૂલથી કોથળી ઉંધી વાળવાની અવળી મતિએ જૈનને સૂઝી. પરિણામે દેરાસરનું તે પછીનું રંગકામ બંધ રાખવાનો વખત આવ્યો. આ દંતકથા ઉપરાંત શિલાલેખ યંત્ર પરનું લખાણ તથા બીજી તવારીખ તપાસતાં જણાય છે કે *પાદશાહ ઓરંગઝેબના વખતમાં ઈ. સ. ૧૭૦૧માં વૃદ્ધિસાગરજીસૂરિએ આ દેરાસરમાં ભગવાનનીમૂર્તિ પ્રતિષ્ઠાપન કરી હતી.

વૃદ્ધિસાગરસૂરિની પૂર્વે સૌભાગ્યરત્નસૂરિ વૈરાગ્યસાગરસૂરિ, લક્ષ્મીસાગરસૂરિ, શ્રી હર્ષસૂરિ અને મહિમાસાગરસૂરિ એમ પાંચ જૈન સાધુઓ થઈ ગયા હતા. વૃદ્ધિસાગરસૂરિજીના વખતમાં જૈન દેરાસરમાંનો જે ગભારાનો ભાગ પ્રતિષ્ઠાપનાની સાથે સાથે બંધાયો હતો તેમાં જરાપણ પરિવર્તન કરવાની ધાર્મિક મનાઈ છે. એમ કરનાર અનિષ્ટ પરિણામ ભોગી બને છે એવી માન્યતા છે.

* * *

* संवत १७५६ चैत्र सुदि ५ दिने गुरुवासरे पातसाह श्री अवरेगजे श्री. पु. विद्यमान वृद्धिसागरसूरि...આવું લખાણ યંત્ર પર છે.

આ જૈન દેરાસરનો મૂળ વહિવટ વડી પોશાળ ગચ્છના
જૈનોના હસ્તક હતો. સુરતના નગરશેઠ નરસિંહદાસના વખ-
તમાં તેમના હસ્તક હતો. તે પછી ગુલાબદાસ નગરશેઠના
સગીરપણામાં રતનચંદ શેઠના હસ્તક એનો વહિવટ ગયો.
તે પછી ધરમચંદ ઇચ્છાચંદના હસ્તક હતો. અને હાલમાં
આંચળીયા ગચ્છના જૈન ગૃહસ્થ અમરચંદ કરમચંદના હસ્તક
એનો વહિવટ ઈ. સ. ૧૯૧૮થી છે. વડી પોશાળ ગચ્છના
૪–૫ કુટુંબોજ હયાતીમાં રહ્યાં છે. આ ગચ્છના જૈન સાધુઓ
તંત્ર વિદ્યામાં નિષ્ણાત હોવા ઉપરાંત મારવાડ તરફના વતની
હોવાથી સ્વભાવે અહીંના જૈન સાધુઓ કરતાં જરા ઉગ્ર
પ્રકૃતિના હોય છે. આ દેહરાસરના નિભાવ ખર્ચ માટે શીલકમાં
રોકડ રકમ ન રાખતાં સ્થાવર મિલ્કતો વસાવવાનો રિવાજ
ચીવટાઇથી દરેક વહિવટદાર પાળે છે, એટલુંજ નહિ પણ
આ દેહરાસર સમસ્ત જૈન સંઘ માટેનું હોવા છતાં દરેક
વહિવટદાર સુરતના નગરશેઠની સલાહ લઇનેજ દેહરાસરનું
કામ કરતા આવે છે. સર્વધ્વંસક કાળના વહન સાથે ગભા-
રાની ચારે તરફ ફરતો બાવન તીર્થંકરોની 'ભમતી'માંથી
૨૮ ભાંગી ગઇ અને આર છતો (Ceiling) પરનું કોતર-
કામ પણ નષ્ટપ્રાય થઇ ગયું. તેથી "હીરૂસામા"ના નામથી
પ્રખ્યાત થયેલા જૈન ગૃહસ્થે ઇ. સ. ૧૯૦૬–૭માં આ દેરા-
સરનો કેટલોક ભાગ રીપેર કરાવ્યો. એ કાર્ય શુદ્ધ નિષ્ઠાથી
કરવામાં આવ્યું પણ કલાની દૃષ્ટિ ન હોવાથી લાકડાના

સુંદર અને બારીક કોતરકામવાળી છત અને બીજો લાકડ સામાન પાણીના મૂલ્યે, પાણી ઉનું કરવા જેવા કામ માટે મજુરોને વેચી દેવામાં આવ્યો. યુરોપનો કો કલાકાર આજે એ વસ્તુને લાખો રૂપીઆને મૂલે મૂલવત. વળી તીર્થંકરોની ૨૪ ભમતી જે હયાત રહી હતી તે, પરનું સુવર્ણ રંગકામ ઝાંખું પડતું જોઈને હીરૂમામાએ જે રંગ કરાવ્યો તેથી હિંદની પ્રાચીન રંગકલાની પીંછી હંમેશને માટે આપણી આગળથી દૂર થઈ. હજીયે ધાર્મિક માન્યતા જો આડે ન આવત તો હાલમાં જે કોતરકામ હયાત અને કાયમ રહ્યું છે તે સઘળું રીપેર થઇ જાત અને સુરતનું કલામંદિર કલાનું સ્મશાન બની જાત. પણ તે પછીનું રીપેર કામ બંધ રાખવામાં આવ્યું અને હાલના વહિવટદારે કલાની પ્રતિમાવાળી બે છતોને ઉપરથી 'બોલ્ટ' વડે કાયમ કરી દીધી છે. ભવિષ્યમાં બને તો સ્તંભન અને છતના રક્ષણ માટે કાચના 'કેસ' કરાવી લેવાની સૂચનાનો વહિવટદાર અમલ કરે તો સારૂં.

* * *

મધ્યયુગીય જૈન મંદીરોનું વીશેષ લક્ષણ એ છે કે એના સ્તંભો પર નકશીકામ ખૂબ અને બારીક હોય છે. સ્તંભના શિરોભાગથી તે છેક છેવટ સુધી લતાનાં ચિત્ર અને શિરોભાગ આંબળાના આકાર જેવો ઘાટદાર અને વચ્ચે જરા ફુલેલો હોય તેને કાંગરા હોય છે. આ દેરાસરના સ્તંભોનું

કોતર કામ પણ એવુંજ છે. તેમાં યક્ષ યક્ષિણી, અષ્ટદિગ્પાલો, બુદ્ધચરિત્ર અને જાતક કથાના કથા પ્રસંગો, ઘોડા અને હાથી સાથેની દેવોનિ સ્વારી વગેરે કોતરાયલાં છે. એકી ટસે જોવાથી એ કોતર કામ ઉપસીને આપણી તરફ ધસી આવતું હોય એવો ભાસ થાય છે. ચીત્રોનો યથોચિત ઘાટ એ ચીત્રકારોની કુશલ કારીગરીનો અને સૌન્દર્ય-વિષયક ઉચ્ચ કલ્પનાનો દ્યોતક છે. એ ચીત્રોમાં કૃત્રિમતા નથી. અનુકરણ સાથે અમુક અંશે સ્વાભાવીકતા (originality) પણ છે. ચીત્રકારોને ચીતરતાં થાક ચઢયાનાં ચિહ્નો આ ચીત્રોમાં નથી. દરેક ચીત્ર જૂદું જોતાં જેટલું સુંદર લાગે છે તેટલુંજ સુંદર સ્વારી વગેરે સામુહિક દ્રશ્યમાં પણ લાગે છે. કારણ કે ચીત્રો પર જે કલામય પીંછી અને કોતરણીનું કામ થયું છે તે યથોચિત સ્થાને યથોચિત પ્રમાણમાં અને યથોચિત સ્વરૂપમાં થયું છે. આજ સૌન્દ-ર્યનું રહસ્ય છે. ચીત્રોની કિનારીઓમાં પણ કૌશલ્ય ઓછું નથી. એમાં સુશોભીત વેલબુટ્ટીઓ છે. રંગમંડપના દક્ષિણ, પશ્ચિમ (નૈઋત્ય) ખુણામાંની એક વેલની ડિઝાઈન ઘણીજ આકર્ષક અને સુંદર હોય અનુકરણીય છે. રંગની યોજ-નામાં પણ ચીત્રો સફલ છે. સોનેરી રંગ એવી કુશલતાથી પુરાયો છે કે આજ સૈકાઓ વીત્યા છતાં એ રંગ જેટલો ઝાંખો પડવો જોઇતો હતો તેટલો પડયો નથી. સ્તંભો પરન્તુ સોનેરી રંગ કામ ઝાંખુ પડતું જોઇને તેનો ઉઠાવ

લાવવા માટે સ્તંભો રંગાવવાનું કામ હાલના વહીવટદારે આજથી ૧૩-૧૪ વર્ષ પર હાથ ધર્યું હતું. રંગમંડપમાંના પૂર્વ દીશાના દ્વાર પાસેના એક સ્તંભ રંગવા માટે જયપુર, પુના વગેરેથી ચુનંદા રંગના કારીગરો રોજના રૂ. છના મજુરી ભાવથી બોલાવ્યા હતા, અને એક સ્તંભનું રંગ કામ પૂરૂં થતાં લગભગ રૂ. ૧૧૦૦) ખર્ચ થયો હતો. પણ બીજેજ વરસથી એ થાંભલાનું રંગકામ ઝાંખું પડવા માંડયું હોવાથી વધુ કામ અટકાવી દીધું. આજે પણ વર્તમાન રંગ કલાના નમૂના રૂપ એ સ્તંભ ત્યાં ઉભો છે. અને તેની પાસેજ પ્રાચીન રંગકલાનો સ્તંભ તેની ઓસરતી અને આથમતી અવસ્થામાં પણ તેને પડકાર આપતો ઉભો છે. કલાકાર એ બન્નેનું સામ્ય આજે પણ કરી શકે તેમ છે. કોતર કામની વધુ સાચવણી માટે ગુમ્મરો કાયમ રહેવા દઈને વીજળીની બત્તી દાખલ નહી કરવાનું કાર્ય પ્રશંસનીય છે. પ્રાચીન કલાના ધામમાં ગુમ્મરોમાંથી પ્રતિબિંબિત થતો અને ચળાઇ આવતો પ્રકાશ કેટલો આહ્લાદદાયી થતો હશે! દર મહીનાની સુદ પ્રતિપદાએ આંગી પૂજા વખતે આ દહેરાનું દ્રશ્ય દર્શનીય થઇ પડે છે.

આશરે ચાર દાયકા પર સુરતમાં આ દેરાસરનું સુખડનું Model બનાવી લંડનના મ્યુઝિયમમાં મોકલવામાં આવ્યું હતું. એની કિંમત રૂા. ૩૬૦૦૦ થઇ હતી. એક દાયકા પર કેટલાક યુરોપીયનોએ દેરાસરના ગભારાની જાળી

સાથેનો લાકડ કોતર કામનો ભાગ રૂા. ૧ લાખની કિંમતે લઈને તેની જગાએ આરસપહાણ બેસાડી આપવાની માંગણી પણ કરી હતી. એ વાત સર જેમ્સ ફર્ગ્યુસન જેવા માર્મિક કલાવેત્તાના શબ્દોને સાચા સાબીત કરે છે કે હિંદમાં કોતર કામની કલા અત્યંત ઉચ્ચ શિખરે પહોંચી હતી. 'શિલ્પ રત્ન' નામના પ્રાચીન ગ્રંથમાં 'વજ્રલેપ' નામના લીંપણની રીત લખવામાં આવી છે. આ લીંપણના રંગ ખનિજમાંથી બનાવતાં હતા. સોનેરી રંગ સોનાના વરખમાંથી બનાવાતો અને ચીકાચ માટે પાડા તાજા ચામડા પર અનેક સંસ્કાર કરવાથી થયેલો ગુંદર તેની સાથે મેળવાતો. ભીંતો અને છત પર એવા વજ્રલેપના લીંપણવાળાં ચિત્રો ચીતરાતાં અને ટકાઉ રંગથી તે રંગાતા ત્યારેજ આજદિન સુધી તાજાંજ જણાય તેવો તેનો ઉઠાવ રહેતો આવ્યો છે.

આ દેરાસરની કલામય પાંખ જોઈને આપણે એના અપ્રસિદ્ધ ગ્રંથ ભંડાર તરફ જરા નજર નાંખીએ આ દેરાસરમાંના અપ્રસિદ્ધ ગ્રંથો માગધી ભાષામાં લખાયલા છે. એક ગ્રંથ શાલીવાહન શક ૧૭૫૩ના કાર્તિક સુદ ૧૦નો છે. બીજો ગ્રંથ સંવત ૧૮૭૨ના વૈશાખ વદ ૧૨નો લખાયલો છે. ગ્રંથોની કાળી અને રાતી શાહી હજી તાજીજ જણાય છે. અક્ષરો ઝાંખા પણ પડયા નથી. કેટલાક ગ્રંથો તંત્ર શાસ્ત્ર અને કામશાસ્ત્રના છે. જૈન સાધુઓ સાધુત્વ સંપૂર્ણ અંશે પાળવા છતાં સાંસારીક જ્ઞાન (Knowledge of Se-

xual Science) સંસારીઓને પણ રૂચી જાય એવા પ્રકારનું ધરાવતા હતા, એવા શ્રી કૃષ્ણલાલ ઝવેરીના મત સાથે મળતા થવું પડે છે. જૈન મતના ઈતિહાસને તપાસતાં જણાય છે કે ઇ. સ. ૧૪૬૭માં ભાણા નામનો એક સાધુ સુરત પાસેના ગામમાં થઇ ગયો અને તેણે જૈન ધર્મની પ્રતિમા પૂજાનો નિષેધ કર્યો હતો. ઇ. સ. ૧૬૫૩માં લવજી નામના સુરતના એક દશા શ્રીમાળીએ ઢૂંઢીયા મતનો પ્રચાર કર્યો. આ રીતે સુરતના વાતાવરણમાં જૈનમતના જાતજાતના વિચારતરંગો પ્રસંગોપાત ઉઠીને સમાઈ જતા હોવા જોઇએ. તેથી આ અપ્રસિદ્ધ ગ્રંથ ભંડારમાં કોનો કોનો ફાળો હશે તે તો કોઈ પુરાતત્વ વિદ્યાનો જાણકાર જ્યારે શોધશે ત્યારેજ જણાશે.

અત્યારે તો દાર્શનિક 'કૅન્ટ'ના શબ્દોમા સૌન્દર્યની ભાવના સ્મરી અત્રેજ વિરમીએઃ

That is beautiful which pleases (qualtity). which please all (quaulity), which please without interest an without a concept and pleases neoessarily.



# શ્રી વાસુપૂજયસ્વામીના દેરાશરનું વર્ણન

## દોહરો

શ્રી વાસુપૂજય જિણંદને, પ્રણુમુ ગુણ અભિરામ;
જેહને નામે સંપ જે, સકલ મનોરથ ધામ-૧
ત્રિભુવન વંદન પાવનો, વાસુપૂજય નંદનદેવ;
વંદન ભાવ સહિત કરે, તવન કરૂં તત ખેવ-૨

આદિજિણંદ મયા કરો.—એ દેશી

પૂણ્ય પ્રભાવક ઉપના, ઉસવાલ વંશ પ્રસિધ્ધો રે;
શમરા શારંગ શેત્રુંજયતણો, પન્નરમો ઉદ્ધાર તે કિધો રે-૧

ધન ધન શ્રીજિનશાશને,—આંકણી.

નવલખ બંદિવાનને છોડાવી જશ લીધો રે;
તસુ વંશે સુરત બંદરે વસતાં કારજ સિધ્ધો રે-૨
ખેમરાજ મેઘરાજનો, ઝવેરશા વ્યવહારી રે;
તસ સુતપુન્ય પવિત્ર જયો, રતનચંદ સુખકારી રે-૩
એકદા ગુરૂ સુએ સાંભળી, વાસુપૂજય સંબંધ રે;
રોહીણી ચરીત્રને ધારીને, હર્ષ થયા પુન્ય બંધ રે-૪ ધન
વાસુપૂજય મહારાજનો, નિપજાવુ પ્રસાદો રે;
મુહ માગ્યા ધન ખરચીને, ભુમિકા સુધ અલ્હાદ રે-૫ ધન
રંગમંડપ રળિયામણો તોરણુ મેટિ ઉદાર રે
ગંભારો તેજે ઝળહળે ગર્ભાવાસા નિવાર રે-૬ ધન
દ્રવ્ય ખરચ્યું મોટે મને જિનમંદિર સુભ કાજ રે
દેવ વિમાને સમો દેખી હરખ્યા સંઘ સમાજ રે-૭ ધન

ચંદ્ર પરે ઉજ્વલ કાંતી, પાખાણું દલ મંગાવે રે
પુરવ દેશથી આવીઆ શિલાવટ મન ભાવ્યો રે–૮ ધન
પંચ સુતર સિતારે ભાગની પડિમાજીનની ભરાવી રે;
કરણ ચરણની સીતરી પામવા જહે જણાવી રે–૯ ધન
માન પ્રમાણે બિંબ તે શિવિજનને સુખ દાઈ રે;
સંપૂર્ણ મૂર્તિ તે થઇ, રતનશા હરખ વધાઈ રે–૧૦ ધન
કુંમાર યક્ષને ચંદા દેવી વાસુપૂજ્ય પટરાગી રે
ટાળે વિઘનમાંણી ભદ્રજી દિઈ શાંતી પુષ્ટિ સોભાગી રે–૧૧ ધન

ઢાળ

(ભરત નૃપ ભાવસ્યું એ)

હવે પ્રતિષ્ઠા કારણે એ, પુરવ સંત સુખ સારતો,
વેદિકા શુભ રચીએ, દોઢ હાથ ઉન્નત ભલીએ
પુરીત વસ્તુ ઉદારતો...૧
પાંચ સ્વસ્તીક શ્રીફળ છવીએ, પંચ રતન ભુપીઠતો,
અષ્ટ સુગંધે વીલેપીઇ એ, કરી ધૂપ ઉકિઠતો...........વે.૨
બાર અંગુલ માંયથી નહિં એ, ઉન્નત શરલ ઉતંગતો,
ચઉદિશી ચઉવેશને એ, થાએ મન ઉછરંગતો........વે. ૩
વંશ પાત્ર માંડવારકા એ, ચઉવંશે સાત સાંત તો,
પુણ્ય અંકુર જાણે ઉગીઆરે, વીમાન તોરણ પાંતતો...વે. ૪
સમોસરણ પ્રથમ સમે એ, પીઠ રચે સુરરાજ તો,
તિમ ઇહા શુભ સુરત શુભદીન એ, ભૂમી સુધ મહાકાજ વે. ૫
હવે જળ લેવા કારણે એ, થશે ઉજ્વાલ પુન્યવંત તો,

જળયાત્રા ભણિએ, હયવરસિણ ગાયે ભલા એ,
મચગલમદ મલ મદ પંતતો....જળ૦ ૧
હવે ચંદાવિરને એ, વૃષભ રથ કર્યા સજતો,
પંચમાં અંગમાં વર્ણવ્યા એ, તિર્થ ઇહા રથ ઘન ગાજતો. ૨
ભેરી ભુગલ શરણાઇઉ એ, ઢોલનિશાંન વાજિંત્રતો,
સંઘ ચતુર્વિધ બહુ મળ્યા એ, ધ્વજા લહુંકતી પવિત્રતો. ૩
સોહવગીત મંગળ ભણે એ, નરનારીના થોકકે,
પ્રસન્ન કરી જળદેવતાએ, મંત્ર સનાથ સલોકકે ૪
સોલ સિંણુગારે શોભતી એ, રૂચીવંતી ચઉ નારી તો,
શજળ કલશ શીરો પર ઠવીએ, આવે જિન દરબાર તો. ૫
પ્રભુની જમણી દીશી ઇઠવે એ, દેહ પ્રદક્ષણા માનતો,
સંઘ સત્કારકાર આડંબરે એ, રતનશા હરખ પ્રમાણ તો. ૬

## ઢાળ બીજી

(દેવનાહુના છોકરા થાવે, વિરનેષંધોળે ચઢાવે—એ રાહ.)
હવે મંગળ કલશની રચના, કરી વિધિ યોગ્ય નીચતના,
દાગ રહીત મંગળ અઢચાત્ર, મધ્યે કુંકુમ સાથીઉ મંત્ર–૧
પંચરત્નને દ્રવ્ય અભંગ, માંહિ ઠવીએ મન ઉછરંગ,
મોહાસનાથ મોહોસવ કીજે, તથા બિંબ પ્રવેશ તીહાં કીજે–૨
નવા બિંબ પ્રતિષ્ઠા હોવે, તિહાં કુંભ સ્થાપના જોવે,
પ્રભુજી મણી દીશી માનોહાર, દિપક જયણા સુરકકાર–૩
કુંભ ચકે નક્ષત્ર આવે, સવી પાપ તાપ શમાવે,
કંઠે ફુલ માલના લેર શુભ વસ્ત્ર આછાદીન સાર–૪

શાલ સ્વસ્તીક ઉપર થાપે સુંદરી ગીત ગ્યાંન આલાપે,
જિનશાશનમાં એ કરણી નિરવિઘ્ન તણી નીસરણી–૫
તેસવી અંકમાં અક્ષય અંક તેહમાને ગણુવો નિશંક,
સોહવ પુત્ર વંતી નારી નવપદનો પદનો મંત્ર સંભારી–૬
થિર શાશે અખંડ ધારે જળ પુરી જે શુભ વારે
લઇ સ્નાત્ર તે દીનથી સોહાઇ શાંતિ સ્મરણુ ત્રિસાઉ તેજોર્યો–૭
એહ કીરીઆમાં હુશીઆરી ત્રિકરણ યોગે વ્રત ધારી
ઉજવલતા સવતી ગવરી ધૃતદીપ પુરે શુભ કુમરી–૮
સૂર્ય કાંતીનો દેવતા યોગે ધર્મ દીપક પ્રગટે ઉછોગે,
ઈમકુંભ સ્થાપના યુગતે સૌભાગ્ય લક્ષ્મિસુરી શક્તિ–૯

ઢાલ–૩

કૃતમલ હુતો ગુદતી તળાવ–એ દેશી

સુરિજન બિજ દીવસ સુજાણ સોવન પઠે સોહતો
સુરિજન સુગંધના સાત લેપ સોવન લેખની દીપતો ૧.
સુરિજન નંદા વર્ત લિખંત કલ્યાણુ તેતનો કંદએ
સુરિજીન જીતની ગહ ત્રણુ રાજિત પરમાનંદ એ ૨.
સુરિજન નક્ષત્ર પાલ આહવાન, ત્રીજે દિવસે કીજી એ,
સુરિજન નવગ્રહ દશ દીગપાલ અષ્ઠ મંગળ સ્થાપી પુંજી એ ૩
સુરિજન સિદ્ધચક્રની સેવ ચોથે પાંચમે દીહાડલે
સુરિજન વિસથાનિક ભક્તિ ધરતાં રતનચંદ હીઅડલે ૪
જગપતિ વાસુપુંજ્યનો જીવ પંચોતેર ભુપ શંયમી
જગપતિ વીસથાનિક તપ કીધ ભવ ત્રિજે ગુણુ અનુક્રમી ૫.

જગપતિ બાંધિ તિર્થંકર ગોત્ર પ્રાણત સ્વર્ગે સિધાવીઆ,
જગપતિ વીસશાગરનું આય ભોગવિજયા કુષ પામીયા ૬
જગપતિ જયારાણી ચંપાનગર મળારી વાસુપુજય ભુપતી ગુણનીલો
જગપતિ જયારાણી ગુણવાણી, સર્વ સ્ત્રી જાતિમાં સીરતીલો ૭
જગપતિ જેષ્ટ શુદિ નવમી જાણુ ગરભા વાસે અવતરીયાં
જગપતિ પોઢિપલ્યંગ મલારી સુખનિંદ્રાઇ અલંકર્યાં ૮
જગપતિ ચઉદ સુપન તિહાંદીઠ તે શકુળ શાસ્ત્રમાં દાખીઉં,
જગપતિ વચન કલ્યાણક ધાર પ્રાણથાપન એ બે થાપીઉં ૯
જગપતિ રંડ આવે તત ખેવ બંદ જનની કુશળ પુંછે,
જગપતિ ત્રિણજ્ઞાન ભગવાન શામતો રવી સમ રૂપ છે ૧૦
જગપતિ છઠે દીવસે એ કાજ કાજે કીયા અતિભલી
સુરીજન રતનશા હરખ અપાર ધન ખરચી જે મન રૂલી—૧૧

## ઢાલ ૪

અંબાયનો ગઢ ગાજે છે—એ દેશી

આવો જમાઇ પ્રાહુણા જયવંતાજી
ઐરાવણ ગરૂપતી કહેરે સુણો માતાજી
કર સ્યે સુળ સ્વામી શેવ તવસુત જાણજી
સુળ પરે ભારવ હશે, જમ નંદજી
ઇમ કહેતો ઘોરી દીઠ, નયણા નંદજી ૧
રાગ દ્વેષ, કહે સી હોજી
વિઠો જયા રાણી, ધર્મ સસી હોજી
માહરો ચપલ દોષ વારસ્યે, પુત્ર સેવાજી
સિરી દેવી વિનવે એમ, તત્વ કહેવાજી ૨

જાણીઈ ફુલ માળા વહે, દેખે દેવાજી
પસરસ્યે સુળ આ વાસ, કિરિત તે હવિજી ૩
ચંદ્ર કહે મલ ઉપમા, સુત સુખી મન ધરી
પુરણ સુખનેજી ૪
મોહ નિશાને ચુરસે, જાયો નાથજી
જણાવતો દીવ દીઠ, સુત જગનાથોજી ૫
ધર્મ ધ્વજા ચહસ જોયણી, જસ્યું હો સ્યેજી
ઇમ જાણી ધ્વજ લલકંત, જગ દુખ ખોસ્યેજી ૬
થાનક એ ગુણ રયણનો, સહી જાયોજી
કહેવા આવ્યો તો કુંભનિ, સુણે માયોજી ૭
સુખ પરે ત્રિભુન જીવની, ઉવા હરખની
જાણી સરોવર, એ વાણી વરસેજી ૮
સાયર કહે એ સુળ થકી, મહા ગંભીરોજી
કહેવા આવ્યો છું માત, પુન્ય મંદીરોજી ૯
વૈમાનીક નમસ્યે સુરા માન મોડીજી
વાદતો એમ વીમાને નીરખે માડીજી ૧૦
જગદા વરણ સોભાવસ્યે, વિક્ષાન દિ
ઉચરતા રયણ ભરથાલ, જોવે આનંદેજી
તવ સુત કર્મ ધન દહોસ્યે, ધ્યાન અંગનેજી
એમ કહી માને માત, ચઉમે સ્વપ્નેજી ૧૧
ચઉદ સ્વપ્ન દેખી જાગીયા જયા રાણીજી
એહનો અરથ સુણી સાચ, મન હરખાણીજી;

ચઉદ સુપન મહો છવ કીધો, રતન ચંદેજી;
હરખે મનહ મુળારજી, પ્રભુ પદવંદેજી 12

ઢાળ—૫
(મધુકર માધવને કહેજો એ દેશી)

ફાગુણ વદી ચઉદશી રજનીરે સુત પ્રશવે જયાદે જનનીરે
હરખી સવી મેદની સજનીરે જનપતી જગ ગુરુ જાયારે
દીસી કુંમરી હુલ રાયારે જગપતી ૧
અધોલોકવાસો કુંમારીરે જીન જન્મ અવધીનાંણુ સમરીરે
આવિ આઠ નમે તે અમારી જગપતી ૨
શમીરે જોયન ભૂમી સમારીરે ઇશાંને સુતીઘર વિસ્તારીરે
ઉભી ગુણ ગાયે તે સારી જગપતી ૩
ઉર્દ્ધલોકથી આઠ દેવીરે આવી જળને વરસાવીરે
ભુમીયો જનમિત કરે વિ જગપતી ૪
પુરવ રુચકથિ આવેરે વિળણુ વાયુ હાથે સોહાવેરે
તેહી શીર હીજીન ગુણગાવે જગપતી ૫
ચામર છત્ર ચતુરાઅડ ધરતીરે ઉતરફ ચકથી અવતરતીરે
હોય નમાંને ભવદુરકહરતીરે જગપતી ૬
ચ્યારવી દીશી થકી દીશી સુરીરે દીપક કરકાંતિ પુરિરે
પ્રભુ મુખ જોવા સનુરી જગપતી ૭
મધ્ય રૂચકની ચ્યાર દેવીરે નાલી છેદકી ક્રીયા કરેવીરે
ખાંતી રત્નેપુરીત ધરેવીરે જગપતી ૮
કેલના ઘરમીણુ વિરચીરે નવરાવે વસ્ત્રી પહેરાવે અરચીરે
જીન મંદીર થાપે ચરચીરે જગપતી ૯

છપ્પન દીશા કુમરી જેહવોરે જીનથાયન મહીમા કહેવોરે
રતનશા કહે ઉચ્છવ તે હવો જગપતી ૧૦

ઢાળ—૬

(પુણ્યે વિમલા દેહલારે જયાશફળ હોય એ દેશી)
અવધિનાંણુ જયણિ ઉરે સોહમપતિ નિજ જન્મ
ઘંટા સુઘોષા વજડાવિઆ કાંઇ સેનાનીનો એ કામનો
જન્મભિષેક પ્રાણી કરો એ ૧
એ કોન બત્રીસ લાખનો એ ઘંટાનાદ વીસાલ
નિસુણી પરીકર પર વસ્યા, કાંઈ આવે આવે,
એ ઇંદ્રતે અનુસારતો જ૦ ૨
પાલક મુકી નંદીશ્વરે એ બીજુ રચી વીમાન,
મંદિર જનજનની ભણીએ કાંઈ ત્રીણુ ત્રીણુ પ્રદક્ષણા દાનનો. ૩
ઈંદ્ર કહે જીન મહોચ્છવ વેરે કરવો છેગુલ જાત,
અવ સ્વાપનો પ્રતિબિંબ છવીરે પંચરૂપે એ પંચરૂપે,
ગ્રહ જગતે તાતતો જ ૪
મેરુ પાડુક વન વિપેરે લઈ ઉત્સંગે સ્વામી શક સિંહાસન
બેસીને રે
કાંઈ ભકિત એ ભકિત સેવન કામ તો જ ૫
એમ નિજ નિજ થાનિક થકી એ આવી આ ચોસઠ ઇંદ્ર
પહેલો અભિષેક આદરે એ કાંઇ મન મોહેમન મોહે
અચ્યુત ઇન્દ્રતો જ ૬

સેવક સુર ઓહશથીરે લાવે તીર્થ નાનીર ચંદન ફુલ કળસ ઘણા
કાંઇ મેળે એ મેળે જીનવરનીર તે જ ૭
નાટીક ગીત મોહે ખરુરે વાજીંત્ર નાદોકાર થઇ સુરનાર કરે
કાંઇ ભુષણુ હે ભુષણુનો લળકાર તો જ ૮
ત્રેસઠ સુરપતી સ્નાત્ર મહોછવ ઈસાંન પંચ રૂપે કરીરે
કાંઇ અંકે એ અંકે ધરેષાસતો જ ૯
સોહ સવ સહુના ચ્યાર રૂપે અભ્ર શ્રગે પયપુર
કરે સનાથ જગનાથનો કાંઈ નીરમલ એ નીરમલજી
નવ નવ નુર તો જ ૧૦

મંગળ આઠ આલેખીયારે આરતિ સંગલદીપ
કરે સ્તવનના વાસુ પુજયની એ કાંઇ આણે એ આણે
ભાવ શમીપતો જ ૧૧

નમી સ્તવી સોહમ ધણીરે માતા પાસે છવંતે નિજ ઉલસંતતો
હેમરયણુ વુતા કરી કાંઇ ઠાસોએ ઠાસે
જ ૧૨

મહોછવ ચઉસઠી ઇદ્રનારે રચી મનને ઉદાર
રતનશા નીજ ધન તણો કાંઈ લાહોએ લાહો લીધો અપાર તો
જ ૧૩

સુગંધ ચૂર્ણદીક તણારે આઠમે વાસર સાર અઢાર શનાથ
તે નવ નવાંરે
કાંઇ કીધા કાંઇ કીધા એ મંત્ર ઉચારતો જ ૧૪

ઢાલ ૭ મી

પિઠી ચોળે પીતંરાંણી રે

પહેલા સ્વામી સીમંધરૂ એ દેશી

અતિશય શહેજના ચ્યાર લક્ષણ અંગ અપારરે
આઠ એક સહસ્રવીરાજેરે અમીય અંગુઠડે છાજેરે ૧
ત્રિભુવન આનંદ કંદરે, કાંતી વધે જિમ ચંદરે,
ભણવા ચોગ્ય જાણીરે, નીશાળે ઉછવ આણીરે ૨
પાઠક દીલના સંદેહરે, ટાળે અવધિથી તેહરે.
અહો પ્રભુ જ્ઞાન વીશાળરે, મુખ મુખ વાંણી વિશાળરે.
ચોવન પ્રભુજીના દેહને, ધારે માતા પીતા મન ગોજારે,
પદ્માવતી રાજ કન્યારે, શનમુખ આવી લાણીઆરે ૩
શુભ વેળા શુભ લગનરે, જોવે વિવાહ સુર ગગનેરે,
ઇંદ્ર ઇંદ્રાણી ઉહીનાંણુરે, કરે રંગરલી તેહ ઠાણુરે ૪
મોક્ષરોધી ભોગ કર્મરે, ભેદવા કર ગ્રહેએ મર્મરે,
કામની કરવા લે ચાહીરે, કામને આંણે મનાઇરે ૫
પહેલું મંગલ હોવેરે, લાખ ઉરંગ મહાંન દેવેરે
બિજુ મંગલ થાવેરે, ગજ બહુલાં પ્રભુ આવેરે ૬
ત્રિજુ મંગલ વરતેરે કોડિ ભુષણ દાન દેયુકતેરે,
મણિ મુકતા ફળ સ્વર્ણુરે, ચોથે મંગલ પુર્ણુરે ૭
વિવાહ ઉછવ કીધોરે, મોટે મંડાણે યશ લીધોરે
નિરાગપણે વિતરાગરે ભોગવતા પુણ્ય ભાગરે ૮
પદ્માવતી સુત જાયો, અથવાના જોગ વારોરે,
સુતનિ સુતા પુણ્યવંતીરે રોહીણી અશોક વિલશંતીરે ૯

જન્મથી વરસ અઢાર લક્ષરે, કર્મ ફળ જાણે નાણે પ્રતક્ષરે
જયા વાસુ પુજય સમજાવેરે, સંયમ દીલમાં હેલાવિરે ૧૦

## ઢાલ–૮મી

વીર વખાણી રાણી ચેલણા. એદેશી

પાંચમા સ્વર્ગથી આવીયાજી, દેવલોકાંતીકજેહ.
વિનતી કરે વાસુપૂજયનેજી, સંયમ ગ્રહો ગુણ ગેહ ૧
વાસુપૂજય નંદન નંદિઈજી. આંકણી.

દાન સંવત્સર દેઈનેજી, ષટ્શયનરવટ સાથ,
અમાવાસ્યાં ફાલ્ગુણની ભલીજી, દીક્ષા લીઈ જગનાથ ૨
સુરવર નરવર બહુમલજી, વાજીંત્રનો નહી પાર,
તૃતીય કલ્યાણક નીપરેજી, રતનશા હરખ અપાર. ૩
એહ વિધનમે દીવસે કરોજી, અધિવાસના સુખકાર,
રજની સમે સદ્ગુરુ તીહાંજી, મંત્ર પવિત્ર વિસ્તાર. ૪
પ્રભુવસય તીર્થનાયક પ્રભુજી, અતિશયરયણ ભંડાર,
ત્રિભુવન પાલન સુરત રૂજી, કરો મૂરતી એહ અવતાર. ૫
વરસ દીવસ છદ્મસ્થપણેજી, વિચરી લહ્યું કેવલ નાણ,
મહા સુદિ બિજ દીવસે ભલોજી, વરતતા શુદ્ધ ધ્યાન. ૬
અતિશય શોભા પુરણ થઈજી, સકલ પદાર્થ જાણ,
ગણધર સંઘની થાપનજી, બેઠા ત્રિગડે જિનભાણ. ૭
ત્રિભુવન જીવને તારવાજી, દેશના દીઈ જીનરાજ,
સાંભલી ભવિ પાંમિયાજિ, સૌભાગ્ય લક્ષ્મી પદરાજ. ૮

## ઢાલ-૯મી

મોહયા મોહારે સુરનર લોક ગુરૂને બોલડીઇ એદેશી
હવે દશમે દિન અંજન શીલાકા, શુભ-સુરતથી યોગે રે,
વિધિ સહિત કરિઈ ઉછરંગે, દ્રવ્યભાવ સંયોગે
અંજન શીલાકા રે ૧
કીજે કીજે રે અતિઉલ્લાસ, પ્રભુ ગુણ ધારી રે
સોવીરાજન માંણીકય વરણું મિશ્ર મૃગમદ સાર રે,
ઘૃત ઘનસાર સુગંધે વસ્તુ, મેલિઇ મનોહાર. અં૦ ૨
સોહવ પંચનારી ગુણવંતી, એ અંજનને સમારે રે,
કંચન ભામાં તે તે થાપે, પવિત્ર પણે મનોહારે. ૩
પ્રતિષ્ટા વિધિનું સાર જાણી, સૂરીશ્વર ગણધારી રે,
કાંચીન રૂપ શીલાગ્રહીને, મંત્ર હૃદય સંભારી. અં૦ ૪
કેવળજ્ઞાનને કેવલ દર્શન, પરગટયો પરમ ઉદ્યોતરે,
થાપના સત્ય કહી ઠાણાંગ સૂત્રે, જિનપ્રતિમા જિન હોત. અં૦ ૫
વૈશાખ શુદી નંદા તીથી બીજે, શશી સિંહ લગને આવેરે,
સંવત ૧૮ અંઢાર ૪૩ ત્રીહતાલી વર્ષે, બેઠા તખતે સોહાવે અં૦ ૬
લક્ષ્મી સૂરિ તે સમયે વીનવે, વાસુપૂજ્ય મહા રાયો રે,
શીર ભાવે સમોસરણ ભાવે બેઠા, ભગવતી વછલ સુખદાયરે અં૦ ૭
સર્વાભરણસું આંગી અનોપમ, રતનશા સવં બનાવેરે,
જનમ સફલ કરવાને કારણ, સમકીત તત્વ દીપાવે, અં૦ ૮
એકસો આઠે તીર્થના જલ, શનાથ કાવ્ય ઉચારે રે.
મંગલદીપ નેવેદ ધરીને, શીવ કલ્યાણ ધારે, અં૦ ૯

## ઢાલ ૧૦ મી,

### આસાંણરારે યોગીરે એ દેશી.

વાસુપૂજ્ય પ્રભુને વચણે, થયા વ્રતધારિ શં ધારે, આંકણી
મુનિવર તેર સહસ શોભતાં, શાધિ લક્ષનિ શંગારે,
પ્રણુમો જીન રાયા ૧

દોય લખ પન્નરસહસ્સ ઉપાસક, ચઉલખ છત્રીસ શહસારે,
જયા સુત જયવંતા ૨

ચંપાપુરીમાં શીવપદ પામ્યાં, છશેં પુરૂષ પરીવરીયારે,
અવીનાશી આનંદ, અષાઢ સુદી ચતુદશ દીન લાયક,
સાદિ અનંત અનુસરીયારે, સુખ પરમાનંદ, ૩
ચોપનલાખ વરસ સંયમધારી, સુખભર ભોગવી આપુરે,
વાસુપૂજ્ય સુત વંદો, બહુ તેર લાખ વરસની રૂપ,
શહજાનંદ પદ થાયરે, ચિદાનંદ મહેદો, ૪
પંચકલ્યાણુકના બહુ ઓછવ, કરીને પડિમા થાયેરે,
શ્રાવિકા પુન્યવંતા, રતનશા નીત નીત નવલી ભક્તિ,
કરતા ધર્મ દીપાવે, શાસન જયવંતા ૫

## ઢાલ ૧૧ મી

આવો આવોરે સચણ ભગવતી સૂત્રને સુણીયે, એ દેશી,
શ્રી જિનમંદીર તખતે બીરાજે, વાસુપૂજ્ય જયવંતા,
પ્રસાદબિંબ પ્રતિષ્ઠા ઓછવ, રતનશા હરખે કરતાં,
ભવિતુમે વંદોરે વાસુપૂજ્ય જીનરાયા, ૧

રૂષભદેવની પ્રતિમા, ભુમી ઘરમાં થપાવી મોરે,
આનંદ અધિકો મહિમા, ભ૦ ૨
દેહરા ઉપરે મનમોહનજી, પાસ પ્રભુ પધરાવે,
દક્ષણ ભુજાઇ સમવસરણમેં, સીમંધર ચોમુખજી સુહાવે, ભ૦ ૩
વામ ભુજાઈ સહસ ફણો, પ્રભુ ચોમુખ એ તેહી છાજે,
ભમતી માંહે ચોવિસ જિનવર, પુજત ભવદુઃખ ભાજે. ભ૦ ૪
અમેચંદ પ્રેમચંદ તીનું બાંધવ, દિન દિન ચઢતે વાંને.
ખરચે દ્રવ્ય અતિહી ઉછરંગે, જિનશાસન નીની શોભાવે. ભ૦ ૫
ત્રિભુવનના જીનસમરણ કાજે, પાંચે ઠામે જીન છાજે,
જસ નામે દુઃખ દોહગ ભાજે, સંપદ ધર્મ બીરાજે
ભ૦ ૬
ધન ઝમકુ બાઈની કુખે ઉપના, રતનચંદ ફુલચંદ,
સીલવંતી આધાર ભાર્યાઈ, પ્રભુ કુંક્ષે મન આનંદ. ૭
દિનદિન અતેહી મન ઉછરંગે, ઉછવ થાઈ જીનંદા,
જેહને ધનનો લાહો લિધો, પામે મહોદય વંદા. ૮
સંઘ ચતુર્વિધ સાંમીવ છલ, કરતા મને નવી થોભે,
બહુ પકવાન મેવાની વડાઇ, દાન માને ઘણું શોભે ભ૦ ૯
યાચક જન બહુ યાચવા આપ, પંચ પશાઓ તે પામ્યાં,
મેઘ તણીપરે વરસને દાને, શાખુ ભગત થીર ધામો ભ૦ ૧૦

## ઢાલ ૧૨ મી

### રાગ ધન્યાશ્રી

શ્રી વાસુપુજય પ્રભુના ગુણ ગાવો, મીથ્યા દૂરીત મોટાવોરે,
સુકૃતા ફૂલની થાળ ભરીને, સુરત પ્રભુની વધાવોરે શ્રી ૧
સુખ સંપદ ગુણ જ્ઞાન વીશાળ, સદ્દહણા દીજ લાવોરે,
આનંદ રંગ રસાળ મહોદય, પુન્ય કારણ પ્રભુ ધાવોરે શ્રી ૨
સુરમણી સુરત રૂ શુભ, કાંસ કુંભ જમાવોરે,
પુન્ય રતના ગરજીન પ્રતિમાને, ત્રિભુનન વંદન આવોરે
શ્રી ૩

પુત્ર કલત્ર હય ગય રથ મંદીર, સુંદર ધર્મ સુદીવોરે,
પ્રભુ મહ ભક્તિ શક્તિથી અધીકું લહીઈં, નરભવ પુન્ય
દીપાવોરે શ્રી ૪

શ્રી વિજય સોભાગ્ય તપાગછે, સુગુરૂને સુપ્રભાવોરે,
તશ શીશ પ્રેમ વિજય સ્તવન કિધી, પરમાનંદ સુખ
પાવોરે શ્રી ૫

### કલશ

શ્રી વાસુપૂજય જિણેંદ્ર સાહિબ, થાપીયા જીન મંદિરે,
રતનચંદ મન આણંદે, પુત્ર કલત્ર ધન પરીકરે,
જિનબિંબ થાપક તવનકારક રવિ શશી લગેથીર રહો,
પ્રેમ વિજય કહે પ્રભુ પશાયે, સકલ સંઘ મંગલ લહે ૧
ઇતિ શ્રી વાસુપૂજય જિન મહિમા વર્ણના સ્તવન સંપૂર્ણ

श्री खरतरगच्छीय ज्ञान मन्दिर, जयपुर

## પ્રકરણ ૧૧મું

### — સુરતથી સંઘયાત્રાએ —

સુરતના શેઠ પ્રેમજી પારેખે શ્રીસિદ્ધાચલજીનો સંઘ કહાડયો હતો. જેનું વર્ણન નીચે આપવામાં આવે છે, અને તેવુંજ વર્ણન કવિ શ્રીદીપસાગર ગણીના શિષ્ય શ્રીસુખસાગર કવિએ પોતાના પ્રેમવિલાસ નામના રાસમાં કરેલું છે. તે વરસમાં શેઠ નાગજી પારેખે ખૂબ દ્રવ્ય ખરચી પ્રવેશ મહોત્સવ કર્યો છે, અને આચાર્ય શ્રીમદ્જ્ઞાન વિમલસૂરિજીના ઉપદેશથી સંઘ કહાડયો છે. તીર્થયાત્રાના સંઘો પ્રાચીન કાલથી નીકલે છે. ચાલુ સદીના સંઘો–જેવા કે–શેઠ ધરમચંદ ઉદેચંદનો શ્રીકેશરીઆજીનો તેમજ શ્રીસિદ્ધચલજીનો, શેઠ અભેચંદ સરૂપચંદનો શ્રીઅંતરી ક્ષપાર્શ્વનાથજીનો, શેઠ જીવણચંદ નવલચંદનો સંવત ૧૯૭૬માં શ્રીસિદ્ધાચલજીનો વગેરે પ્રસંગો ચિરસ્મરણીય રહેશે.

### શ્રીસુરતથી નીકળેલા શ્રીસિદ્ધાચલજી-શ્રીશત્રુંજયના સંઘનો સલોકો

શ્રીશંખેશ્વર પાર્શ્વનાથાય નમઃ

માતા શારદા લાગુ હો પાય, વળી દેવનમું શંખેશ્વર રાય,
સદ્‌ગુરૂ આગળ વિનતી કીજે, માયા કરી મતબુદ્ધિ દીજે ૧
સંઘવી પ્રેમજીનો કહુંરે સલોકો વર્ણવી કહીસ્યું સાંભાલજો લોકો
પ્રતાપે હો પાતશાહ ફર્રુખશાહ ગાજી, જેહ ઉપર સારી
આલમ રાજી ૨

નવરંગ જેને પાટે બેઠો તખત, દલ્લી પતિ કેરૂં મોટું વખત,
સમસેર બલી કરે છે રાયુ મુકયો જીજીઓ વાધી છઈ લાજ ૩
શુભ નગરે પાતશાહ પરજા હો પાલિ વાંકા દુશમનનાં
સાનજ ગાલિ,
પાતશાને પોતે દેશ ઘણેરા એકથી એક વધે અધિકારો ૪
ગુજરાત દેશ મોટો જાણુ, મોટા તે શહેર ચાર વખાણુ,
અમદાવાદ, પાટણુ, સુરત, ખંભાત, સુરત બંદર જગમાં
વિખ્યાત ૫
બંદર સુરતમાં સહુ કો સુખીયા કોઇ જીવન લાભે હો દુઃખીયા,
ન્યાય તણા તે કરે વ્યાપાર ધનવંન લોક સુખીઓ દાતાર ૬
મહાજન માંહિ વડા વ્યવહારી ધર્મવંતને દેવ પુજાકારી,
સમકિતવંત બારવ્રતધારી સીયલવંતી છે જસધર નારી. ૭
સીયલ સરીખીને રૂપે ઈંદ્રાંણી કુલ ખરે મુખે બોલતવાણી,
એહવી નારીના ભોગી ભરતાર અવસરયાચક જનના દાતાર. ૮
સંવત સત્તર શીત્તરા હો વર્ષે, પારખ્ય પ્રેમજી મનમાંહિ હર્ષે,
પુરવ પુન્ય એ રીધ્ય પામી કસી વાતની નહી છે ખામી, ૯
સ્વામિ વચ્છલ મોટા કીધા યાચકજનને દાનજ દીધા.
ઠામઠામ વડી પોશાલ સનરાવે પડયાં ડલ્યાંને નવા કરાવે, ૧૦
ખરચ્યા ગરથ ને સાત ખેત્ર ઠામ, પારખ પ્રેમજીનું અવિચલ નામ.
પણ મન માંહે એક છે રંગ શત્રુંજય કેરો ચલાવું સંઘ, ૧૧
જે કોઈ માહરી પુંઠ પુરાવે ખરચુ ગરથ આગેવાન થાવે,
રાજનગરના શ્રાવક બલીયા ઉમરાવ જાણે પાતશાહ ગલિયા. ૧૨

કરજ વાત્ર આપિ કરેજ બાપ કોપિ એકતો ડેરવી ન બાપ,
લલિતેહમાં સદ્ધિકા ઓસવાલ કહીયે, જેહની કરણીનો પાર
ન લહીયે. ૧૨

ભણશાલિ કપુરચંદ સુજાણ, પાતશાહી દીવાન દે બહુમાન,
ઓજ હઝીરનો સાથો વઝીર, સુરો પુરો ને વિરોધી વીર ૧૪.૩
તેહને તેડીને કરે વિચાર, સંઘ ચલાવે શેત્રુંજ સાર,
ગરથ જોઈએ તે મુજને કેજો, તુમે આગેવાન થઇ કાજ
કરેજો. ૧૫

એહ વાતની ફકર છે તમને, કામ કરીને જશ દ્યો અમને,
એહવું સાંભળી કપુરચંદ બોલે, નહી કોઈ તુમારા ભાગ્યને
તોલે. ૧૬

સતાબ થાઓ અયર ન કરણા, વેગે જઈને પાછા ફોફરણા,
હાને ઠામે ઠામ ચાલિ છે વાત, ગામગામ કાગલ લખો
દિનરાત. ૧૭

વાચી કંકુતરી રંગીયાત થાય, એકને એકને પુછવા જાય,
પરઠયો બાઠાને જોડા સેજવાલા, તવ કહે અમે ચાલશું
પાલ. ૧૮

છ"રી" પાલંતા ઘણો ધર્મ થાય, આદીસર ભેટે પાતિક જાય,
એકલ આહારી ભોમી સંથારી, સચિત પરિહારી દેવપૂજા-
કારી. ૧૯

બ્રહ્મચર્ય ધારી અને પાદચારી, એ છ"રી" પાલતાં દુરગતી
વારી

ઘર ઘર એ વાતજ થાય, ડેરા તંબુ ત્યાં શીવડાવા જાય ૨૦
ધાંણી ચણાને સુંદર પકવાન, લાડુ મીઠાઇ ફોફલ પાન,
જે કાંઇ જોયે તે સાથે લેજો, કામ હોય તે અમને કહેજો ૨૧
હવે સુરતથી ચાલે છે સંઘ, ચૈત્ર શુદી દશામી રાખ્યો જે રંગ,
સુરત જોઈ કીધુ પીયાણુ, પહેલું મુકામ વાડીમાં જાણુ ૨૨
સાફાને રૂડા સેજવાલા, વિવેકી શ્રાવક હીંડે છે પાલા,
આવી ભરૂઅચ્ચ ડેરા દીધા સંઘવી ભણુશાલી વિચાર કીધા ૨૩
ઇહાંથી ભણુશાલી આગલ સધાવો, અમદાવાદી સંઘ તૈયાર
કરાવો,
મોટા ડેરાને રૂડીકનાથ સોટા નીશાન તુમ લેજો સાથ ૨૪
રૂડા રથ પાલખી સજ્જ કરાવો, સામાન લઇ ધાલાકે આવો,
તિહાં આપણ સહૂએ ભેગાજ થાસ્યું, શ્રીસંઘ તેડી સિદ્ધાચલ
જાસ્યું. ૨૫
તિહાંથી ભણુશાલી તરત સીધાવ્યા, દિવસ બે ચારે અમદાવાદ આય
સિધ્ધાચલ ફેરો કરે સામાન સોટા ઘોડાને મોટા નીશાન ૨૬
હવે ભરૂચથી સંઘ સધાવે, ગામ ગામ કેરા સંઘ મલિ આવે
ગામ ગામ કેરાં કેતાં કહુંનામ આવી સોજતરે કર્યું મૂકામ. ૨૭
સંઘવી તિહાંથી અમદાવાદ જાય અમદાવાદી સંઘ રલીયાત થાય
શ્રીસંઘ આગે સંઘવી બોલે નહી કોય અમદાવાદી સંઘને
તોલે. ૨૮
તે માટે તુમ મોટા છો ગૃહસ્ત, ચાલો સિદ્ધાચલ જઇએ સમસ્ત,
શેઠ સધાવો વેલા થાવો, કામ હોય તે અમને ફરમાવો ૨૯

ઠામ ઠામ સેજવાલાં સમરાય, રથ પાલખીનાં ઓછાડ થાય,
ઘરે ઘરે એમ વાતજ થાય, ચાલણ કાજે હલોહલ થાય ૩૦
ગીણીયા વેલો રથ જોતરીયા, કેઇ અલબેલા તેજી પાખરીયા,
કેઇ પાલખીએ કેઇ ચઢયા ઘોડે, તુરંગ દોડાવે માંહોમાંહે
દોડે. ૩૧
ઇણ પરે બહુ સાહજ મલીયા, રાજનગરના શ્રાવક બલીયા,
ઝવેરી હીરસા મોટું છે નામ જેણે ન રાખ્યો શાંતિદાસ
ઠામ. ૩૨
સાલાલજી ઓસવાલ જાણું, રતનસૂરાનું કુલ વખાણું,
સોની નિહાલચંદ સુંદર સોહે, તેજસી સૂતનો દેખી મન
મોહે ૩૩
હર્ખુસાં સરીખા મોટા વ્યવહારી સાવધર્મ માનની કીરતિ સારી
સુરત કેરા વડવડા સાહ આવ્યો સંઘમાં ધરી ઉમાંહ ૩૪
ખંભાત પટણી મોટા ગૃહસ્ત ઇણીપરે મહાજન મલ્યું સમસ્ત,
રાજ નગરથી સંઘ ચલાવે પહેલું મકામ વાડીમાં થાવે ૩૫
સુરતી અમદાવાદી સંઘ તે જૂઓ આવી ઘોલકે ભેગો હુવો,
નગારાં ગાજે નોબત વાજે સંઘવી સોહે અધીક દીવાજે. ૩૬
ભલભલા મીર મુગલ યાહા, પઠાણ પૂરા સહી અદસાદા. ૩૭
સુરાપુરાને માની મછારલા અસવાર ચારસે પાંચસે પાલા ૩૬
દારૂ ગોલીના ગાડા હો ચાલે જેહને જોઇયે તેહને આલે,
છત્ર ઉટિ કોક બાણ સાથે આવી ભૂમીયા નમે જોડી
હાથે. ૩૮

ચાર સહેરના ચાર છે જંડા જેહના ગલેપ દીસે છે દંડા,
અસવારી આગેનેની ફરકે આરબો છોડે નાલિ ધડુકે. ૩૯
પાલખી આગલ કૌતક ચાલે, પહેલી સવારીમાં કપુરચંદ માલે,
ભણુશાલી કેરો સબલો છે ડંકો આણુ ન લોપે રાયને રંકો. ૪૦
જે કોઇ એહુથી ચાસે અપુઠો તેહને જાણો જગદીશ રૂઠો,
જે કોઇ આવી શિપ નમાવે તે ભણુશાલીનો ઇનામ પાવે. ૪૧
હવે ધોલકાથી સંઘ સધાવે બીજે મકામ ગાંગડમાં આવે,
ગાંગડનો રાજા સબલ બલીયો આવીને સંઘવીને સામો
મલીયો ૪૨
ભણુશાલી જેહને ઈનામ અપાવે સાથે લઇ વોલાવા આવે,
ત્રીજે મુકામ બરોલે આવ્યા જીમણ કીધો સહુસુખ પાવ્યા. ૪૩
હવે ધંધુકા મોટો ગામ તિહાં કીણુ કીધું ચોથું મુકામ,
મહારાજા કેરી વરતે આણુ હાથી કાઠીને કીધો હો જાણો ૪૪.
તતખીણુ હાથી કાઠી તે બલીયો આવી સંઘવીને વેગેસ્યું મલીયો
ભણુશાલી તેહને દીયે છે માન ઈનામ ઉપર ફોફલ પાન. ૪૫
સતાબ થાઓ સંઘ ચલાવો સાથે લઇને વોલાવા આવો,
પછે અમે તમને ઈનામ દેસ્યું રલીયાત થાશો તેમ કરસ્યું ૪૬.
ધંધુકાથી કર્યો છે કુંજ કોઇ ન જાણે કપુરચંદ ગુંજ,
મારગ જાતાં કાઠી તે મલીયા સંઘના લોકો દેખી ખલભલીયા ૪૭
દીઠા ઘોડીને વાજે રણુતુર કંપ કોયરને સુરાને સુરપાલીયા,
તવે હલિ ભેગાં ચલાવે સુરા થાય તેઅ નામ પાવે. ૪૮
લશ્કર તેડી કરે ભણુશાલી મારસેકાઠીને સુંરહ્યાભાલી,

મારી આવે તે ઈનામ પાવે ઘાયલ ઘરે બેઠા તે ખાવે. ૪૯
ઘોડા પડશે તેહને સવાયો દેસ્યુ સુરો થાસ્યે તેહનાં લાડ પાલેસ્યું.
બેહુ પાસે પાલ અસવાર ચાલે સંઘવી પ્રેમજી વીચાલે
માલે. ૫૦
બંધુકો છુટે નગારાં ગુંજે દેખી દુશમનનાં હીયાં ધ્રુજે,
પછાડી આવી કાઠી હો વલગા મારી બંધુકો કર્યા હો
અલગા. ૫૧
તીહાં કીણુ હુઇસબલી લડાઇ હાથી કાઠીને ઘોડી મરાઈ, ૪
હુઓ તડકોને આવ્યું છે ગામ નાવડે વાઢેલે કીધું
મુકામ. ૫૨
હવે શ્રીસંઘ તિહાંથી ઉપડીયો સાતમે મુકામે લોલીયાણે પડીયો,
ઉતર્યો સંઘને થઇ છે ખુબ દિન દિન કાઠી પડાવે બુમ. ૫૩
ઘઈ વાહર કેડેજ કીધી વાણીએ એકે બરછી,
લીધી બરછીને આપ્યું ઈનામ દીન ત્રણ હિતાં કીધું
મુકામ. ૫૪
લોલીયાણેથી સંઘ ઉપડયો આઠમી મજલે ધારૂકે પડીયો,
ધારૂકું ગામ મોટું હો કહીયે, જે કાંઈ જોઇયે તે તિહાં
લહીયે. ૫૫
ભાવસંગ રાજા કરે છે રાજ જહેની અધીકી વાઈ છે લાજ,
દાણુ જગા તેહની લાગે આવી સંઘવીની પાસે તે માગે. ૫૬
ભણુશાલી કહેના પુંદાણુ મુજ જાણે છે સુબા સુલતાન,
તે માટે મારો સંઘ વોલાવો લશ્કર લઇ વોલાવા આવે. ૫૭

પછે અમે તુમને રલીયાત કરસ્યું લાગત તુમારી આગલ ધરસ્યું
ભાવસંગ ભાખે સાંભલો સેઠ આપો દામ જયું પોચાડું ઠેઠ. ૫૮
એહવો કો સંઘવી બલીયો ન થયો વીણુ દામ આપે શત્રુંજય ગયો,
લાગત હમારી પહેલી લેસું, પછે શ્રીસંઘને વોલાવી દેસ્યું. ૫૯
ભણુશાલી કપુરચંદ હઠે ચડીયો ભાવસંગ રાજા તે પણ અડીયો,
હજાર ગમે માગું ગરથ નહિં આપો તો કરસ્યું અનરથ ૬૦
ભણુશાલી ભાખે તારો સો જોર, જો તું એવડો કરે છે સોર,
તેડાવું લશકર ભગાવું ગામ કિહાં રહેવાનું ન જડે ઠામ. ૬૧
માંડલી વલાવે મોરછા બંધાવે રાત દિવસ ચોકી કરાવે,
ભલભલા ભાંજગડ કરે દિનરાત ધારકે સંઘ રહયો દિન સાત. ૬૨
શ્રીસંઘ કહે હવે તુમે ચાલો આગે દામ તે ભાવસંગને આલો,
ભાવસંગ રાજા અવસરનો જાણુ કપુરચંદનું કર્યું પ્રમાણુ, ૬૩
કપુરચંદ ભાવસંગ બેહૂ તે પ્રેમજી સંઘવીને ડેરે હો મલીયા.
સંઘવી હવે સંઘ ચલાવે ભાવસંગરાજા વોલાવા આવે. ૬૪
સંઘવી તેહને સરપાવ દીધો ગરથ આપીને ખુશાલ કીધો,
તીહાંથી આગલ સુંસરાગામ કીધું તે દશમું તિહાં મુકામ. ૬૫
પ્રભાતે તિહાંથી સંઘ સધાવે હુંઢણુ બહૂર ગામ તે આવે,
કાંધાજીનો સુત નામે પૃથ્વીરાજ જેહની સવાઇ બાપથી લાજ. ૬૬

લશ્કર લેઇ નગારાં દેઇ સામો, આવ્યો તે સામાન લઇ,
આવી સંઘવીને કીધો જુહાર સંઘવી હરખ્યો મનમાં અપાર. ૬૭
ભલે પધાર્યા તુમે મહારાજ તુમ આવે વધી હમારી લાજ,
પૃથ્વીરાજ ભાખે સાંભલો શેઠ, આદીસર ગ્રારો જઇને ઠેઠ. ૬૮
પૃથ્વીરાજ સાથે સંઘ ચલાવે વઇશાખ વદિ પાંચમ ઇવી-
મલાચલ આવે,
દીઠો ડુંગર ને ભાગી છે ભુખ જનમ જરાનાં જે ટાલે
દુઃખ. ૬૯
તાણ્યા જંડા ને ડેરા તે દીધા પ્રેમજી સંઘવીના મનોરથા
સીધા,
લલીતાસર નિર્મલ ભર્યું છે નીર શ્રીસંઘ ઉતર્યો તેહના
તીર. ૭૦
પાલીતાણું છે સુંદર ગામ વાડી વડલાને મોટો આરામ,
ગામમાં વસે બહુલા વ્યાપારી વોર્યા વણજયાની મતિ છે
સારી ૭૧
પરદેશી વસ્તુ આવે છે વાણે લેવા દેવાને મોઢામાં તાણે,
શાખરબદ્ધ પ્રાસાદ સોહે, આદ જિન દેખી ભવિમન મોહે ૭૨
પ્રથમ પૂજ્યા પાલીતાણે દેવ નીત ઉઠી કરવી જેહની સેવ,
પ્રભાતે શ્રી સંઘ શત્રુંજય જાવ સોના રૂપાને ફુલે વધાવે ૭૩
પહેલાં ટુંકને માન મોઢીઉં નામ ધોલી પરવ છે વીસામા ઠામ,
બીજે તે ટુંકે શ્રીસંઘ ચડીયો નીલી પરવે જઇને અડીયો, ૭૪
ઇમ ચઢતા ત્રીજી ટુંક તે આવે કુંભાર કુંડ દેખી સુખ પાવે,

પગલાં વિસામો સુંદર પરવ ચોથી ટુંક તે મેલવો ગરવ ૭૫
હિંગલાજનો હડો એહવું નામ તીહાં ચઢતો ફુટો પાપનો ઠામ,
ભવાની કેરો તિહાં છે વાસ માને ઇછે તેહની આસ ૭૬
જય જય સુખ જપતાં આગલ જાવે શાલા કુંડે આવી વીસામો,
ખાવે
હલુવે હલુવે શ્રી સંઘ હીંડે હીરબાઈ પરવ અધુરો કુંડ ૭૭
આગલ જાતાં દેહરાં દીસે નરનારી કેરાં મનડાં હીસે,
જીન ગુણ ગાતાં આગલ ચાલે રામ પોલ પેસી કુંતાસર
સાલે ૭૮
આગે તે જાતાં વાઘણ પોલે સાધુ સુકોસલ હનુમંત બોલિ,
ડાબી ન પાસે ચકકેસરી માતા જમણે ગોમુખજથી
વિખ્યાત ૭૯
આગે આગે જાતાં રાજુલની ચોરી નીરખે નરનારી તિહાંકણ
દોરી,
સુરજ કુંડ આવી કરે સનાન પાસ ભીમ કુંડ ઇશ્વર નામ ૮૦
નીરમલ તેહનું ભરીઉં છે નીર સ્નાન કરે તેહનું પવિત્ર શરીર
ઇણ કુંડે ઝીલે જે નરનારી તેહ પ્રાણિની દુરગતિ વારી ૮૧
સોના રૂપાના કલશ છે મોટા ગંગોદક ભરી રહ્યા છે લોટા
કેસર સુખડ ઘસવા ઓરસીય ભવિજન આવે તીહાં કણ
ઘસીયા. ૮૨
ઘસી કેસર ન લાગે પલક તલવટ પોતે કર્યાં છે તિલક,
બહુ પાસે બેઠી માલણ બોલે આડીસર સામી પુંડરીક
પોલ. ૮૩

એક હાથે કેશર કુલજ ધરીયા દેરાં પાછલ પ્રદક્ષણા ફરીયા;
પ્રદક્ષણા દેઇ કરે સલામ પુજ્યા આદિસર સઘલા ઠામ. ૮૪
ઘણા દિવસનો ઉમાહો હતો આજ મનોરથ તે સવી પહોત
ધન ધન આદીસર જિનરાય સુર નર જેહના સેવે પાય ૮૫
નાભિ નંદન મરૂદેવી માય. દરીસણ દીઠે હરખ ન માય,
પ્રભુ ગુણ કેરો પાર ન આવે એક મુખમેં કહ્યા ન જાવે ૮૬
પુછ પ્રણમી જિન ગુણ ગાય શ્રીસંઘ કેરો હરખ ન માય;
મુલગે દેહર પ્રતિમા ચોકવીસ તે સવી પુજિવ પુહતિ જગીસ. ૮૭
ખરતર વસહી વીગલ વસી સોહે તીહાં પુંછ જિન મારૂં મન મોહે,
સહસ કુટુંબ છે સુંદર ઠામ પ્રત્યેક બિંબ પુજ્યાનું ઠામ. ૮૮
બહાર આવી ચોમુખ પુજે અરે પાતકડાં કાં નવી ધ્રુજે,
આગે ને મોટો એક પ્રાસાદ તિહાં જીન પુજ્યા મનને ઉલ્હાદ. ૮૯
નાના ચોમુખની પ્રતિમા હો સારી પુછ પ્રણમી ને દુરગતિ વારી,
રાયણ રૂખ તે સુંદર સોહે તીહાં પ્રભુ પગલે મારૂં મન મોહે. ૯૦
પુજ્યા પગલા ને પહોંચી છે આશ પ્રભુ તુમ ચરણે દેજ્યો મુજ આશ,
ચોદસે બાવન ગણધર કેરા પ્રત્યેક પગલાં પુજ્યું ભલેરા ૯૧

ઠાર જસુને દેહરે હો દીસે પ્રતિમા પૂજતાં મારૂં મન હીસે,
ઉપર ચોમુખ અતીહી ભલેરા પુજી પ્રણુમીને હરખ્યો મન
મેરા. ૯૨
રામજી ગંધારીયા કેરા ચોમુખ જન્મજરાનાં ટાલે દુઃખ,
સુંદર સોહે પ્રતિમા તે ચાર પુજયાં પુંડરીક ને હરખ
અપાર. ૯૩
માંહે ફરતી એ બાવન દેહરી ભુયરે પ્રતિમા અતીહી ઘણેરી,
પ્રથમ પ્રણુમીને પુજા હો કીધી આદીસર આગે સુખડી
લીધી. ૯૪
પ્રણુમી આદીસર શ્રીસંઘ જાવે મોણોત જૈમલને ચોમુખે આવે,
ચોમુખ સરખી પ્રતિમા છે ચાર પુજા કરતાં ન લાગી વાર. ૯૫
કુંભડ આંચલીયાના દેહરાં સારાં એકથી એક દીસે અધિકેરા,
તે પણ પુજી આગલ ચાલે નેમની ચોરીએ આવીને માલે. ૯૬
ચોરીને દેહરે બિંબ એકાસી પ્રત્યેક પુજે સમકિત વાસી,
અહીર આવી સુખડી લેવે ખજુર ખાંડ પલાલી પીવે. ૯૭
પોલથી ડાબે મારગ ચાલે અરબુદ આવી દેવ નિહાલે,
અરબુદ પુજી પાછા હો વલીયા, મરૂદેવી કુંડે પાણી હો
ગલીયા. ૯૮
મલી પાણીને પીએ નરનારી પાંચે પાંડવ ને છઠ્ઠી હો નારી,
પાંડવ પુજી આગલ જાવે, સવાસોમજીના ચોમુખે આવે. ૯૯
મોટા ચોમુખની સુરતિ સારી આદિજિન ઉપરે બલીહારી,
નાના મોટા બિંબ ઘણેરા ચોમુખ ચાર મોટાં છે દેહરાં. ૧૦૦

ઠામે ઠામે પ્રતિમા પુજે નરનારી, પગલાં ઉપરે રાયણુ સારી;
પાસે ચોતરે ગણધર કેરા પુજી પ્રણમીને વલીયા સવેરા. ૧૦૧
પોલે નીસરતાં પુંડરીક બેઠા, પુજી તેહને ભોંયરે પેઠા,
ભૂયરાં અરી બાહેર આવે શાંતિનાથ કેરા દેહરે જાવે. ૧૦૨
મોટું દેરૂંને શિતલ વાય શાંતિનાથ પુજે પાતિક જાય,
દેહરાં પાલી ચોમુખની ખાણે મરૂદેવી ટુંકે ઉત્તરે સુજાણ. ૧૦
ઉત્તરે સંઘને વિસામો આવે પાણી પીને સુખડી ખાવે,
પરવે પરવે તે ચોઠી હો છોડે કેઈ નરનારી આગેથી દોડે. ૧૦૪
ડુંગર ફરસે સીધ વડ જાય ઉલખા જોલ દીઠે હરખ ન માય,
ચિલણા તલાવડી જઈને નાહે, નદી શેત્રુંજી તે પણ અવગાહે. ૧૦૫
ડોલીવાલા કેઈ ડોલી ચલાવે કેઈ ઉતારે કેઈ સામા આવે,
કેઈ બલીયા કરે બે ત્રણ યાત્રા કેઈ સુના ખોય મુલગી માત્રા. ૧૦૬
ડુંગરથી આવે ભોયન થાવે પ્રભાતે ઉઠીને શત્રુંજય જાવે,
ચાર પહોર ઇણીપર જાય ગામને દેહરે આંગી રચાય. ૧૦૭
ગંધર્વ ગાય નટુવા નાચે તે દેખી શ્રાવક શ્રાવિકા માચે,
સાધુ મલ્યા તિહાં ત્રણસેં ચાર ગચ્છનાયક વાચક ગીતારથ સાર. ૧૦૮
નીતનીત તિહાં વખાણ થાય વખાણે ઉઠે ગંધર્વ ગાય,
વહોરણ કાજે તેડાં તે આવે ગંધર્વ ગાતાં ગીતારથ જાવે. ૧૦૯

જૈન તણી છે તિહાં ઠકુરાઇ સંઘમાં વરતી આદીસર હાહિ,
ઝંડા આગલ બેસે બજાર, દોસી કંદોઇ ગાંધી મણીયાર. ૧૧૦
ઘીયાંનાં ગાડાં ઘઉની પોઠ ગામ ગામના સંઘી કરે છે ગોઠ,
ખાંડ ગોલની થાય છે લ્હાણી બારસે છપન વેલાને
દેણી. ૧૧૧
ગાડલાં વેલાંને સરવે પોઠીયા સત્તરસે જોડી મલ્યા બલદીયા;
બલદ પ્રતેદે ગોલજ સરે ઘીની લેણીય પાય અધસેર. ૧૧૨
મોટી સોલલહેણી ગોલ ઘીની જાણુ નાની લહેણીની સંખ્યા ન આણુ
કપુર ભણશાલીઈ જત દીધી નામા દીઠ સેર ખાંડજ દીધી. ૧૧૩
પારેખ મોરાર સુરતનો જાણુ બીજી લહેણી તેની વખાણુ;
સંઘવી હવે સંઘ જમાડે ત્રણસે સાઠ ગામ કાગલમાં માંડે. ૧૧૪
શ્રીસંઘકાજે જમવા સારૂ લાડુવા પુરી પકવાન વારૂ,
સંઘથી વેગલો ડેરો દેવાડો દિવસ હોય સંઘ જમાડો. ૧૧૫
સંઘ જમાડી સારૂં કીધું માનવભવનું એ ફલ લીધું,
આરખ રાવજીને કુલ તું દીવો સંઘવી પ્રેમજી તું ચિરંજીવો. ૧૧૬
છઠથી માંડી પુનમ સુધી સંઘને લોકે યાતરા કીધી,
પડવેને દીન પૃથ્વીરાજ આવે ડુંગર ઉપર કોઇ ન જાવે. ૧૧૭
મુંડકું આપું સાહરૂં જે લાગે, સંઘવી આગે પૃથ્વીરાજ માગે,
સોલ હજાર રૂપીઆ લેસું ત્યારે ડુંગરે ચડવા દેસ્યું. ૧૧૮
એહવું સાંભલી કહે ભણશાલિ, જોઇ માણસને બોલ સંભાલી,
બીજા સઘવીની પરે હું નાપું મુલગામાં હુથી મીલણુ
કાપું ૧૧૯

રાત દિવસ ભાંજગડ થાય ભાંજગડ કરતાં છ દિન જાય,
રૂપીઆ છ હજાર સુધી વાટ વાણીએ ભાંજગડ કીધી ૧૨૦
ભણુશાલી ભાખે એવડું નાપું એ માંહેથી આધોં આધજ કાપું,
રૂપીઆ ત્રણ હજાર દાણુ આપું હું તુજને વચન પ્રમાણ ૧૨૧
પૃથ્વીરાજ ભાખે જ્યારે જાય ઇહાંથી તુજને તેડાવ્યો કોણે તિહાંથી,
હીરસા કેરી રાખું છું લાજ તુજને તમાશો દેખાડું આજ ૧૨૨
ભણુશાલી ભાખે સાંભળો હો રાજ શાને એવડા કરે દીવાન
દાણુ જે માગે તેહીજ સાચા જોરાવર નાપે ઓસવાલ
ખચ્ચા ૧૨૩
બીજા સંઘવીને હું નહિ સરીખો આંખ્યો ઉઘાડી જોઇને
પરખો,
હવે હું તુજને નાપું બદામ તાહરે ચાલે તે કરજે બદામ ૧૨૪
હવે ભણુશાલી લશકર રાખે નાલિ ગોલાના આરાબા દાખે,
ગામનો રાજ મેલો તેડાવે કાઠી કાલીને તિહાં મલી આવે ૧૨૫
ચાર પાણીની તે બંધ કીધી પાપી પરધાને એ મતિ દીધી,
તવ ભણુશાલી ઉંટ તેડાવે ડેરા પાખલિ કુઈ ખોદાવે ૧૨૬
ખોદી કુઇને આવ્યું છે પાણી એહવી વાત પૃથ્વીરાજ જાણી,
ફોજ મોકલી ત્યારે મંગાવે ગામના લોક આકળા થાવે ૧૨૭
કારકુન કહે સાંભલો પૃથ્વીરાજ એ વાતે લાગે આપણે લાજ,
ગામમાં આવો વણજ વેરાવો ચાર પાણીની બંધી
છોડાવો ૧૨૮

સંઘવી પ્રેમજી નેક પુર ભણુશાલી એકાંતે બેસી બુધ્ધિ સંભાલી,
પ્રભાતે આપણુ કુચ કરેવું એવડું દાણુ ન એહને દેવું ૧૨૯
જેઠ સુદિ આઠમ નગારાં દેઇ કપુરચંદ ચાલે શ્રી સંઘ લેઇ,
ભાટ વાણીયાં ભાંજગડ કરે ભણુશાલી આગે વિનતી કરે ૧૩૦
વીણુ માલ પાંડેરે કરો છો કુચ એ વાતે નહી ભલી તુમ સુજ,
આજનો દિવસ કરો મુકામ જેમ સિધ પામે તમારૂં કામ ૧૩૧
ભણુશાલી કહે અમે તો વાણીયા માન્યાતો દેવ નહીતર પાણીયા,
યાત્રા ન થાય દિવસ જાય સંઘના લોક આકલા થાય ૧૩૨
તે માટે માહરે ઇહાં ન રહેવું જઇ પૃથ્વીરાજને તુમે તે કહેવું,
ત્રીજે નગારે અસવારી થાય માનવી ચાલે શ્રી સંઘ જાય ૧૩૩
કાઠી કોલીને ઉભા રજપૂત દીસંતા કાલા જાણે યમ દૂત,
આવી વેલાને લુટવા લાગ્યા છુટી બંધુકો તવ તે ભાગ્યા ૧૩૪
કાઠી તરવારને કાઢીને ધાય લલીતાસર પર મામલો થાય,
ત્રીજે નગારે અસવારી થાય ગામ વીચાલે શ્રી સંઘ જાય. ૧૩૫
બુંબ સાંભલી તિહાં ભણુશાલો અસવારી ગામ ઉપર ચાલી,
નાલ્યો ધડુકે બંધુકો છુટે માંહોમાંહે એક એકને કુટે. ૧૩૬
તીરતણા તીહાં વરસે છે મેહ ભલા થાય તે ન દાખે છેહ,
અસવાર ઉપર બરછી હો નાખે ઝડ કાપડ તાડાલિને દાખે ૧૩૭
આવી છે ગોલી નાખે છે ઢોળી રણુમાં પડયા તિહાં દીસે છે કોલી
કાયર તીહાં જાય છે ભાગા સુરા લડે છે રણુમાં નાગા. ૧૩૮
પડયા સિપાઇ પહેલી લડાઇ માર્યો છે જિહાં પૃથવીરાજનો ભાઇ
વાણી આ વચે વેગડ કુટાણા બાઈ બેનડી ઘોડા કહેવાણા ૧૩૯

પંચેંદ્રિ જિહાં હણાણા વીશ અધિકાનું મિચ્છામિ દુક્કડં કહીશ,
આવ્યા યાતરા અનરથ કીધો સંઘવી પ્રેમજીને અપજશ
દીધો ૧૪૦

હીરસા ઝવેરી અવસરનો જાણ વચે પડી વાહી આદીસર આણ,
ધણી હુઇ તુમે છો બલીયા ભલામાણસ વચે પડીયા ૧૪૧

વચે પડીને વારી લડાઇ ગોલી નાંખતાં વાર્યા સિપાઇ,
શ્રીસંઘ તીહાંથી પાછો તે આવે ડુંગર તલેટી મુકામ થાવે ૧૪૨

કરી મુકામ માંહેમલીયા ભાવટ ભાગી કષ્ટથી ટલીયા,
પરભાતે સંઘવી હીરસાને લેઇ દાણુ ચુકાવા આવ્યા તે બેઈ ૧૪૩
વાંજગડ કરતાં સારો દિન થાય સાંજ પડે સહુડેરે તે જાય
બીજે દિન આવીને બેઠા કીધો માગ્યો ગરથપૃથવીરાજને
દીધો ૧૪૪

ડુંગર ડેઇ છુટી મનાઇ બીજી નુમ ચઢે શ્રી સંઘ ધાઇ,
દશમ ડેરૂં સુરત ચંગ પહેરી ઇંદ્રમાલ રાખ્યો છે રંગ ૧૪૫

રાયણ પાખલ ફેરા તે ફરીયા સંઘવી સંઘવેણના કાજ તે સરીયા
સંઘપતિ ડેરૂં તિલક કરાવી દેહરા ઉપર ધજા ચઢાવી ૧૪૬
ભાટ ઉભા રહી બિરૂદાવલી બોલે નહીં કો સંઘવી-પ્રેમજીને તોલે,
ભાટ ગંધર્વ ને દાનજ દીધાં લક્ષ્મી મહ્યાનાં એ ફલ લીધાં ૧૪૭
સંઘ સકલ પુજા તે કીધી ચોથા વ્રતની કેઇ આખડી લીધી,
દાદા દરીસણ ફેરે તુમે વહેલાં, શીખ માગીને ઉતર્યા
પહેલાં ૧૪૮

બીજે દીન કેઇ ચડયા નરનારી પુજી આદીસર આંગીરસ સારી,
બારશને દીન સંઘ ઉપડયો કુંદણુ બદ્દેદ ગામે જઇ પડીયો ૧૪૯
ભણુશાલી કપુર કેડથી આવે વાણીયા ચાર બાંધીને લાવે,
રાત ગઇ છે પેલી ઘડી ચાર હુઓ નગારૂં થાઓ તઈયાર ૧૫૦
તીહાંથી શ્રીસંઘ રાતરે ચાલે તો તલીચાણુ આવી રાતને ગાલે,
ઉગ્યો સુરજ ને થયો પ્રકાશ શ્રીસંઘ ચાલ્યો મન ઉલ્લાસ. ૧૫૧
જમણુ કરીને રહ્યા દિનરાત ચાલે શ્રીસંઘ ઉઠી પરભાત,
આગલ આવ્યું લોલીયાણુ ગામ જમણુપાણી કર્યાનું મકામ. ૧૫૨
પાલીતાણુાથી પીપલીયું ગામ સોલ ગાઉ આવી કર્યું મુકામ,
નીરમલ નદી ભર્યું છે નીર શ્રીસંઘ ઉતર્યો તેહને તીર. ૧૫૩
જમણુ કરીને તીહાં થકી ચાલી મારગે વચ્ચે રાતરે ગાલી,
પરભાતે તીહાંથી સંઘ ઉપડીયો નાવલ વાઢેલિ જઇને ઉતરી. ૧૫૪

તિહાંથી આગલ ધંધુંકુ ગામ તિહાંકણુ કીધું ચોથું મુકામ,
તીહાંથી આગલ જવારાયે આવે મજલ મોટીને તડકો થાવે. ૧૫૫

જમણુપાણી તિહાંકણુ કીધાં પરભાતે ધોલકે ચાલ્યા સીધા,
આવી ધોલકે ડેરા હો હુઆ સુરત અમદાવાદી ઉતર્યા જુઆ. ૧૫૬

સંઘવી ભણુશાલીયે નામું તે કીધું લેખું ગણીને નાણું તે દીધું,
આદીસર દેહરે ભંડાર સારૂ મેલે સંઘમાં રૂપીઆ વારૂ. ૧૫૭

ભાટ ભોજકને દીધી છે શીખસંઘવીજીવ જો કોડ વરીસ.
સંઘ સકલ નિજ ઘરે આવે સગાં સહુજા સહુ હર્ષ
પાવે. ૧૫૮
સંવત સત્તર સીતરા હો વર્ષે રહ્યા ચોમાસું નડીયાદ હરખે,
નડીયાદી સંઘ સાથે પન્યાસ કીધી યાત્રા મન ઉલ્લાસ. ૧૫૯
તપગચ્છમાંહી ગીતારથ સારા પંડિત લક્ષ્મીવિજય ગુરૂ મારા
તે ગુરૂ કેરે ચરણ પસાયે એહ સલોકો સેવક ગાએ. ૧૬૦
સલોકો સારો સિદ્ધાચલ કેરો ભણતાને સુણતા ટાળે ભવ ફેરો,
અમરવિજે કહે સિદ્ધાચળ નામે નરનારી મનવંછિત
પામે ૧૬૧

ઇતિ સુરતના સંઘવીનો સિદ્ધાચલનો સલોકો
શ્લોક ૨૪૧

# પ્રકરણ ૧૨ મું

## સુરતનો વર્તમાન ઈતિહાસ.

સુરત શહેરમાં જૈનોની વસ્તી લગભગ ૩૦૦૦ થી ૪૦૦૦ માણુસોની હશે. સુરતના જૈનોમાં મુખ્યત્વે નવ ન્યાતો હોવાનું કહેવામાં આવે છે. (૧) વીશા ઓસવાળ (૨) દશા ઓશવાળ (૩) વીશા શ્રીમાળી (૪) ત્રણુ તડ (૫) દશા શ્રીમાળી (૬) પોરવાડ (૭) વોરા (હોરા–ઓરા) સાધુ. (૮) મારવાડી (૯) કાઠીયાવાડી તેમાં વીશા ઓસવાલ કોમની વસ્તી ઘણુ ભાગે ગોપીપુરાના લત્તામાં છે. તેઓનો મુખ્ય ધંધો ઝવેરાતનો છે. તેઓમાંના ઘણા ખરાં પૈસે ટકે સુખી છે. અને તેમની વસ્તી લગભગ ૧૦૦૦ માણુસની છે. અને તેમના પ્રમાણુમાં એ લત્તામાં જૈન દેરાસરોની સંખ્યા પણુ વિશેષ છે દશા ઓશવાળ કોમની વસ્તી વડા ચૌટા અને નાણુાવટમાં આવેલી છે. તેમની વસ્તી લગભગ ૫૦૦ માણુસોની છે. તેમનો ધંધો પણુ મુખ્યત્વે ઝવેરાતનો છે. અને રૂ કપાસની દલાલી તથા તોલાટીનો છે. વીશા શ્રીમાળી કોમ પણુ એજ લત્તામાં રહે છે. વસ્તી લગભગ ૪૦૦ માણુસોની છે. આ કોમ પહેલાં ઘણી માતબર સ્થિતિમાં હતી. પરંતુ અત્યારે તે કોમની સ્થિતિ ઘણીજ મધ્યમ છે. આ કોમના માણુસો સુતરાઉ તથા રેશમી કાપડ ઝવેરાત–વ્યાજુ વિ. ના ધંધાઓ કરે છે. તથા કેટલાક પરચુરણુ નોકરીઓ તથા ફેરીયાનો ધંધો કરે છે. ત્રણુ તડવાળી કોમ

વડાચૌટા નાણાવટ, દેશાઇ પોળ, ગોપીપુરા વિ. લત્તાઓમાં વહેંચાઇ ગએલી છે. તેમની સ્થિતિ એકંદરે સારી છે. ઘણાં ખરાંઓ ઝવેરાતનો ધંધો કરે છે. વસ્તી લગભગ ૩૦૦–૩૫૦ માણસની હશે. દશા શ્રીમાળીની વસ્તી છાપરીયા શેરી ગોળ શેરી વિગેરેના લત્તામાં આવેલી છે. તેમની વસ્તી પણ ૩૦૦–૪૦૦ માણસોની છે સ્થિતિ સાધારણ ઠીક છે. પોરવાડ કોમની વસ્તી પણ છુટી છવાઈ આવેલી છે. અને તેની વસ્તી પણ લગભગ ૩૦૦ માણસોની હશે સ્થિતિ પણ એકંદર મધ્યમ છે. વોરા સાધુ એ પણ એક કોમ છે. તેની વસ્તી પણ લગભગ ૩૦૦ માણસની છે. ઘણે ભાગે તેમનો ધંધો ઝવેરાતનો છે. સ્થિતિ સારી છે. મારવાડી કોમમાં પણ સહેજે બે વિભાગ પાડી શકાય એક તો ચોકસીનો તથા વ્યાજુનો ધંધો કરનાર મારવાડી ભાઇઓ તથા બીજો અનાજના વેપારીઓ તથા પરચુરણ મજુરી કરનાર મારવાડી ભાઇઓ પ્રથમ પંક્તિના મારવાડી ભાઇઓ નવાપુરા, હરીપુરા, સગરામપુરા વિ. લત્તાઓમાં રહે છે. તથા બીજી પંક્તિના ગોપીપુરાના લત્તામાં રહે છે બંને મળીને લગભગ ૫૦૦ માણસોની વસ્તી હશે પ્રથમ પંક્તિના ભાઇઓની તથા બીજી પંક્તિમાં અનાજના વેપારીઓની સ્થિતિ ઘણી સારી છે. પરંતુ મજુરી કરનાર મારવાડી ભાઇઓની સ્થિતિ ઘણીજ સાધારણ છે. કાઠીયાવાડી કોમ કાઠીયાવાડથી ધંધા તથા નોકરીને અર્થે આવેલી છે. તેમની વસ્તી પણ લગભગ-

૨૦૦ થી ૩૦૦ માણુસની હશે. સ્થિતિ સાધારણ છે. ઉપર મુજબ જૈન કોમની પેટા જ્ઞાતિઓ તથા તેમની આર્થિક સ્થિતિ વિગેરેનું ટુંકમાં વર્ણન કર્યું છે.

## જૈનકોમના હાલના તેમજ અગાઉના વીર અને નામાંકિત નરો તેમના કાર્યો તથા સખાવતો

સુરત શહેરમાં એકંદરે જૈનકોમની નવ ન્યાતો ગણાય છે તથા તેમાં આગલી એક બે વીસીઓમાં જુદી જુદી રીતે પ્રખ્યાતિ પામેલાં અનેક વીર અને નામાંકિત નરો થઇ ગયેલાં છે. અને તેઓએ સુરત શહેરની જૈનકોમનાં તેમજ સુરત શહેરની તમામ પ્રજા સમસ્તના ઇતિહાસમાં અનેક પ્રકારનો સારો ફાળો આપ્યો છે. તેઓનાં નામનો તથા તેમના કાર્યોનો અત્રે ઉલ્લેખ કરવામાં આવે તો તે કાંઇ અસ્થાને ગણાશે નહિ. સુરત શહેરની આર્થિક નૈતિક ધાર્મિક અને રાજ્યદ્વારી ઉન્નતિના પ્રકરણોમાં જૈનકોમે પણ પોતાની કોમની સંખ્યાનાં દોલતના અને વિદ્યાના તથા સંસ્કારના પ્રમાણમાં ઘણો સારો અને સુંદર ફાળો આપ્યો છે. એ બાબત કોઇથી ના પાડી શકાય તેમ નથી. આપણા પૂર્વજોના નામ સ્મરણ કરવા તથા તેમણે જે જે કાર્યો સખાવતો વિ. કીધા હોય તેમનું પણ સ્મરણ કરીએ તથા તેમના ગુણાનુવાદ ગાઇએ એમાં આપણે તેમની એક જાતની જયંતિજ ઉજવીએ છીએ. અને તેમાં આપણે આપણી ફરજ કરતાં કાંઇ વિશેષ કરતા નથી. તેમણે સુરત

શહેરની તેમજ ખાસ કરીને જૈનકોમની આર્થીક નૈતિક ધાર્મિક વ્યવહારીક અને રાજયદ્વારી ઉન્નતિમાં જે કાંઈ પોતાના જાહેર કાર્યો તથા સખાવતોથી આપ્યો છે. તેવો ફાળો હાલની પ્રજા તેમને પગલે ચાલી ફાળો આપવાને શકિતવાન થાઓ. એવી અમારી પરમકૃપાળુ પરમાત્મા પ્રત્યે પ્રાર્થના છે.

(૧) પ્રથમ આપણે સુરતની વીશા ઓસવાલ જૈનકોમ કે જે જૈનોમાં વેપાર ઉદ્યોગમાં ઘણી આગળ વધેલી કોમ છે તેની હાલની તેમજ અગાઉની વ્યક્તિઓના નામને યાદ કરીએ આ કોમમાં અત્યાર અગાઉ રા. બા. નગીનચંદ ઝવેરચંદ ઝવેરી, તલકચંદ માણેકચંદ માસ્તર, ધરમચંદ ઉદેચંદ, નગીનભાઈ કપુરચંદ, નગીનભાઈ મંછુભાઈ વખારવાળાનું કુટુંબ, નેમચંદ મેલાપચંદ, ખીમચંદ મોતીચંદ, દેવચંદ લાલભાઈ વિ. વિ. નામાંકિત પુરૂષો થઈ ગયા છે. રા. બા. નગીનચંદને સુરત શહેરની પ્રજામાંથી કોઈ ભાગ્યેજ નહીં ઓળખતું હશે. એઓ સુરત શહેરના પ્રખ્યાત અને ધનાઢય ઝવેરી હતા. એક વખતે કરોડપતિ પણ કહેવાઈ ગયા. ઝવેરાતના ધંધામાં પરોણીગરથી શરૂઆત કરી છેવટે એક કુશળ અને બાહોશ ઝવેરી અને વ્યાપારી તરીકે તેમણે પ્રસિદ્ધિ મેળવી હતી. તેઓ જાતે કામ કરવામાં બહુ ખંતીલા હતા. જો કે ઝાઝી કેળવણી પામ્યા ન હોતા. તોપણ પોતાનો ધંધો એમણે ઘણી સારી રીતે ખીલવ્યો હતો. અને આરબ વેપારીઓ તથા



યુરોપીયન વેપારીઓમાં પોતે સારી નામના મેળવી હતી. એવું કહેવાય છે કે જ્યારે એમનો ધંધો પુરો ધીકતો ચાલતો હતો. જ્યારે જેમ અનાજના વેપારીઓ ગુણોમાં તથા કોથળામાં અનાજ ભરી રાખે તેમ તેઓ પોતાનું મોતી વિગેરે ઝવેરાત કોથળાઓમાં ભરી રાખતા હતા એમની પેઢીમાં ઘણાં જૈનો તેમજ જૈનેતરોનું પોષણ થતું હતું. એમણે સુરતનો ટાઉનહોલ ઉર્ફે નગીનચંદ ઇન્સ્ટીટ્યુટ બંધાવી આપી સુરત શહેરમાં ટાઉનહોલની અને જાહેર વ્યાખ્યાનો આપવાની જગ્યાની ખોટ હતી તે પુરી પાડી આપી. એન્ડ્રુસ લાયબ્રેરીને પણ એક સારા મકાનની ખોટ હતી તે પુરી પાડી છે. એમણે પોતાની હયાતીમાં જૈન તેમજ જૈનેતર સંસ્થાઓને ઘણી સારી મદદ આપી છે. તેમના પ્રયાસથી લાઇન્સમાંનું જૈન દેરાસર થવા પામ્યું છે. અને તેની આસપાસ જૈન લોકોના બંગલાઓ થવા પામ્યા છે. તેમની જાહેર સખાવતોથી સરકારે તેમને રા. બા. નો ખીતાબ બક્ષ્યો હતો. પોતાના ઝવેરાતના ધંધાને લીધે તેઓ પારસી યુરોપીયન અને આરબ લોકો સાથે ઘણા ગાઢા પરિચયમાં આવ્યા હતા એમની જીંદગીના અંતમાં એમના ઉપર સખત ઘા પડયા હતા તેવણુની ધંધાની પડતીથી તેમના મગજ ઉપર ઘણી માઠી અસર કરી હતી અને તેથી આખરે તેમનું મૃત્યુ વહેલું થવા પામ્યું હતું. રા. બા. નગીનચંદની જીંદગીની ઘણી

બાજુઓ હતી અને છે. અને તે દરેક ઉપર વિવેચન કરવા જઇએ તો પાનાઓના પાનાંઓ ભરાઇ જાય માત્ર ટુંકાણમાં ઉપર મુજબ લખ્યું છે. અત્યારે તેમના વંશમાં કોઇ નથી.

બીજા ગૃહસ્થ રા. રા. તલકચંદ માણેકચંદ શાપુરજીની પેઢીમાં ભાગીદાર હતા તેઓ પણ ધનાઢય પુરૂષ થઇ ગયા સુરતમાં તેમણે પોતાની વાડીમાં બંગલો તથા જૈન મંદિર બંધાવ્યા છે અને તે વાડીના ફુલો સુરતના ઘણાં ખરાં દેરાસરોમાં અપાય છે. વાડી ઘણી વિશાળ છે. વાડીમાં એક મંદીર હતું તે તેમના સુપુત્રોએ નવેસરથી બંધાવ્યું હતું તેમના સુપુત્રો ભાઇ રતનચંદ અને નાનાભાઇ હતા તેઓ પણ શેરોનું તથા બેન્કોનું કામ કરતા હતા અને તે ધંધામાં તેઓએ નામના સારી મેળવી હતી શેઠ ધરમચંદ ઉદેચંદ સંઘવીને નામે પ્રખ્યાત થઇ ગયા તેઓ એક ખરેખરા ધર્માત્મા પુરૂષ હતા તેમની પત્ની પણ એક ધર્મ પત્નીજ હતા ધણી ધણીયાણીનું ખરૂં દેવી જોડું હતું અને સવારના પહોરમાં તેમના દર્શન કરનારને અવશ્ય ફાયદો થયા વિના રહેજ નહીં ધર્મના દરેક કાર્યોમાં તેઓ આગળ પડતો ભાગ લેતા હતા તેઓએ એકાદ બે વખત સંઘ કાઢયા હતા તેમના નામથી અત્યારે ધરમચંદ ઉદેચંદ જીર્ણોદ્ધાર ફંડ ચાલે છે. તેમના સુપુત્રો મેસર્સ લલ્લુભાઇ, જીવણચંદ, ગુલાબચંદ, મગનભાઈ વિ. જૈનકોમમાં જાણીતા છે. તેઓએ

પણ અરબસ્તાન યુરોપ આદિ દેશોમાં જઈ ઝવેરાતના
ધંધાને સારી રીતે ખીલવ્યો છે. જો કે બજારની ઉથલ
પાથલને લીધે તેમની આર્થીક સ્થિતિ નરમ પડી છે.
કુમસમાં તેમનો એક બંગલો તથા વાડી છે. તેમાં કેટલીક
ઓરડીઓ ખાસ જૈનોને ઉનાળામાં હવા ખાવા આવવા
સારૂં સેનેટેરીયમ તરીકે વાપરવા સારૂં આપવામાં આવતી
હતી અને તેનો ઘણાં જૈનો લાભ લેતા હતા. તેમના તર-
ફથી એજ્યુકેશન ફંડ ચાલે છે. જેમાંથી દર વર્ષે ઉંચી
કેળવણી લેનાર વિદ્યાર્થીઓને સારી મદદ આપવામાં આવે
છે. શેઠ નગીનચંદ કપુરચંદ તથા તેમનું કુટુંબ પણ
જૈનોને જાણીતું છે. તેમનું કુટુંબ ઘણું મોટું છે તેઓ
પણ મોટા પાયા ઉપર મોતીનો ધંધો કરતા હતા. ધર્મના
દરેક કાર્યમાં આગળ પડતો ભાગ લેતા હતા. તેઓના
તરફથી એક મોટા પાયા ઉપર જીવ દયા ફંડ સ્થાપવામાં
આવ્યું છે. તેઓએ એક ધર્મશાળા બંધાવી છે. હાલમાં
મોહનલાલજી મહારાજના ઉપાશ્રયના નામથી ઓળખાય છે.
તેઓએ મોહનલાલજી જ્ઞાન ભંડારને માટે એક ખાસ
એલાયદુ પત્થરનું મકાન બંધાવી આપ્યું છે અને તે સંસ્થાના
મુખ્ય ટ્રસ્ટી પણ તેઓ છે. તેઓ તથા ધરમચંદ ઉદેચંદનું
કુટુંબ મોહનલાલજી મહારાજના પરમભકત હતા. તથા
તેમની વચન સિધ્ધિમાં તેમને સંપૂર્ણ શ્રદ્ધા હતી તેમના
પ્રયાસથી કતારગામનું હાલનું દેરાસર બંધાવા પામ્યું છે.

શેઠ નગીનભાઇ મંછુભાઇનું પણ કુટુંબ ઘણું મોટું છે. તેમના તરફથી સુરતમાં એક ખાસ એક દેરાસર બંધાવામાં આવ્યું છે. તેઓ મુંબઇના શ્રીગોડીજીના દેરાસરના મુખ્ય ટ્રસ્ટી હતા વખારવાળાનું કુટુંબ પણ તેવુંજ જાણીતું છે. તેમનાંમાંથી એક ભાઈ મી. અમરચંદે સોલીસીટરની પરિક્ષા પસાર કરી છે. અને મુંબઇમાં મેસર્સ અમરચંદ એન્ડ મંગળદાસની પેઢીના નામે ધંધો કરે છે. ત્યારે બીજાઓ જાપાન મુંબઇ વિ.મા ઝવેરાતનો ધંધો કરે છે. શેઠ ખીમચંદ મોતીચંદનું કુટુંબ મુંબઇમાં વિશેષ જાણીતું છે. અત્યારે તેમના વંશમાં રા. રતનચંદભાઇ છે તેઓ મુંબઇના સંઘના સંઘપતિ છે. ભાયખલાનું દેરાસર તેમના બાપદાદાઓ તરફથી બંધાવવામાં આવ્યું છે. સદરહુ દેરાસર મુંબઇનું પાલીતાણું કહેવાય છે. અને ત્યાં કારતકી પુનેમ અને ચૈત્રી પુનેમ ઉપર તેમજ દર સોમવારે ઘણાં જૈનો દર્શન કરવા જાય છે. તેઓ હાલમાં શેરનું વિમાનું તેમજ લડાઇખાતાનું અને કમીશન એજન્સીનું બીઝનેશ કરે છે. શેઠ નેમચંદ મેલાપચંદે સુરતનું વાડીનું દહેરૂં તથા વાડીનો ઉપાશ્રય તથા રત્નસાગરજી સ્કુલ માટે મકાન બંધાવ્યું છે તેમના કુટુંબમાં રા. બા હીરાચંદ નેમચંદ જે. પી. અને ઓનરરી મેજીસ્ટ્રેટ તરીકે તેઓએ સરકારમાં સારી નામના મેળવી હતી તેઓ મુંબઇના ઝવેરી મહાજનના મુખ્ય ટ્રસ્ટી હતા. અને તે દ્વારા તેમના તરફથી અનેક જૈન સંસ્થાઓને ઘંટડી સારી રકમ

ગાળાની હતી આ શહેરમાં નગીન ઇન્સ્ટીટ્યુટ તેમની યાદ-
ગતગીરી તેમના પિતાના નામે હસ્તીમાં આવ્યું છે. શેઠ
દેવચંદ લાલભાઈનું ફંડ જૈન પુસ્તકોદ્ધાર ફંડને માટે
જાણીતું થયું છે. તે ફંડ તરફથી મુનિ મહારાજાઓની
સહાયથી જૈનધર્મના જુના પુસ્તકો અને સૂત્રો વિ. મફત
છપાવાય છે. પુસ્તકોદ્ધાર બાબતમાં આ ફંડ તરફથી
ઘણું સારૂં અને સંગીન પ્રશંસાપાત્ર કામ થયું છે. તેમના
કુટુંબમાં શા ગુલાબચંદ દેવચંદ હતા, તેઓ મુંબઈની
ડાઇમંડ મીલના એક માલીક હતા. અને મુંબઈની કોર્પો-
રેશનમાં ચિરાયેલા હતા તેઓ જૈન એસોસીએશન ઓફ
ઇંડીયાના શા. રતનચંદ તલકચંદ વિ.ની સાથે એક ટ્રસ્ટી
હતા મેસર્સ જીવણચંદ સાકરચંદ તથા નગીનભાઈ ઘેલાભાઈ
પણ આ કુટુંબના મેમ્બરો છે.

નગીનભાઈ ઘેલાભાઈએ પોતાની હયાતી પછી મીલકતનું
વીલ કર્યું હતું અને તે વીલની રૂએ શેઠ નગીનભાઈ
ઘેલાભાઈ જૈન હાઇ સ્કુલ ઉત્પન્ન થઇ છે. આ કોમમાં
છોટુભાઈ ગુલાબચંદ વકીલ પણ જાણીતા છે. દશા ઓશ-
વાલ કોમમાં શેઠ પ્રેમચંદ રાયચંદનું કુટુંબ જાણીતું છે.
શેઠ પ્રેમચંદ રાયચંદનું નામ હિંદુસ્તાનમાં તેમજ યુરોપાદિ
દેશોમાં મશહુર છે. તેમના નામની અનેક સંસ્થાઓ અદ્યાપિ
પર્યંત ચાલે છે. મુંબઈ યુનિવર્સીટીનો રાજાબાઇ ટાવર
તેમના માતુશ્રીના નામથી તેમના તરફથી તૈયાર કરાવવામાં

આવ્યો છે. કલકત્તા યુનિવર્સીટીમાં તેમણે મુંબઈની યુનિવર્સીટી કરતાં પણ ઘણી સારી રકમો બક્ષિસ આપી છે. તેમના નામની કેટલીક સ્કોલર શીપો તથા ફેલો શીપો પણ ત્યાં છે. અને પ્રેમચંદ રાયચંદ સ્કોલર કહેવડારવામાં ત્યાંના ગ્રેજ્યુએટો એક જાતનું માન ધરાવે છે. તેમના તરફથી કાઠીયાવાડના મુખ્ય મુખ્ય જૈન યાત્રાના સ્થળોમાં ધર્મશાળાઓ બંધાવવામાં આવી હતી, જેમાંની ઘણી ખરી અત્યારે વિદ્યમાન છે. તેમના તરફથી મુંબઈમાં એક ભોજનશાળા ચાલે છે. જેનો ગરીબ અને મધ્યમ વર્ગના જૈનો તથા વિદ્યાર્થીઓ લાભ લે છે, એમણે શેર બજારમાં અને રૂ બજારમાં અનન્ય નામના મેળવી હતી અને તેને માટે એવી કહેવત પડી ગએલી કે આવતી કાલનાઃ ભાવ તો પ્રેમચંદભાઇ જાણે. તેઓ ધંધામાં ઘણાં બાહોશ અને કુશળ હતા. તેમણે એટલે સુધી નામના મેળવી હતી કે એમ કહેવાય છે કે એક વખતે વિક્ટોરીયા રાણીએ પ્રેમચંદભાઇને વિલાયત આવવાનું આમંત્રણ કર્યું. એમના નામની સુરતમાં રાયચંદ દીપચંદ કન્યાશાળા ગોપીપુરા તથા હરીપુરામાં તથા અમદાવાદમાં પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કોલેજ જેવી જાણીતી સંસ્થાઓ ચાલે છે. એમની જીંદગીનો હેવાલ અંગ્રેજીમાં સરદીનશા વાચ્છાની કલમથી લખાએલો, એમના સુપુત્રો તરફથી બહાર પાડવામાં આવ્યો છે. આની ગુજરાતી નકલો છપાઇ નહીં હોય તો જૈન

લોકોને જાણુને માટે છપાવવાની જરૂર છે. આ પુસ્તકમાં શેઠજીનાં વ્યાપારી કાર્યોની જીંદગીના હેવાલો આપવામાં આવ્યા છે. એમની ઉપર પણ ઘણી આફતો આવી પડેલી પરંતુ તેમાંથી દરેકમાંથી તેઓ માનભેર પાછા હઠવા પામ્યા હતા. પરંતુ તેમના સુપુત્ર ફકીરભાઈના અકાલ મૃત્યુથી તેમના મન ઉપર ઘણી ઉંડી અસર થઈ ગઈ હતી તેમાંથી તેઓ જોઇએ તેવી રીતે છુટા થઇ શકયા નહીં. અને આખરે એમની જીંદગીનો અંત પણ નજીક આવી લાગ્યો. ભાઇ ફકીરભાઇ પણ એક ગુણી પીતાના કદરદાન સુપુત્ર હતા એમણે જૈનશ્વેતાંબર કોન્ફરન્સ, જૈનએસોસીએશન વિ. સંસ્થામાં ઘણો સારો આગેવાની પડતો ભાગ લીધો હતો. તથા તેઓએ વિદ્યાર્થીઓને માટે સગવડતા કરી આપી હતી એમના નામથી સુરતમાં વટાચૌટામાં એક લાયબ્રેરી ચાલતી હતી. પરંતુ ફંડના અભાવે તે બંધ પડી છે આ લાયબ્રેરીનો પુનરોધ્ધાર કરવા સારૂં હમો તેઓના સંસ્થાપકોને તથા શેઠ પ્રેમચંદભાઇના સુપુત્રોને ભલામણ કરીએ છીએ. અત્યારે તેમના કુટુંબમાં શેઠ કીકાભાઇ તથા રા. માણેકલાલ છે. શેઠ કીકાભાઇ મુંબઈના શેર દલાલના પ્રેસીડન્ટ હતા પણ થોડા વખત પર રાજીનામું આપ્યું છે. તેઓએ શેરના ધંધામા ઘણી સારી પ્રખ્યાતિ મેળવી છે. હમારી તેમને ખાસ ભલામણ છે કે તેઓ પોતાના પિતાના પગલે ચાલી અનેક જૈન તથા જૈનેતર સંસ્થાઓને સારી મદદ આપી

પુણ્ય ઉપાર્જન કરે, દશાઓસવાલ કોમમાં બીજા જાણીતા કુટુંબમાં રા. ગુલાબચંદ મોતીચંદ હમણીયા સોલીસીટર થઇ ગયા. તેઓએ સોલીસીટરના ધંધામાં પોતાની પેઢીનું નામ યુરોપીયનની પેઢી કરતાં પણ આગળ વધાર્યું હતું. તેઓએ ઘણાં વર્ષો સુધી એ ધંધો કીધો. અને તેમાં ઘણો સારો પૈસો પ્રાપ્ત કર્યો. જો કે તેમના તરફથી જાહેર જૈનકોમને ઉપયોગી એવા કોઇ ખાસ કાર્યો થયા નથી તો પણ ગુપ્તપણે તેઓ જૈનો તરફ લાગણી રાખતા હતા. અને તેમના હસ્તક તેમની કોમને માટે એક નિરાશ્રિત મદદ ફંડ ચાલતુ હતું. અત્યારે તેમના વંશમાં તેમના ચિરંજીવીઓ મેસર્સ બાલુભાઈ તથા માણેકલાલ છે. તેમાંના માણેકલાલ સોલીસીટર છે ત્રીજુ સરસવાલાનું કુટુંબ છે. આ કુટુંબ અગાઉ ઘણી જાહોજલાલીમાં હતું, પરંતુ ભાગ્યવશાત્ અત્યારે એ કુટુંબ ઘણી લાચારીની સ્થિતિમાં આવી ગયું છે, તેમજ અત્યારે એ કુટુંબમાં કોઇ હોંશિયાર માણસ રહ્યું નથી. આ કુટુંબમાં રા. સોભાગચંદ પ્રેમચંદ કરીને છે. તેઓ મુંબઇમાં વકીલાતનો ધંધો કરે છે, વિશાશ્રીમાળી કોમમાં નગરશેઠ બાળુભાઈ ગુલાબભાઇનું નામ પ્રથમ કોટીમાં મુકી શકાય. તેઓ એક મોટા જાગીરદાર છે. તેઓ બ્રિટીશના તથા ગાયકવાડ સરકારના જાગીરદાર છે ધમડાછા ગામે તેમનું છે. તેઓ વિશાશ્રીમાળી ન્યાતિના શેઠ છે. તેમજ નગરશેઠની પદવી ધરાવે છે. દરબારમાં

તેઓનું સારૂં માન છે. તેઓએ મેટ્રીક્યુલેશન સુધીની કેળવણી લીધી છે. અને સારા વિચાર ધરાવે છે. જૈન સંઘના પણ સંઘપતિ છે તેમના કુટુંબમાં પણ અગાઉ નામાંકિત પુરૂષો થઇ ગયા તેઓ મુગલ સરકારના વખતમાં ને નવાબ સાહેબના રાજ્યમાં ઘણાં જાણીતા થઈ ગયા. સુરતની જુદી જુદી ન્યાતોનો છેવટનો ફડચો તેમને ત્યાં થતો હતો. એમ કહેવાય છે. ભાઇ બાબુભાઇ સગીર વયમાં કોર્ટ ઓફ વોર્ડસના રક્ષણ નીચે હતા. તેઓ લાયક ઉમરના હોવાથી કોમની મીલ્કતનો વહીવટ તેમને સોંપી દેવામાં આવ્યો છે. બીજુ કુટુંબ શેઠ ભાઇશાજીવાળાનું તથા મલુકચંદ દીવાનવાળાનું કહેવાય છે. શેઠ ભાઇશાજી નવાબ સાહેબના રાજ્યના સમયમાં જાણીતા થઇ ગયા છે. તેમના તથા તેમના પૂર્વજો અસલના વખતમાં બંદરો મારફતે મોટા પાયા ઉપર વેપાર કરતા હતા. તથા તેમના મોટાં મોટાં ગોડાઉનો હતાં એમ કહેવાય છે. તેમના કુટુંબ તરફથી ગોડીપાર્શ્વનાથનું જૈન દેરાસર નગરશેઠની પોળમાં કરાવવામાં આવ્યું છે.

મેસર્સ શીવચંદ વજેચંદ તથા ફુલચંદ શીવચંદનું કુટુંબ રેશમી કાપડના વેપારને માટે જાણીતું થયું છે. ફુલચંદભાઇ સુરતમાં તેમજ આખા હીંદુસ્તાનમાં જૈન સિદ્ધાંતોના જ્ઞાન માટે તેમજ કાર્યો કરવા સારૂં જાણીતાં થઈ ગયા છે. આ કોમમાં બદામી વાળાનું કુટુંબ પણ જાણીતું થએલું છે. તેમનામાં રા. કપુરચંદ કરીને

એક ધર્મના જાણકાર પુરૂષ થઈ ગયા. તથા રા. સુરચંદભાઈ જડજ હતા. અને રા. મગનભાઈ વકીલાતનો ધંધો કરે છે. આ સિવાય પણ આ કોમમાં બીજા એક વકીલ છે. અને એ સિવાય બીજા એક બે ગ્રેજ્યુએટો પણ છે. મેલાપચંદ બજાજવાળાનું કુટુંબ પણ અગાઉના વખતમા જાણીતું થઈ ગયું છે. પરંતુ અત્યારે તે પણ છિન્ન ભિન્ન થઈ ગયું છે. ત્રણ તડવાલી કોમમાં રા. ચુનીલાલ છગનચંદ સરાફ ધર્મના ઘણા જાણકાર પુરૂષ હતા. તેઓએ હાલની પશ્ચિમાત્ય કેળવણી પણ લીધી હતી તેમજ રા. ચુનીલાલ ગુલાબચંદ રીટાયર્ડ ફોરેસ્ટ ઓફીસર છે. તેઓ અત્યારે પેન્સનર છે. તેમજ રા સાકેરચંદ મદ્રાસીનો ચાંદીનો, તેમજ શરાફીનો મોટો વેપાર ચાલે છે. દીપચંદ સુરચંદની પેઢી જાણીતી શરાફી પેઢીના માલીક રા. સોભાગભાઈ હતા કચરાનું કુટુંબ પણ જાણીતું છે. તેમણે નાણાવટમાં આવેલું શ્રી મહાવીર સ્વામિનું સમવસરણનું દહેરૂં બંધાવેલું છે. તેમનું કુટુંબ અત્યારે વહેંચાઇ ગયું છે. પરંતુ તેમની પૈસા સંબંધી સ્થિતિ સારી છે. મેસર્સ ખીમચંદ કલ્યાણચંદ નાણાંવટી જાણીતા છે. તેમણે જરીકામ ભરતકામનો ધંધો સારી રીતે ખીલવ્યો છે. ર. રા. હીરાચંદ મોતીચંદ પણ જાણીતા થઇ ગયા તેઓએ દુષ્કાળ આદિ પ્રસંગોમાં સરકારને તેમજ બીજા આસામીઓને ઘણી મદદ કરી હતી તેથી સરકારે તેમને રા. બા. નો ખીતાબ આપ્યો

હતો તેઓ ધર્મના કાર્યોમાં પણ આગળ પડતો ભાગ લેતા હતા. તેઓએ શ્રાવિકા શાળાની સ્થાપના કરી હતી તે સંસ્થા તેમની વિધવા બાઇ રૂક્ષમણી ચલાવતા હતા અને તેની સાથે જૈન વનિતા વિશ્રામ પણ ચાલતું હતું. રા. સા. હીરાચંદભાઇએ શાહપોરના તેમજ કતારગામના દેરાસરનો જીર્ણોદ્ધાર કરવામાં પણ સારો ભાગ આપ્યો હતો. આ કામમાં રા. મગનલાલ પ્રેમચંદ મારફતીયા વકીલ સારી નામના મેળવી સ્વર્ગવાસી થયા છે. પોરવાડની કોમમાં શા. હેમચંદ સુખડીયાનું કુટુંબ જાણીતું છે. તેઓએ સુરતની બરફી પેંડા વિ. મિઠાઇઓ બનાવવામાં આખા મુંબઇ ઇલાકામાં સારી નામના મેળવી છે. અને તે ધંધામાં તેઓએ સારો પૈસો પેદા કીધો છે. મારવાડી કોમમાં અત્યારે શેઠ દલીચંદ વીરચંદ છે. તેઓ કતારગામના દેરાસરના મુખ્ય ટ્રસ્ટી છે. તેમજ આ કોમમાં સુરતના મોટા મોટા ચોકસીઓ પણ છે. જેમાના મુખ્ય શા. નેમચંદ નાથાભાઇ તથા શા ડાહ્યાભાઇ ધનજીભાઇ તથા શા. રાયચંદ મોતીચંદ તથા વીરચંદ હુરજીવનદાસની કું. કરીને છે. તેઓ મુંબઇમાં તેમજ સુરતમાં ચાંદી તથા સોનાનો મોટા પાયા ઉપર વેપાર કરે છે. આ કોમમાં એક બે ગ્રેજ્યુએટો પણ છે. તેમાં શા. અમીચંદ ગોવનજી અડાજણવાલા વકીલાતનો ધંધો કરે છે. અનાજના વેપારીઓમાં પણ એક બે દુકાનવાળાઓ ઘણું સારૂં કામ કરે

છે. અને તેમજ તેઓએ સારી નામના મેળવી છે. પરમાર કુટુંબના મો. ધનરાજ જે. પરમાર પણ પોતાના ધંધામાં સાહસીક છે. દશાશ્રીમાળી કોમમાં ડોકટર અમીચંદ છગનલાલ સૌને જાણીતા છે. તેઓએ અત્યારે પોતાનો ડોકટરનો ધંધો છોડી દઇ પાવરથી હેન્ડલુમનું સ્વદેશી વણાટનું કારખાનું ચાલુ કીધુ છે તેઓ આપણી અસહકારી મ્યુનિસીપાલાટીના મેમ્બર હતા. તેમના ઉપર ચાલેલા કેસમાં તેમણે અડગ શ્રદ્ધા તથા હીંમત બતાવી પોતાની લાયકાત પુરવાર કરી છે આ કોમમાં શ. છગનલાલ ચુનીલાલ ચોકસીનું કુટુંબ જાણીતું છે તેઓ ધર્મના કાર્યમાં આગળ પડતો ભાગ લે છે. એજ કોમમાં એક ભાઇ વિલાયતથી મખમલ વણાટનું કામ શીખી પાછા ફર્યા છે. આશા રાખીએ છીએ કે તેઓ પોતાના જ્ઞાનનો ઉપયોગ હિંદુસ્તાનની હુન્નર કળાઓનો વિકાસ કરવામાં કરશે.

---

## ઉપસંહાર

જ્ઞાતિવાર કેટલાક ગૃહસ્થો તથા કુટુંબોની સેવાનો શકય ઉલ્લેખ કર્યા બાદ સુરતની સામુદાયિક સર્વદેશીય ક્ષેત્રોમાં કેટલીક વ્યકિતઓએ અનુપમ સેવા અર્પી, સુરતની જૈન સમાજના ઉત્કર્ષમાં અનેરો ફાળો આપ્યો છે તેઓના મુબારક નામો અને સેવાઓની નોંધ અમે ઘણા હર્ષથી લઇએ છીએ.

૧. શ્રીજીવદયા—શેઠ સોભાગચંદદાસના નામે ઓળ ખાતા, જૈન વીસા ઓસવાળ જ્ઞાતિના ગૃહસ્થ કે જેઓ છેલ્લા ઘણા વર્ષોથી જીવદયાના કાર્યને અંગે જીવો છોડાવવાની પ્રવૃત્તિ કરી રહ્યા છે.

૨. સાહિત્યરક્ષા તથા પ્રચાર—શેઠ જેચંદ દયાચંદ જેઓએ શ્રીજૈન આનંદ પુસ્તકાલયની સ્થાપના કરી હતી તેઓ સાહિત્યના અખંડ પુજારી હતા. પોતાના જીવન દરમ્યાન શ્રીજૈન આનંદ પુસ્તકાલયને સમૃદ્ધ કરવામાં અનેરો ભોગ તેમણે આપ્યો હતો. તેઓની સાથે તેમના સહચારી ભાઇ અમરચંદ મુલચંદની સેવાઓ પણ અનુપમ છે. તેઓએ પણ શ્રી જૈનઆનંદ પુસ્તકાલયને છેલ્લા વીસ વર્ષથી મેનેજીંગ ટ્રસ્ટી તરીકે સેવા અર્પી હતી.

શેઠ જીવણુચંદ સાંકેરચંદ કે જેઓએ શેઠ દેવચંદ લાલભાઇ પુસ્તકોદ્ધાર ફંડદ્વારા અનેક અમૂલ્ય ગ્રંથો પ્રગટ કરી સમાજને અનહદ લાભ આપ્યો છે એ રીતે અનુપમ સેવા બજાવી છે. શેઠ રતનચંદ ખીમચંદ કે જેઓએ હુકમ મુનિજીના ગ્રંથ સંગ્રહને સુરક્ષિત રાખ્યો છે અને તેઓ પણ અનેક પ્રસંગોમાં પોતાના જ્ઞાનનો સારો લાભ સમાજને આપે છે.

૩. સંગીત વિશારદો:—રા. રા. વજાભાઈ, રા. રા. મોહનભાઈ પાનાચંદ. રા. રા, ચંદુલાલ ચીમનલાલ, રા. રા. સાકેરચંદ વીરચંદ, રા. રા. બાબુભાઇ રાજા વગેરેની સંગીત સેવા પૂજા, ભાવના વગેરે પ્રસંગોમાં કાયમ સમાજને મળ્યા કરે છે.

૪ સાધર્મિક વાત્સલ્ય—શેઠ ખીમચંદ કલ્યાણચંદ જેઓ શ્રી જૈન ભોજનશાળા, વનિતા વિશ્રામ, આયંબીલ ખાતું વગેરેની સેવા કરી રહ્યા છે.

૫ કેળવણી— શેઠ છોટુભાઈ ગુલાબચંદ, શેઠ મોતીચંદ ગુલાબચંદ, શેઠ નેમચંદ અભેચંદ જે. પી. વગેરે શ્રી રત્નસાગરજી જૈન બોર્ડીંગ.

તથા સ્કુલની સેવા કરે છે અને એ રીતે કેળવણીના પચારમાં પ્રશસ્ત પ્રયત્ન કરી રહ્યા છે.

૬ સર્વ દેશીય સેવા—શેઠ નવલચંદ ખીમચંદ, શેઠ બાલુભાઇ ઉત્તમચંદ, સદ્‌ગત શેઠ નાનચંદ ફીકાભાઇ, શેઠ માણેકચંદ ડાહ્યાભાઈ, ચોકસી, શેઠ ભાયચંદ નગીનભાઇ, શેઠ પાનાચંદ રૂપચંદ, શેઠ નાનુભાઇ નગીનચંદ વગેરે સુરતની જૈન સમાજના ઉત્કર્ષમાં ચાલુ સેવા સમર્પી રહ્યા છે.

સુરત આ બધા સેવા ભાવી સદ્‌ગૃહસ્થોનું ઋણી છે તથા તેમનું સેવા ક્ષેત્ર વિસ્તૃત બને અને એથી સુરતની જૈન સમાજ દિન પ્રતિદિન અભ્યુદય પામે એજ મંગલ અભિલાષા.



## પ્રકરણ ૧૩મું
## સુરતના હીર-વિહારનું વર્ણન
# હીરવિહાર—સ્તવન

(સંશોધક-મોહનલાલ દલીચંદ દેશાઇ B. A. LL. B. Advocate)
મુંબઇ

॥ ૬૦ ॥ મહોપાધ્યાય શ્રી પં. નેમિસાગરગણિ ગુરૂભ્યો નમઃ ।

સરસતી ભગવતી ભારતીએ, સમરી સારદ માય
રચસિઉં હીરવિહાર સ્તવન, વર દિઉ મુઝ માય ૧
શેત્રુંજ મંડણ ઋષભદેવ, અષ્ટાપદિ સ્વામી
આબૂ હીરવિહાર સાર, પ્રણમું શિરનામી. ૨
નાભિ નરેશર કુલતિલોએ, મરૂદેવી મલ્હાર
યુગલા ધર્મ નિર્વારીઓએ, ત્રિભુવન જન હિતકાર. ૩
પ્રથમ રાય અણગાર, પ્રથમ ભિક્ષાચર કેવલ
પ્રથમ તીર્થંકર પ્રથમ, ધર્મ પ્રકાશક નિર્મલ. ૪
સગો સર્યા શેત્રુંજગિરિ, અષ્ટપદિ સિદ્ધ
આબૂ હીરવિહારે મૂરતિ, મહિમા સુપ્રસિદ્ધ. ૫
ધ્યાઉં શ્રીનવકાર મંત્ર, શત્રુંજગિરિ યાત્ર
દેવ આરાહો વીતરાગ, નિર્મલ કરો ગાત્ર ૬
મહિમાવંત એ ત્રિણિ તીર્થ, ચઉથો હીરવિહાર
હીરવિજયસૂરી સરૂએ, વયર સમ અવતાર. ૭

## વસ્તુ

વિમલગિરિવર વિમલગિરિવર રિસહ જિણદેવ
સમવસરણુ દેવહિં મિલી, રચિઉં વાર પૂરવ નવાણું
અષ્ટાપદિ સિદ્ધ વલી, નામમંત્ર નિશિ દિવસ આણું
આબૂ હીરવિહાર પ્રતિ, મૂરતિ સુંદર સાર
સરસતી માત પસાઉલે, થુણસિઉં હીરવિહાર.૮

## ઢવણી

હીર વિહાર તીર્થ ભલું એ, પાટણ નયર મઝારિ તો
રાજનગરિ વલી પાદુકાએ, ખંભ નયરિ સુવિશાલ તો ૯
સુરતિ નયર સોહામણું એ, જિહાં સંઘ છે સુવિચારતો
જિન ગુરૂ આણુ શિરે ધરે એ, સમકિત રયણ ભંડાર તો ૧૦
શીલે થુલભદ્ર જાણીએ એ, બુદ્ધિએં અભયકુમાર તો
લબ્ધિએં ગૌતમ અવતર્યોએ, રૂપે દેવ કુમાર તો ૧૧
વાચક નેમિસાગર વરૂ એ, તેહ તણે ઉપદેશ તો
હીરવિહાર મંડાવીઓએ, સંઘ મનિ હર્ષ વિશેષ તો ૧૨
નિજામપુરે પૂરવ દિશેં એ, દિનકર જિહાં ઊગંત તો
વિત્ત વાવે વ્યવહારીઆએ, આણી હર્ષ મહંત તો ૧૩
સંવત સોલ ત્રયહોતરે એ(૧૬૭૩), પોસ માસ સુવિચાર તો
વદિ પંચમી દિન નિર્મલો એ, શુભ વેલા ગુરૂવાર તો ૧૪
પંડિત લાભ સાગર વરૂએ, અભિનવો ધનો અણગાર તો
કરીઅ પ્રતિષ્ઠા નામ દીએ, સુંદર 'હીરવિહાર' તો ૧૫

## ઢવણી

હીર વિહાર મનોહર દીસે, પેખત સુર નરનાં મન હીંસઇ
અમર ભવન સમ જાણીએ એ. ૧૬
ચતુર પણે વલી ચઉક નીપાઇ. દેખી ભવિજન હર્ષજ થાઈ
રાણપુરની માંડણીએ. ૧૭
કારીગર તિહાં કામ ચલાવે, ચઉરંસિએ વેદિકા સુહાવે
પાદુ પીઠિકા જિન તણી એ. ૧૮
ગુણવંત ગજધ (ર) બઇઠા નિશદિન, કોરણી કામની પાઇ
એક મનિ
ચંભ સાગ સીસમતણુાએ. ૧૯
જાલી અતિ સુકુમાલી સોહ, સુંદર મહલ પેખત મન મોહે
ગોમટ કલશ કનક તણાએ. ૨૦
શિખરેં દંડ ધ્વજા અતિ લહેકે, સુંદર કુસુમ ગંધ અતિ બહેકે
ચિત્રામણુ સોહામણું એ. ૨૧
નવ ગોમટ નવ વિધિ સુખકાર, નલની ગુલામ સમ હીરવિહાર
તીર્થ મહિમા અતિ ઘણો એ. ૨૨

## ઢાલ ફાગની

પારખી લાલા સુત ભલો, ગોવિંદ પરિખ સુજાણુ
વિત્ત વાવે હર્ષે કરી, જિનવરની વહે આણ. ૨૩
સાહ સોમજીનો સુત ભલો, શુભ નામેં વસ્તુપાલ
હીર જેસિંગની પાદુકા, થાપના હુઇ સુવિશાલ ૨૪

સંવત સોલપંચોતેર (૧૬૭૫) વૈશાખ માસ સુવિચાર
અષ્ટમી દિન ઉજલ ભલો, શુભ વેલા રવિવાર ૨૫
વાચક માંહિ શિરોમણિ, રત્નચંદ્ર ઉવઝાય
કરિઅ પ્રતિષ્ઠા અતિભલી, સંઘ મનિ આણંદ થાય ૨૬
સા નવદનો વિત વાવરે, ઉલટ આણી અંગે
પાદુકા ત્રિણ વાચક તણી, થાપના હૂઈ મનરંગે ૨૭
સંવત સોલ છહુત્તરે (૧૬૭૬), પોસમાસ સુપ્રસિદ્ધ
પૂનિમ દિન રલિઆસણા, હુઈ એ પ્રતિષ્ઠા સિદ્ધિ ૨૮
દોસી ભીમ હર્ષે કરી, ધન ખરચે મનરંગે
દોઇ મૂરતિ એક પાદુકા, થાપના હુઇ એ સુચંગ ૨૯
સંવત સોલ છહુત્તરે (૧૬૭૬) જ્યોઠ સુદિ ચોથે ગુરુવાર
કરીઅ પ્રતિષ્ઠા હર્ષસ્યું, મૂરતિ ત્રિણિ ઉદાર ૩૦
હીરવિહારેં હર્ષસ્યું, ઉલટ આણી અંગે
ધન તે શ્રાવક શ્રાવિકા, વિત્ત વાવે મનરંગે ૩૧
સુવિહિત તપગચ્છનાયકા, દાયક શિવપદ સાર
એ તીર્થ મહિમા ઘણો, નિતુ વંદે નરનારિ ૩૨
તીર્થ નિંદા જે કરે કુમતિ શિરોમણિ જાણુ
હીરવિહાર ઉથાપસ્યે, ભમસ્યે ચ્યા(ચ્યા)રે ખાણિ ૩૩

## ઢાલ માલહંતડેની

ત્રીણિ ચઉવીસી પ્રણમસ્યું એ, માલંતડે બિહુત્તર જિનવરદેવ
વીર પટોધર ગાય ગામસ્યું એ, મા૦ સુરનર કરે તસ સેવ
સુણો સુંદ(રિ) સુરનર કરે, તસ સેવ ૩૪

સાગર નામે જિન હુઆ એ મા૦ અતીત ચઉવીસી જાણિ સુણો૦
વર્ત્તમાન કાલે હુઆએ, મા. શ્રીગુરૂ ચતુર સુજાણિ
સુણો૦૩૫

તપગચ્છ નાયક ગુણનિલો એ મા. લક્ષ્મીસાગર સૂરીંદ સુણો
જગ મહિમા અતિ દીપતો એ મા. સેવ કરે અમરેંદ
સુણો. ૩૬

સાયરપરે ગંભીર છે એ, મા. સૌમ્યવદન જિનચંદ સુણો.
તપ તેજે દિનકર સમો એ, મા. કનકવર્ણ સુણકંદ સુણો, ૩૭
તસ પટે શુભમતિ આગલો એ, મા. સુમતિસાધુ સૂરીશ સુણો.
તાસ સીસ મનિએ નિર્મલો એ, મા. હેમવિમલ ગુરૂઇશ,
સુણો. ૩૮

તાસ પટે જગ ઉદ્ધર્યો એ, મા આણંદવિમલ સૂરિરાય સુણો
ઉપજે આણંદ નામથી એ, મા. મનવંછિત સુખ થાય,
સુણો. ૩૯

શિથિલાચાર નિવારીયો એ, મા. આદર્યો શુદ્ધ, આચાર, સુણો.
જિનશાસનદીપાવીઉં એ, મા ધન ધન એ અણગાર, સુણો. ૪૦
તાસ પટ્ટોધર સુરતરૂ એ, મા. ગોયમ સમ અવતાર, સુણો.
શ્રી વિજયદાન સૂરીસરૂ એ, મા. જિનશાસન શણગારા,
સુણો. ૪૧

તાસ સીસ જગ સુખકરૂ એ, મા. હીરવિજય સૂરિરાજ સુણો.
દીલ્લિપતિ પડિબોધીઓ એ, મા. એવી કરે સુરરાય સુણો. ૪૨

પૈસ કસી પુસ્તક તણી એ, મા. ષટ્માસીઅ અમારિ સુણો.
જીજીઓ જગદ્ગુ મુંકાવીઓ એ, મા. કીધા પર ઉપગાર,
સુણો. ૪૩

શેત્રુંજ મુગતો સાર. ૪૩ વીંતપાઠાંતર

હીર સીસ સાંહા કરૂં એ, મા. શ્રીવિજયસેન સૂરીશ સુણો.
બિરૂદ 'સવાઇ' સાહે' દીઉં એ, મા. પૂરે સયલ જગીસ,
સુણો. ૪૪

તાસ પટ્ટોધર ગુણ નિલો એ, મા. શ્રી વિજયદેવ સૂરીંદ સુણો.
શીલ સરવ ગુણે આગલો એ, મા. ઊગીઓ અભિનવ ચંદ
સુણો. ૪૫

સાગર ગાજે તુબ્ભથી એ, મા. ધર્મ કલ્લોલની વેલિ, સુણો.
સમક્તિ રયણ સુધું દીએ એ, મા. દિન દિન હુઇ રંગરેલિ,
સુણો ૪૬

તું ગુણસાગર ગાજતો એ, મા. મહીઅલિ માંહિ પ્રસિદ્ધ, સુણો.
સુવિહિત શિર મુકુટ મણી એ, મા. આપે નિર્મલ બુદ્ધિ,
સુણો. ૪૭

વાણી અમૃત રસ વરસતો એ, મા. દેશના દિએ જિમ
વીર સુણો.

સકલ કલાગુણ આગલો એ, મા. સાયરપરે ગંભીર, સુણો. ૪૮

ઢાલ પ્રણમું તુંમ સિમંધરજી

મૂરતિ **ઋષભ** જિણંદની રે, સોહે હીર વિહારિ
હીર **જેસંગની** પાદુકા રે, ભાવજનને હિતકાર
ભજો ભવિ ભાવે હીરવિહાર ૪૯

નામ મંત્ર નિશાદિને જપોરે, હોએ જયજયકાર
અતંકણી ભજો ૫૦

વીર તણી પરે તપ તપોરે, શીલે જંબૂકુમાર
વૈરાગ્યે ગુરૂ રાજતોરે, ધન ધન એ અણુગાર. ભજો ૫૦

વાચકચક્રચૂડામણિરે, વિદ્યાસાગર ઉવજ્ઝાય
તેહ તણી તિહાં પાદુકા રે, પ્રણમે સુર નર રાય, ભજો. ૫૧

તાસ સીસ ગુણ ગાજતો રે, ધર્મસાગર ઉવજ્ઝાય
વાદિ ગજ ઘટ કેશરી રે, આણ વહે જિનરાય ભજો. ૫૨

તાસ સીસ સોહાકરૂ રે, લબ્ધિસાગર ઉવજ્ઝાય
તેહ તણી તિહાં પાદુકા રે, ભવિ મનિ આણંદ થાય. ભજો. ૫૩

તાસ સીસ ગુણે આગલો રે, નેમિસાગર ઉવઝાય
તેહ તણી છે પાદુકા રે, દર્શન શિવસુખ થાય ભજો. ૫૪

સુહ ગુરૂ આણ શિરે ધરી રે, રાખી તપગચ્છ મામ
જિનશાસન દીપાવીઉ રે, સાર્યું આતમ કામ. ભજો ૫૬

મૂરતિ સાતે સોહામણી રે, શ્રીતપગચ્છ સૂરીશ
વાચક કેરી પાદુકા રે, ચ્યાર નમો નિશિદીશ. ભજો ૫૬

એ પરિવાર અનુક્રમે રે, જે સમજે નરનારિ
લક્ષ્મિ રમે નિતુ તે ઘરે રે, હોઈ જયજયકાર ભજો ૫૭

શ્રીસંઘતિહાં ઉત્સવ કરે રે, કલ્યાણક દિન સાર
નાટિક પુજ ભાવશ્યું રે, આણી હર્ષ અપાર. ભજો ૫૮

હીર વિહાર જ નીપનોરે, જેહવું અમર વિમાન
શાહ અમરસીનો ઉદ્યમ ઘણોરે, ધન જીવ્યું પરમાણ
ભજો. ૫૯

સંવત સોલ છહોતરે (૧૬૭૬) રે જ્યેઠ શુદિ પૂનિમ સાર
જિહાં લગે શશિ રવિ તપે રે, સ્તવન તપો ચિરકાલ
ભજો. ૬૦

## કલશ

શ્રી ઋષભ જિનવર ભવિક સુખકર, હીર વિહારે સુખ કર
શ્રી સૂર(ત) મંડણ દુરિત ખંડણ, નમો પાસ જિણેસરૂ
વિજય રાજ્યે વિજયવંતો, વિજયદેવ સૂરી સરૂ
તાસ પસાએ સ્તવન રચિઉં, ધર્મદાસ સુહંકરૂ. ૬૧
ભજો રે ભવિ ભાવે હીર વિહાર.

॥ ઇતિ શ્રી જિનરાજ સ્તવન સંપૂર્ણમ્ ॥

---

મુદ્રકઃ-શા. ફકીરચંદ મગનલાલ બદામી.
મુદ્રણાલયઃ-ધી "જૈન વિજયાનંદ" પ્રી. પ્રેસ, કણપીઠ બજાર-સુરત.

## પ્રકરણ ૧૪ મું

### સુરત નગર વર્ણન.

સં. ૧૮૭૭માં સુરતના સંઘે પોરબંદરમાં રહેલા તપાગચ્છના ભટ્ટારક વિજયજિનેંદ્રસૂરિને સુરત પધારવા નિમિત્તે એક વિજ્ઞપ્તિ પત્ર મોકલેલું તેમાં સુરત નગરનું વર્ણન તૂટીફુટી બારોટશાહી હિંદી–રાજસ્થાની ભાષામાં મૂકેલું છે તે અત્ર ઉતાર્યું છેઃ—આ કવિબહાદૂર દીપવિજયજીએ સં. ૧૮૭૭માં કરેલ સૂરતની ગજ્જલનું પ્રથમ સ્વરૂપ છે.

દૂહા

સરસત–પદ પ્રણુમું સદા, પ્રણુમું ગુરૂ કે પાય
ગજલ સૂરતિકી ગાઉંગા, શ્રી ગુરૂ–દેવ–સહાય. ૧

અથ ગજ્જલ

સૂરત સહૈર સુથાનક, જિંદર દીપતા દાનાક
અલકા ભૂમિપેં આઈક, કોટ કોટસેં પડ ખાઈક. ૧
પૂરે લોકસેં પૂરેક, અમર વાસકૂં ઘુરેક
સોભા દેત હે કમઠાન, અટા પહુચતી અસમાંન ૨
પીલે છોહકે ગેહાક, માનૂં સરદકે મેહાક.
તાપી નિમ્નગા પાસક, સૂરજ પૂત્રકા ભાસક. ૩
નદીયાં નાથસેં પોહચીક, તીરથ આપસેં સોહચીક
જિનમેં જયાહાજ ઓહોતેરેક, રહતે નાગરે કેતેહ. ૪
જૈસેં નાંમકે નીસાંન, તેસેં વવા ટ્રંકી વાંન
વાડી વાગ વન ઉદ્યાંન, ચૈત્ર રથ કે અનુમાંન. ૫

ફુખતી ફુરહરેં ધજાક, માનૂં દોલતી મઝાક
દ્રાકસ ખૂબ દરવાજાક, નિત પ્રત વાજતેં વાજાક. ૬
અનનં વાજતી ઘંટાક, માનૂં મેઘકી ગડડાક
કિલ્લે નાલ ગોલા સાજ, અદલ અંગરેજકા જહાં રાજ. ૭
હાકમી હિકમતી સભાવ
મદ ઝર ઘૂમને હાથીક, માનૂં ઈંદ્ર ગજ સાથીક
સાઝેં સાઝ ફૂ સમ્મેત, અબલખ નીલડેં કુમ્મેત. ૮
વાઝ જોતરેં બહુમૂલ, સરખા રૂપ હે રામતૂલ
પંકતિ થકી ભલજાંન, દેખત દેવકે વિમાંન. ૯
સોધી સઇકડું સુખપાલ, વહલું ધમકતી ઘંટાલ
બસતી પૂરતી વસતીક, લચ્છી પૂરસેં લસતીક. ૧૦
બસતેં લોક વડ બખતાક, ખાવૈ માલ ભી તતાક
લાખૂં માલ કે વ્યાપાર, કરતે આવતે અ ઝપાર. ૧૧
નાટારંભ કે જહાં ખ્યાલ, દુનીયાં દેખતાં ખુસીયાલ
પેહરે ખૂબ ખૂબ પોસાક, મરદાં મહુરીયાં ભી પાક. ૧૨
મોતી માંણિકે લહેં લૂંબ, દાતા લોક હે નહીં સૂંબ
ધનવંત લોક હેં ધરમીક, ક્રરતેં આપસેં નરમીક. ૧૩
અછે વણુ હેં અઢાર, કહતાં પાઇયેં નહીં પાર
અસીચ્યાર હે ચોહટાક, પંકતી રાજતી હટ્ટાક. ૧૪
અછી અઢાર હેં ટોપીક, રિદ્ધ સોદાગરૂ રોપીક
કોઠીવાલ હેં કેતેક, અંગેરેજ આદિ હે એતેક. ૧૫
બિલંદા ખૂબ હું વ્યાપાર, જિન કેં જિનસકો નહીં પાર

ઐસી આપકી મન રીઝ, બંધ્યા બંદરાં તજવીજ. ૧૬
જંગી બિંદરાં કેંસાક, જોઈયેં જાય કેં જૈસાક
(દોરો ભાગ છે.)
અઠું આ નાંમસે ઐસાક, બિંદર બાંધીયા તેંસાક.
વસં લોક બહોત આગેવાન, ઓરભી રહત હેં ભાગ્યવાન. ૧૯
ફિરંગી ઓર ફરાસીસ, ટોપી અઢાર કહેં ઈસ
પારસી લોકકા હેં પૂર, સઘલે વિણજમેં ભરપૂર. ૨૦
દેવકર માનતે હેં આગ, તાપી માતકૂ પાયે લાગ
અપને ધર્મમે રાતેક, ખટ્યા માલ ભી ખાતેક. ૨૧
મુગલ એક અરમાંનીક, ચાવા મુગલ હેં ચિલબીક
નાગર લોક હેં નવરંગ, ક્ષત્રી લોક હેં ઉત્તંગ. ૨૨
કાયથ લોક હેં કુલસુદ્ધ, જિનકી બહોત હેં બલ-બુદ્ધ
બણીયે બ્રાહ્મણ કી જાત, નુખતેં પાઈયે સબ નાત. ૨૩
સઈયદ સેખ હેં પઠાન, મોટી જાત મૂશલમાન
વોહરા લોક હેં વિખ્યાત, જિનકી દોઇ હેં જમ્માત. ૨૪
હિંદુ લોક બહુતેરેક, વિધિ વિધિ વાનસેં વસતેક
અપને ધર્મકા આચાર, પાલેં બહુત કરિકેં પ્યાર. ૨૫
પોહચી ગગન લોં અટ્ટાક, માનં સરહદી ઘટાક
પૂરા પચવીસ હેં પૂરા માનું નગરમેં નૂરાક. ૨૬
ભાંતિ ભાંતિ કે જહાં લોક, દુઃખ ભય દંડ ભી નહીં સોક
મરદાં મહરીયાં મહબૂબ, એકા એકસેં હેં ખૂબ. ૨૭
આસિક લોક હેં એ તક, દાંની દાંન ભી રે તેક

ચોકેં ચોકેં નવનવા ખ્યાલ, દેખે તરૂણ બૂઢ, બાલ. ૨૮
કથક જન કહત હૈં કથાક, હુડહુડ લોક સુનિ હસતાક
ગુજરી ખૂબ ભરાયેં ગંગ, વિકતે માલ નવ નવ રંગ ૨૯
મિલતા નવ નવા મેવાક, લાખો લોક હે લે વાક
ચિત કર ચાહીયે જો ચીજ, મિલેં સબ મોલસેં મનરીઝ ૩૦
**ગોપીપુરા** વડા વિખ્યાત, મિજલસ લોકકી મહુલાત
સબકી સહુરકા હે નૂર, ભરીયા લોકસેં ભરપૂર. ૩૧
**ઓસવાલ** લોકકા અડ્ડાક ઘંતું બનાવતે બડ્ડાક
પીવૈ ભંગ હી રસરંગ, પરખે જુહુર ભી મન ચંગ ૩૨
શ્રાવક લોકકી સોભાક, દેતે દાંન નહીં લોભાક
જહાં જૈનકા પ્રાસાદ, પૂજા હોત મંગલનાદ ૩૩
શ્રીમત દેવ હૈં **ધર્મનાથ**, સાચ્ચા શિવપૂરીકા સાથ
સૂરજ**મંડણ** હે **પાસ**, ફેલ્યો જગતમેં જસવાસ ૩૪
**સંખેસર** દેહરા હે ખાસ, ઉપર રહત **ગોડી પાસ** ૩૪
આલય સાધુકે આછે(ઠે?)ક, રચના ખૂબ હૈં શાચેક
અલી જહાંનકે જાલમ, આદર દેત હૈં આલમ ૩૫
સૂધ આપકે વ્યવહાર. **સંવેગી સાધુ** કે સિણગાર
તીરથ હૈં **અસનીકુમાર**, મજન કરતે હૈં નરનાર ૩૬
મિલતે રાત દિન મેલાક, ખુસખખત લોક હૈં ખેલાક
વૈષ્ણવ લોક હે, વિખ્યાત. રહતે રાંમ કૂં દિનરાત ૩૭
મંદિર ખૂબ હૈં દોય ચ્યાર, રટતે કૃષ્ણ કે કુમાર
અનઘન આદિ દે અણુપાર, ભકિત કરતે હૈં નરનાર ૩૮

હનુમાંન એક હૈ કઠીલાક, મિલે, જહાં મેદની માલાક
અસ્થલ બંધ કે અથાગ, બસતે બડબડે વરાગ.
સોપી બહુત સંન્યાસીક, મંડે હોય મંઠવાસીક ૩૯
દરગા એક હૈ દરીઆવ, અછે લોકકી જિહાં આવ
પરચા લોકકા પૂરેક, ચિંતા ચિતકી ચૂરેક ૪૦
દિલકે ખૂબ હૈં દરએસ, રહતે આપકે રએસ
દરસન પટ હુ જહાં સાર, અછા જઇનકા અધિકાર ૪૧
વસ ી બોહત હૈ વિસ્તાર. ભાષા બોલ કે' 'આંઓ યાર'
બંદર અવર હૈ બોહતાક, સૂરત બિંદરાં સબ નાક. ૪૨
સૂરત નગર હૈ સુથાંન, બોહોત કયા કીજીયે' બખાંન
જિનુને' દેખીયા નહીં જાય, તિનકા જનમભી અહિલાય. ૪૩

ઇતિ સૂરત નગર વર્ણન.

## દીપવિજયકૃત સુરતની ગજ્જલ.

રચ્યા સંવત ૧૮૭૭ (સંપાદક તંત્રી જૈનયુગ)

'કવિ બહાદુર' એ નામથી પોતાને ઓળખાવતા દીપવિજય મુનિ વિક્રમ ૧૯ ની સદીમાં થઇ ગયા છે તેની ગૂ. ભાષામાં અનેક કૃતિઓ નામે સોહમકુલ પટ્ટાવલી આદિ છે કે જેની વિગત હવે પછી છપાનાર અમારો ગ્રંથ નામે જૈન ગુર્જર કવિઓ ભાગ ત્રીજો બહાર પડશે તેમાં આવશે.

આ કવિના સમય પહેલાં મુસલમાન રાજ્ય ગુજરાતમાં ઘણી સદીઓ થયાં હોવાથી પર્શીયન શબ્દો ગુજરાતી

ભાષામાં ખૂબ પ્રવેશ પામ્યા હતા અને પર્સીયન ભાષાના ખાસ જાણકાર હિન્દુઓમાં પણ મુનશીઓ અને મુસદ્દીઓ તરીકે કાર્ય કરી ગયા હતા. કેટલાક હિન્દુઓએ પર્સીયન ભાષામાં ગ્રંથો પણ-કૃતિઓ પણ રચેલ છે. કવિના સમયમાં ઇસ્ટ ઇંડિયા કંપની બહાદુરનું રાજ્ય પણ ગુજરાતપર શરૂ થયું હતું. આ કવિએ ગુજરાતી ભાષામાં પર્સીયન (ઉર્દૂ) શબ્દોને સેળભેળ કરી એક વિચિત્ર જાતની 'ગઝલ' કરી છે; અને તે એક સૂરત પર નહિ પણ બીજાં શહેર નામે ખંભાત, જંબુસર, ઉદેપુર પર પણ બતાવી છે. પ્રાસ લાવવા ગમે તે અક્ષરો ગમે તેમ મેળવી દીધા છે.

આ સુરતની ગઝલમાં પહેલો દુહો છે ને વચમાં ત્રણ દુહા છે અને છેલ્લો છપ્પય છે. ૭૮ કડી ગઝલમાં છે કુલ ૮૩ ગાથા છે. રચ્યા સંવત ૧૮૭૭ માગશર શુદ ૫ છે. આ લખવાનો હેતુ કવિ જણાવે છે કે સુરત શહેર સુંદર અને વેપારનું મથક હોવાથી હું જોવા આવ્યો અને ગચ્છપતિ આચાર્યશ્રીને વિજ્ઞપ્તિ લેખ-ચિત્રલેખ મોકલવામાં આવે છે તે પ્રમાણે આ ચિત્રલેખ લખી મોકલવા માટે આ ગઝલ મેં બનાવી. આ કવિના પોતાના સ્વહસ્તાક્ષરમાં રચ્યા પછી ચોથે દહાડે લખેલી ૧૩ પંક્તિવાળું એક એમ પાંચ પાનાની પ્રત કે જે વિજયધર્મ સૂરિ પાસે હતી તે ઉપરથી આ ઉતારી છે.

વિક્રમ સં. ૧૬ (સો) માં સુરત નામની ગણિકાના નામ પરથી તેના પરની પાતસાહની મહેર થતાં સુરત શહેર વસ્યું. ગોપીશા નામના સાહુકારે ગોપીપુર વસાવ્યું અને ગોપી નામનું તળાવ તેમજ વાવ પત્થરબંધ બંધાવ્યાં (તે) ગોપીદાસે સુરજમંડન શ્રી પાર્શ્વનાથની સ્થાપના કરી. પાતશાહે તાપી (નદી) પર મોટો કીલ્લો બંધાવ્યો: તેનો પાયો ઉંડો કરી અને સીસું ભરી મોટા બુરજ કરાવ્યાં. કોટને ફરતી ખાઇ કરાવી ને કિલ્લામાં જાલ ગોળા-તોપ ગોળાનો સાજ રાખ્યો કે જે એવા હતા કે તેને છોડતાં જબરો અવાજ થતો હતો. અહીં દિલ્લીના પાતશાહે તે કિલ્લો બનાવ્યો ને ત્યાંથી મોટા સૂબા-ખાન આવતા: કિલ્લાને બાર દરવાજા હતા. એ નીકા—સુંદર સુરત શહેર પર તાપી માતાની મહેર હતી. તાપી નદીમાં બે વખત વેળ ચઢતી હતી, ને તેમાં હોડી-ફતેમારી ચાલતી હતી. તે હોડીઓના પ્રકારનાં જુદાં જુદાં નામ આપ્યા છે તે જાણવાં જેવાં છે. દરિયા મહેલ હતો. લાખો રૂપીઆનો માલ સફરી જહાજમાં આવતો. ૭૨ જાતનાં કરિયાણાનો વેપાર વેપારીઓ કરતા હતા: ફુરજામાં માલ આવતો તે પર દાણ લેવામાં આવતું.

આ વખતે નવાબ નસિરૂદ્દીન ખાન હતો અને તે પોતાની સ્વારી કાઢતો ત્યારે સારા ગજરાજ ઝુલતા અને કાબુલી કનોછી કચ્છના ઘોડાઓ તેમાં ચાલતા હતા, વળી

બક્ષી તરીકે બહારતેગ અને કાજી તરીકે મસદ હસન હતા અને તેઓ કંપની બહાદુરના હુકમથી હુકમી ચલાવતા હતા તે બહાદુર કંપનીનો સરદાર મિસ્તર વાન સાહેબ હતો.

અને સુરત પરગણાના અધિકારવાળો કિલ્લેદાર કાલેસન (નામનો સાહેબ) હતો.

નગરશેઠ લખમીદાસ નામનો હતો કે જેની પ્રભા શહેરમાં પડતી હતી, ઇમાની મિરજયાં, કાયદો જાણતા પિરોજશાહ, બુદ્ધિશાલી સણુવી નામે નાજરશાહ અને મહેતા વલ્લભ અને ગિરધરલાલ બંને પુણ્યશાલી હતા. શાસ્ત્રી તરીકે આણંદરામ, મોટા મકાનવાળા બાબા ફુમરો નામના હતા.

હવે શહેરના શાહુકારોમાં અગણિત લક્ષ્મીવાળા તરવારી નામની અટકના આતમારામ ભુખણ નામના ભણુશાલી હતા કે જેમનું પુણ્ય ઘણું હતું, નવલાખ લક્ષ્મી હતી. બીજા નામે લાલી બિરહ ચુનીલાલ લક્ષ્મીવાન્ હતા, કલાશાહ, શ્રીપત્ત એ નામના શ્રીમંતો ઉપરાંત ક્ષત્રી જાતના ફુલાચંદ, મોટરમલ્લ, જોયતાદાસ અને માધોદાસ હતા. મારવાડી શાહુકારો સુવિલાસી અને મોટી પેઢીઓ રાખી લાખોની હુંડી લખનારા અને ગુંડી પાઘડી બાંધનારા—એવા ઘણા શાહુકાર હતા. તેથી કેટલાંનાં વર્ણન કરૂં ?

ગુજરીમાં જે ચીજ મળતી હતી તેનું વર્ણન કરૂં છું. ગુજરી કિલ્લા પાસેના મેદાનમાં ભરાતી. ત્યાં મશરૂ, હિમરૂ,

કિનખાબ, જરબાબ દોશી વેચતા હતા. છાયલ, છિંટ રોકડ લઈ આપતા, કાપડ બંગાલી સરસા, બિલાતી, ચીન મંધશાજી નગરી સોરઠી નવનવ જાતનાં પટકૂલ વેચાતાં દલાલ કછીયા ગટાવતા. ધોતી-કિરમજી કોરા, દુપટા કસબવાળા, મશરૂ, મિસ બરડો [?] રંગીન વસ્ત્ર શોભતાં. પાઘડી બાંધી વેચતા, સાડી સાલ દુશાલા લહેરીલાલાઓ ખરીદતા.

ઘણી જાતના ચોક હતા. એક પાસ મુગલીસરા કે જ્યાં મુગલી લોકો રહેતા, બીજી બાજૂ ચિનાઈ માલની દુકાનો, પટવા-રેશમ વેચનારનાં મકાનો હતાં. ઘણાં હુજવાઇ (?) બેસી સુંદર માલ બતાવતા. નવ નવી ચીજો મળતી તેમાં કેટલી જોઇએ.

ફરીને નાણાવટમાં આવ્યા પછી કેલા પીઠમાં જવાનું મન થાય કે: જ્યાં ભાત ભાતના મેવા, લાલાલોક લેતા. કમરખ, કમરખાં, ખિરની કિસમસ સ્વાદ આપે તેવા હતા. સીતા નામનાં ફળ-સીતાફળ, જાંબુ, ફનનસ, નારંગી, દાડમ, ફાલસા, અનનાસ,ની સુંદર મધુરી વાસ આવતી હતી. શેરડી, અંબા (?) એમ અનેક ભાતનું શી રીતે વરણાય?

ઘણા તંબોલી પાનની ચોળી લઇ બેસતા, અત્તરહાર સરૈયા ધોકબંધ રહેતા. ઘણા કંદોઇઓ સારો માલ-બહુ જાતનાં પકવાન કરી બેસતા. સૂરત શહેરની એ 'સોગાત' (સારી ચીજ) જુદી જુદી જાતની બરફી હતી ગોખ પાટયા (?) ચકલાવાળા ગોપીપુરામાં મહેલો-મોટાં મકાન હતાં,

કે જ્યાં બુજરગ–વૃદ્ધ લોકો કહે છે કે ગોપીશાહ રહેતો હતો તેના નામનું બજાર હતું ને ત્યાં આખી દુનિયાનો વેપાર ચાલતો. સં. ૧૬૭૯માં સેનસૂરિ (વિજયસેન સૂરિ)ના (હસ્તથી) ગોપીદાસે સુરજમંડન પાર્શ્વનાથ સ્થાપ્યા.

ઝવેરી લોક મોજ કરતા અને બીજી કંઇપણ શોધ વાતમાં ન પડતાં હીરા નંગ પાંચે જાતનાં મોતી પરખતા હતા. પન્ના પીરોજા લાલ લઇને દલાલ ફરતા.

સર્વે પોતપોતાનો ધર્મ પાળી પોતાનાં ષટકર્મ સાધતા. કોઇ વેદપાઠી. ઠાઠવાળી ભાષાના રચનાર, જોતીષી, નિમિત્તિયા, છંદ પઢનાર. વાદ કરનાર વાદી, ફૂલ લઇ ફરતા માલી, ફૂલ મૂલ દઇ લેનારા ભોગીઓ, ભાંગ ઘૂંટનાર ભંગી, અમલ લેનારા રંગી અમલીઓ (અફીણના અમલવાળા), કંસારા, ઘાટ ઘડનાર સોનીઓ, ગુંડા, મરજી પ્રમાણે સીવનારા દરજી, નંગને જડનારા જડિયા, ચૂડા કરનારા દંતારા, ચૂડીઓ પહેરનારી સ્ત્રીઓ એમ ચોરાસી બજારમાં જુદા જુદા વેપાર વાણીઆઓ કરતા હતા. વળી બહુ પારસી લોક હતા તે રોકડા દમડા લઇ વેપાર કરતા.

આમ સર્વલોક સુખીઆ હતા. કોઈ વાતનું દુઃખ નહિ હતું, અંગ્રેજી રાજ્યમાં શહેરના લોકને સર્વ સુખની સામગ્રી હતી. શહેરમાં ઘણાં કમઠાંન ? ઝરૂખા, અને ઉંચી ચાંદની વાળી હવેલીઓ હતી કે જેના ગોખમાં નરનારીઓ બેસતા.

દેવાલયોમાં અંબા બહુચરા માતાજીનાં સ્થાનો. કે જેને લોકો સન્માનતા, વિષ્ણુ ને શિવના પ્રાસાદો કે જ્યાં ઘંટ નાદો થતા જૈનોનાં દહેરામાં સુરતમંડન પાર્શ્વનાથનું ખાસ દેવલ, શંખેશ્વર (પાર્શ્વ) નું ઊબરવાડીમાં, ગોડી પાર્શ્વ, શાંતિનાથનું, આદિનાથનું, મહાવીરનું, ચિંતામણિ પાર્શ્વનાથ એમ ૭૨ દેવલ હતાં. વિજયદેવ (સૂરિ)નું આલય (ઉપાશ્રય) ઉંચ ગોખને માળવાળું હતું. વિજયાનંદ (સૂરિ)નું આલય ઉપરાંત સાગર ગચ્છનો, ખરતર ગચ્છનો, અંચલ ગચ્છનો, પાંસચંદ, કમલ શાખા, કલશ શાખા, કત (પુરા) શાખા, આગમગચ્છ, પૂનમીઆગચ્છ, લુંકાગચ્છ એમ સહુ સહુ ગચ્છનાં સ્થાન હતા. ચોરાસીગચ્છના પોતપોતાના ગચ્છવાસી હતા. સંવેગી સાધુઓ નિરૂપાધિક પણે આગમ વાંચતા, ને તાત્વિક ગ્રંથો પઢતા. દિગંબરોનાં સાત દેવલ હતાં. આમ જૈન (ધર્મ) વિખ્યાત હતો.

હવે પુરાઓ વર્ણવું છે. ગોપીપુરા, સાહપુરા, હરિપુરા, રૂઘનાથપુરા, મહિધરપુરા, મહેઝર (!) પુરા, રામપુરા, મંછરપુરા, બેગમપુરા, સલાતપુરા, સગરામપુરા, રૂસ્તમપુરા, સુલતાનપુરા, રૂદરપુરા, નાંનપુર, નવાપુરા, સઈયદપુરા, એમ અઢાર પુરાં છે.

બાગ વન આરામમાં મોજી વિશ્રામ લેતા. ફૂલથી મહમહતા. હરીયાળી ભૂમિ હતી. બાગમાં ફરતા કારંજ (!).

ઉંચા ઉડતા, ખ્યાલીઓ શેતરંજ ખેલતા. ફિરંગી લોકના ફરાહાનમાં રાગ તાન થતાં.

શહેરમાં અઢારે વર્ણ હતી. સુરત સુંદર શહેર હતું ને તેનાપર પ્રભુની મહેર હતી. નવલાખ (!) ઘરો હતાં ને રાજ કુંપનીનું હતું. જેમ દેખ્યું તેમ વર્ણન કર્યું છે.

હે તપગચ્છભાનુ ! (આચાર્ય) અહીં કૃપા કરી શહેરને પોતાનું જાણી આવો. પોતાનો માની અહીં પૂજ્યજી ! ચોમાસું કરવા આવો. સં. ૧૮૭૭ માગશર માસની (સુદ) બીજને દિને દીપ કવિરાજે શહેરમાં સમ્રાટ એવા સૂરતનું વર્ણન કર્યું છે.

જેવું દેખ્યું તેવું લખી ચિત્રલેખ દીપવિજયે ગચ્છપતિને મોકલ્યો.

તંત્રી.

શ્રી ગુરૂપ્રેમ પ્રતાપથેં ઉપતિ ઉપાઇ અવલ્લ
વરનું સૂરત સેહેરકી અભિનવ ખુબ ગજ્જલ. ૧

અથ ગજ્જલ.

સારદ ચરન ચિતલાઈકે બુદ્ધિ દેત મહમાઈકે
ગજ્જલ ખુબ અનુસર લુકે સૂરત સેહેરકું બરનુકે ૧
સૂરત સેહેર સુથાનાકે બંદિર દીગતા દાનાકે
ભાષું આદિસેં ઉતપત, સુણિઇ ગુનિજના ઇકચિત્ત ૨
સંવત સોલ વિક્રમરાજ, સૂરત નામ ગણિકાસાજ,
તાપર પાતસાહકી મેહેર, તાનેં વસ્યો સૂરત સેહેર. ૩
ફિરક ગોપિસા સહુકાર, ગોપીપુરા વાસ્યા સાર

ગોપી નામ સરવર વાવ, પથ્થર કેલબંધી સાવ. ૪
સૂરજમંડલા શ્રી પાસ, થાપન કિયા. ગોપીદાસ
તાપિ છક્રાંસી પતસાહ, કિલ્લા કીન વડઉચ્છાંહ. ૫
કિલ્લા ખૂબ હેઉં ચાટ સીસાગારસેં સિચાટ
ગાડાં વટ્ટસેં ચોડાટ ઉચા બુરજ હે મૈઠાટ. ૬
અલકા લુમ ઇથ આઇટ ફિરને કોટ સેં ખાઇટ
કિલ્લે નાલ ગોલા સાજ, સખરે હોત હે અવ્વાજ. ૭
બુરજેં તાલકી પાંતાંટ, નિરખણુ હોત હે ખાતાટ
નવગજ બારગજકે માન, માનું જોગણીકો ધ્યાન. ૮
ઘણુણું બાજતી ઘંટાક માનું રોઘકો ગડડાટ
કિલ્લે ફિરત ખાઇ ખૂબ, ભરિ હેં નીરસેં મહબુબ: ૯
તાપિ છક્રાંસી પતસાહ, કિલ્લા દિયા દિલ્લિસાહ,
કિલ્લા પાતસાહી માંન કૂરકે વાવટા અસમાન, ૧૦
જ્યા પર પાતસાહકા માન, આતે બડે સૂબે ખાંન,
સૂરત સેહેર હેં નીકાંક માનુ ધરનિ કાટી કાક. ૧૧
નીકે બાર દરવાજેક અકકાનચરકે લાજેક
નીકા નામ સૂરત સેહેર, તાપી માતકી હે મહેર. ૧૨
ભટણી માન તાપી સાર, ચઢતી વેલ હોનું વાર,
ચઢતે પાંણિયાં કે પૂર, આતહેં સસનુર. ૧૩
બડી બોડ વેગડ હોણુ, ખાદર બખસ ફિરકે સૌણુ,
ગદબદ ફેર ફૂતમારીવ જ્યા પંકીપનગત ચારીફ. ૧૪

પ્રીનસ કથય પનસો ઈક, વજ્રાપટલ હ્યા હોઈક
બતેલા પલ્લવારા નામ, ખેલણુ પાનગત અભિરામ. ૧૫
ઈસે બહોત નવાં નામ જયાકા થંભ હે અસમાન,
સઢપે દોર હે આસાફ઼ ખેફુત દેતહ લેસાફ઼. ૧૬
અટવે ઉબરે સેં હોય આવે જિહાજ સબહી કોઈ,
ગોલા નાલ સેં છોડીફ઼ બંદિર આત હે હોડીફ઼. ૧૭
સુલ્લાં બારિનિ ચૌમાજ, છુટે નાલ ગોલા વાજ
દરિયા મેહેલ નિચો આય, ફ઼રકે વાવટા સમુદાય. ૧૮
લાષૌ માલ ચલ આવેક, સફ઼રિ જિહાજ ભાર લાવેક
બહોતર ક્રિયાણાકે થોક, લેવે સાહુકારાં લોક. ૧૯
ફ઼ુરજે આત હેં જબ માલ, સબકા લેત હેં સંભાલ
દાંણિ કરત તીપર છાપ, જેંસો ડાલ તેંસા માપ. ૨૦
બરનું સેહેરકો રાજાન, નેકી રાજ હે ગુનખાંન
નસિરૂદ્દિન હેં નવ્વાપ, જયાકો દેસ દેસોં માપ. ૨૧
અચ્છે ઝૂલતે ગજરાજ, માનુ મેઘ જેંસો ગાજ
નવ નવ જાત ઘેડે બ્યાંહ, સોહે સવારિકે માંહ, ૨૨
કાબિલ કનોજી કછીક, જિનકી જાલ હેં અછીફ઼
બહારતેગ બખસી જીક, મમદહુસન હેં કાજીક. ૨૩
કુંપની હુકમ સેં આયાક હાકમ હાકમી લયાયાક
હાકમસેહુર હુકમીદાર બહાદર કૂંપની સરદાર. ૨૪
મિસ્તર વાન સાહેબ નામ સમઝણુ બહોત હોઈ તમાંમ,
માલેસન હે કિલ્લેદાર સુરત પરગણે અધિકાર. ૨૫

નગર શેઠ લષમીદાસ જયાકો સેહેરમેં ઉજ્જાસ,
મિરજયાં ઇમાંની બડનૂર માંનુ ભાગકો અસનૂર. २६
પિરોજસાહજી પુનવંત જયાંકો કાયદો મહમંત
સણુવી નામ નાજરસાહ જયાકી પ્રગલ બુદ્ધિ યાહ. २७
મેહેતા વલ્લભ ગિરધરલાલ હોનું પુન્ય શેં વડભાલ
સાસ્ત્રિ નામ આણંદરાંમ બાગા ફૂમરો બડધાંમ. २८
બરનું સેહેરકે સાહુકાર જયાંકું લચ્છિકો અધિકાર
અગચિત લછમી ભારીક જયાકી અટક તરવારીક. २९
આતમારાંમ ભુષણનાંમ, પેંસેં બહોત કોઈ તમાંમ
લછિ તેજ ભણુસાલીક, પરગટ પુન્ય પરનાલીક. ३०
લછમીવાસ નવલખાક સગહી ખાતસેં હરખાક
લાલી બિરહ ચુંનીલાલ લછિ તેજ યેં વડભાલ. ३१
હલાસાહ હેં શ્રીપત્ત જયાંકો લછિ પરઘટવિત,
ખતરી જાત ફૂલાચંદ મોટરમદ્દ કુલપેં ચંદ. ३२
જેયતાદાસ માધવદાસ લછિ તેજકો ઉજ્જાસ
મરૂધરિ સાહુ સુવિલાસીક પેઢયાં બડી હેં ખાસીક. ३३
લિખતે લખો કી હુંડીક પઘડી બાંધતે ગુંડીક
ઇએ બહોત સાહુકાર બરનું નાંમ કિતને સાર. ३४
ગુજરી ચીજ જયે મિલતીક તાકું બરનવુ તહતીક
હિલ્લા પાસ હેં મેદાન ગુજરી ભરત હેં બહોમાન. ३५
મિસરૂ બેચતે કેઈ લાગ, કજિયા મેટતે દલ્લાલ
હિમરૂ વેચતે કિનખાબ, દોસી બેચતે જરબાગ. ३६

છાયલ છિંટકે લે તેઙ રોકડ દાંમકું દેતેઙ
કાપડ બંગાલી સરત્તાક દોરી લોકકેં સરત્તાક. ૩૭
ખિલાતિ ચીન મધરાઝઙ નગરી સોરઠી તાઝઙ
નવનવ જાતકે પટકૂલ અદ્દલ કરત તાકો મૂલ. ૩૮
કપડે બેચતે પડદેક રોકડ લેતહેં ખુડદેક
જંદે અડતહેં અલમસ્ત અપને હાલ સોં મદમસ્ત. ૩૯
ધોતી કિરમઝ કોરાંક દુપટે કસબકી લેહેરાંક,
મિસરૂ મિસ ઝરડૌ હો ધાકુ રંગત વસ્ત્ર સૌહૈ ધાક. ૪૦
પાધોં દોરિ એ વિકતેક, અદલ સૂલહી કરતેક
સાડી સાલ દોસાલાક ખરિદાં કરત હે લાલાક. ૪૧
બહોવિધ ચોકડીહેં રીજ બરન જાત હેં તજવીજ
મુગલીસરા હે એક પાસ મુગલી લોકકે આવાસ. ૪૨
ચિનાઇ માલકી દુકાન પટવે રેશમી મકકાન
બેઠે બહોત હજવાઈક નીકે માલ બતલાઈક ૪૩.
મિલતી નવનવી ચીજાંઙ દેષન હોત હેરી ઝીક,
નાણાવટ્ટમેં ફિરઆય, કેલાપીઠમેં મન ભાય. ૪૪
ભાંતો ભાંતકે મેંવેઙ લાલા લોક બહોલે ચેક,
કમરખ કમરખાં ખિરનિઙ કિસમસ સ્વાદસેં બરનીક. ૪૫
સીતા જાસકે ફલ ચંગ જાંબુ ફન્નસે નારંગ,
દાડમ ફાલસે અન્નાસ જયાંકી મેહેર મધુરી વાસ. ૪૬
ઇક્ષૂ ખંડ અરૂ અંબાઙ, ભરકે બેઠતે લંબાક
ઇસી બહોત ભાંતો જાત, બરનું કૌન વિધસેં ભાત. ૪૭

બેઠે બહોત તંબોલીક, લેકર પાનકી ચોલીક
અત્તરદાર સરિયા લોક' બેઠે બોલ થોકા થોક. ૪૮
બેઠે બહોત કંદોઇક, અછે માલ વહાં હોઇક
બહોવિધ ભાંતકે પકવાંન, મિલતે બહોત થાનોથાન. ૪૯
સૂરત સેહેરકી સોગાત, બરણી હોત નવનવ જાત
અબાખ પાટયા ચકલાક, ગોપીપુરાકા મેહેલાક. ૫૦
ગોપી સાહુ જિહાં રેહેતેક બુજરૂક લોક સો કેહેતેક
ઉંનકા નામકા બાજાર કરતે ખલક વહાં વેપાર. ૫૧
સંવત સોલ અગન્યાસીક કાલા માસ ગુનરાસીક
સૂરી સેન ગોપીદાસ, થાપે સૂરજમંડન પાસ. (૫૨)
ઝવેરી લોક કરતે મોજ, નાંહી કરત કિનકી ખોજ
હીરા પરખતે હેં નંગ, મોતીપન્ને પાંચો રંગ. ૫૨
પન્ના પિરોજા અરૂ લાલ, લેકરત ફિરત હેં દલાલ
સબહી માંનતે નિજ ધર્મ, અપને સાધતે ખટકર્મ. ૫૩
છેલી મર્દબીકે તેક, દાંની દાંનકુ દેતેક
કિતને વેદકે પાઠીક, ભાષા રચત કે ઠાઠીક. ૫૪
જોતષ જોતષી જોતેક, કેતે નિમિતિયે હોતેક
કેતે છંદકુ પઢતેક, વાદી વાદસેં ભીડતેક. ૫૫
માલી ફિરત હેં લેં ફૂલ, ભોગી લેત હેં દે મૂલ
ભાંગાં ઘૂંટતે ભંગીક, અમલી અમલકે રંગીક. ૫૬
બેઠે સીખ કંસારાક. ઘાટી ઘડત સોનારાક,
ગુડે બહોત હે દરજીક, સીવે આપકી મરજીક.

જડિયે જડત હે બહો નંગ, મોતી પના પાંચો રંગ
ચૂડે ચીરતે દંતાર, ચૂડિયાં પેહેંરતી બહો નાર. ૫૮
જોંસે ચોરાસી બાજાર, બણિયે કરત હે બ્યાપાર
ફિર હેં પારસી બહો લોક, વણુજાં કરત દમડે રોક. ૫૯
યોં સબ લોક હેં સુખિયેક, નહિ કોઇ બાતસેં દુખિયેક
શેહેરમેં અંગરેજી રાજ, પાવત લોક સબ સુખ સાજ. ૬૦
પુરમેં બહોત હેં કમઠાંન, ચાંદની પોહોચતી અસમાન
ઉંચી હુવેલ્યાં બારીક બેઠે ગોખ નરનારીક. ૬૧
અંબા બહેચરાકે થાન, આલમ કરત હેં સનમાંન
વિષ્ણુ સિવાંકા પરસાદ, વામેં ગાજે ગુહિરા નાદ. ૬૨
નીકે જૈનકે પ્રાસાદ, દેખત હોત હે આલ્હાદ
સૂરતમંડના શ્રી પાસ, ફિરકે ધર્મ દેવલ પાસ. ૬૩
સંખેસરા શ્રી જિનરાજ, ઉબરવાડિ શ્રી મહારાજ
ગોડીપાસ જિનવરદેવ, સારે ભકત જન પ્રભુ સેવ. ૬૪
સાંતીનાથકા દેહરાક, માનું સિવપુરીસેં રાક
આદીનાથ જિનવર વીર, તારે ભવાં સાગર તીર. ૬૫
ચિંતામની પારસનાથ, મેલે સિવપુરાંકો સાથ
દેવલ બડે એહેંતાલીસ, વંદે સુરનરાંકા ઇસ. ૬૬
વિજયાદેવકા આલાક, ઉંચા ગોખ હેં માલાક
આલેય ફેર વિજયાનંદ, સાગરગછ ખરતરવૃંદ. ૬૭
લોઢી વડી હેં પોસાલ, પરગટ ધરમકી પરનાલ
અંચલગછ પારસચંદ સૂર, કમ્મલ કસ્સ કત પ્રભુસુર, ૬૮

આગમ પુનમે લુંકેક, સબ સબ ગછકે સકકેક
ઐસે ગછ ચોરાસીક, અપને ગછ મત વાસીક, ૬૯
ફિરકે સંવેગીકે સાધ, આગમ વાંચતે નિરૂપાધ
સાધુ સાધતે સિવપંથ, પઢતે તત્વકે બહુ ગ્રંથ. ૭૦
દેવલ દિગંબરાકે સાત, યાવિધ જૈનકો વિખ્યાત
બરનું પુરાકે અહિઠાન, જ્યાએં સહુસ લાયો થાંન. ૭૧
પુરા સુંહિ કેહેંવત હોય, વસ્તિ સેહેર સરસિ સોય
ચ્યારો તરફ મિલકેં સાર, વસ્તિ પુરાંકી અઠાર. ૭૨

દોહારા.

ગોપીપુરા ફિર સાહપુર, હરિપુરા રૂઘનાથ
મેહેંધર મેંહેઝર રામપુર, મંછર બેગમ સાથ. ૧–૭૩
સલાતપુરા, સગરામપુર, રૂસ્તમપુર સુલતાન
રૂદરપુરા અરૂ નાંનપુર, નવાપુરા બડ થાંન. ૨–૭૪
સઈદપુરા ઈદરપુરા, પુરે અઠાર બખાંન
બડે બડે થાનક સરસ, ભૂમ સાત આરાંમ. ૩–૭૫

પુનઃ ગજ્જલ.

બરનું બાગ વન આરામ, મોજી કરત હેં વિસરાંમ
હાયત ફૂલસેં ફૂલેક, નીકે રસભરે ઝૂલેક. ૭૬
ફિરતે બાગ બડે કુંજેક, ગાનુ સુરસકે ફૂંજેક
નીલી ભૂમ હરિયાલીક, નિરખત દ્રષ્ટિ ભરમાલીક. ૭૭
ઉચે ઉડતે કારંજ, પ્યાલી ખેલતે સેતરંજ
ફિરંગિ લોકકે કમઠાન, હોતે રાગ છત્તિસ તાંન. ૭૮

પુરસેં અઠારેં હી બરન, સબકે જૂજૂએ આચરન
સૂરત નયર ચાવા સેહેંર, જયા પર દેવતાકી મેહેંર. ૭૯
નવલખ ઘરાં વસ્તિમાંન જયાકો કુંપની રાજાન,
કીનો સેહેંર બરન્નન એહ, અપની દષ્ટિ દેખ્યો જેહ. ૮૦
કરકેં કૃપા તપગછભાન, આના સેંહેંર અપનો જાન
જાંણી સંચ અપનો ખાસ આના પૂજયજી ચોમાસ. ૮૧
સતોતર સંવતાં અઠાર મગસિર માસ દ્વિતિયાં સાર
બરન્યો દીપશ્રી કવિરાજ સુરત સેહેંરકો સાઝાજ. ૮૨

કલસ—છપ્પય.

બંદિર સુરત સેંહેંર, તા બરનન ઇહ કીનો.
સબ સેહેરાં સિરતાજ, સુરત સેંહેંર નગીનો,
નીકો સૂરત સેંહેર, લષ કોસાં લગ ચાવો,
દેખનકી જસ હોંસ સો દેષનપેં આવો,
શ્રી ગછપતિ મહારાજકુ ચિત્ર લેખ લિખને લીઉ
દીપ વિજય કવિરાજનેં ઇહ સુરત સેંહેંર બરનન કિઉ ૧—૮૩

—ઇતિ શ્રી પં૦ દીપવિજય કવિરાજ બહાદરેણ વિરચિતાયા સૂરતકી ગજજલ.

સૂરતકી ગજજલ ૮૩ ગાથાકી ૧, ખંભાતકી ૧૦૩ ગાથાકી ૨, જંબૂસરકી ગજજલ ૮૫ ગાથાકી ગજજલ ૪, ઉદેપુરકી ગજજલ ૧૨૭ ગાથાકી ગજજલ ૫, એ પાંચ ગજજલ બનાઇ હે. સં. ૧૮૭૭ શાકે ૧૭૪૨ પ્રવર્ત્તમાને માગસિર સુદિ ૫ રવિવારે લિ. પં. દીપવિજય કવિરાજ બહાદરેણ. —(કવિના હસ્તાક્ષરમાં વિજયધર્મસૂરિ પાસેની નકલ ૫—૧૩)

## દીપવિજયનાં કવિત.

ચોરકું ચોરા ગધેકું ગધા કેહેંસી
કાયરકું કાયર અરૂ સૂરનકું સૂર હેં
પૂતકું સપૂત કપૂતકું કપૂત કેહેંસી
ન્યાયકું ન્યાઇ અરૂ અન્યાઈકું કૂર હેં
સાહુનકું સાહુ ચોરનું ચોર કેહેંસી
મૂરખકું મૂરખ અરૂ પંડિતકું પૂર હેં
કહત કવિરાજ દીપ સુનિઓ સુજાન લોક
કવિ તો દેખસી તેંસી કહેંસી જરૂર હેં. ૧

પુનઃ–

જતીકું જતી અરૂ સતીકું સતી કેહેંસી,
કપટીકું કપટી અરૂ ધ્યાનીકું ધ્યાની હેં
સુંજીકું સુંજી અરૂ ધીરનકું ધીર કેહેંસી
દાસીકું દાસી અરૂ રાંનીકું રાંની હેં
ગઢિએકું ગંડિએ અરૂ મરદકું મરદ કેહેંસી
સુંબનકું સૂંબ અરૂ દાંનીકું દાંની હેં
કહત કવિરાજ દીપ સુનિઓ સુજાન લોક
કવિતો દેખસી તેંસી કહેંસી પ્રમાંની હેં. ૨

(સૂરતની ગજ્જલ પછી લખેલાં કવિના હસ્તાક્ષરમાં)

# પ્રકરણ ૧૫ મું.

## ખરતર ગચ્છની સુરતમાં પ્રવૃત્તિ

## ખરતર ગચ્છાચાર્યોનાં ચાતુર્માસ

૧ અકબર પ્રતિબોધક યુગપ્રધાન શ્રીજિનચંદ્રસૂરીજી સં. ૧૬૪૪માં શિવાસોમજીના સંઘ સાથે શ્રીસિદ્ધાચલજીની યાત્રા કર્યા પછી સૂરત આવ્યા અને સંવત ૧૬૪૫માં ચોમાસું કર્યું.

ઐતિહાસિક જૈન કાવ્ય સંગ્રહ પૃ. ૬૦
યુગપ્રધાન જિનચંદ્રસૂરી પૃ. ૬૦

૨ સંવત ૧૭૬૩ જિનચંદ્રસૂરી ચાતુર્માસ–સ્વર્ગ એવ વહીં જિન સુખાશી આચાર્યપદ સ્થાપના–ઐ. જૈ. કા. સં. ૨૪૯–૨૫૦.

૩ સંવત ૧૮૨૭ જિનલાભસૂરી વાચક ચાતુર્માસ સંવત ૧૮૨૭ વૈશાખ સુદિ ૧૨. ૧૮૩ બિંબપ્રતિષ્ઠા. સંવત ૧૮૨૮ જિનલાભસૂરી ચાતુર્માસ મહાવીરઆદિ બિમ્બ પ્રતિષ્ઠા રૂ. ૩૬૦૦૦) વ્યાય.

૪ સંવત ૧૮૫૫ જિનચંદ્રસૂરી વાચક ક્ષમા કલ્યાણ ગણિ ૩૫ ઠાણા સહિત ચોમાસું. (પ્રવચનસારોદ્ધાર તથા સમરાદિત્ય ચરિત્ર વ્યાખ્યાન) જિનચંદ્રસૂરી સ્વર્ગવાસ.

૫ સંવત ૧૮૫૬ જિનહર્ષસૂરી જયેષ્ઠ સુદિ ૩ પદ સ્થાપના

ખિમ્બપ્રતિષ્ઠા, ચાતુર્માસ, માઘ સુદિ ૧૩ સુરતથી વિહાર

૬ સંવત ૧૯૭૫-૭૬ જિનકૃપાચંદસૂરીજીનાં બે ચાતુર્માસ. ૫ સાધુ બે સાધ્વીની દીક્ષા ઝવેરી પાનાભાઇ ભગુભાઇ બોથરા ગોત્રીયે ૩૬૦૦૦ ખરચી પ્રાચીન શીતલવાડી ઉપાશ્રયનો જીર્ણોદ્ધાર કરાવ્યો. જ્ઞાનમંદિર સ્થાપના કરી. પ્રેમચંદ, કેસરીચંદ, ધમાભાઇ, મંછુભાઇ વગેરેએ ઉજમણાં કર્યાં.

સં. ૧૭૩૦ કનકોદય વગેરેએ ચોમાસા કર્યા.

સં. ૧૭૪૭ ભાદ્રવા સુદિ ૩ રત્નચંદ્ર રત્નસમુદ્રાદિએ ચાતુર્માસ કર્યું. ત્યારે પત્રમાં લખ્યું કે "મરકોપદ્રવ વશ સૂરત બે સૂરત થયું છે" વગેરે.

સં. ૧૭૭૧ સૂરત રાજસુંદરજીએ ચોમાસું કર્યું.

સં. ૧૭૭૧ ત્રૈલોક્ય સુંદરજીએ ચોમાસું કર્યું.

સં. ૧૭૭૧ દયાવિજયજીએ ચોમાસું કર્યું.

સં. ૧૭૮૪ શ્રીમદ્ દેવચંદ્રજીએ ચોમાસું કર્યું.

(જુઓ દેવવિલાસ)

સં. ૧૭૬૧ રાજસુંદરજીએ સુરત ચોમાસું કર્યું.

ખરતરગચ્છની બેગડશાખાના આચાર્ય જિનસમુદ્રસૂરીજી (સં. ૧૭૬૧ લગભગ) સૂરત પધાર્યા ત્યારે શાહ છતરાજે પ્રવેશોત્સવ કર્યો. (ઐ. કા. સં. પૃ. ૩૧૭)

## —ગ્રંથ રચના—

સં. ૧૮૨૮ સૂરત માઘકાવ્ય ટિપ્પનક વિદ્યાહેમ ખરતરગચ્છીય
સં. ૧૭૨૧ ,, કુમાર સંભવ વૃત્તિ લક્ષ્મીવલ્લભ ,,
સં. ૧૮૨૮ ,, તર્કસંગ્રહ ફક્કિકા ક્ષમાકલ્યાણ ,,
સં. ૧૯૧૬ ,, શત્રુંજય ઉદ્ધારરાસ ભીમરાજ ,,

## પુસ્તકોદ્ધાર ફન્ડ

શ્રી જિનદત્તસૂરિ પ્રાચીન પુસ્તકોદ્ધાર ફંડ (શીતલવાડી) ઉપાશ્રય ગોપીપુરા સુરત નામની સંસ્થાના નામે આ ફંડથી લગભગ ૪૦ ગ્રંથ ખરતર ગચ્છના પ્રગટ થઇ ચુકયા છે.

## સિદ્ધાચલજી પર સૂરત કેસં સ્મરણ—

સં. ૧૮૩૯ વૈશાખ સુદિ ૬ બુધવાર સૂરત નિવાસી ભાઇદાસ નેમિદાસે અજિતનાથ, અનન્તનાથ આદિના બિંબ ખરતરગચ્છાચાર્ય શ્રી જિનલાભસૂરિજી દ્વારા પ્રતિષ્ઠિત કરાવ્યા.



# પ્રકરણ ૧૬ મું

## પ્રાચીન સ્તવન સંગ્રહ

### ॥ શ્રી સૂરત શીતલ જિન સ્તવન ॥

ભવિજન પૂજોરે શીતલ જિનપતિરે, નયનાનન્દન ચંદ્ર
પ્રભુજી બિરાજે સૂરત બિંદરે રે, નન્દાદેવીનાં નંદ–૧ ભ૦
જગહિતકારીરે જિનજી અવતર્યારે શ્રી દઢરથ નૃપ ગેહ,
શ્રી વચ્છ સોહેરે લાંછન સુંન્દરરે કનક વરણ પ્રભુ દેહ–૨ ભ૦
વિષય નિવારીરે સંયમ સંગ્રહ્યોરે લાધ્યું કેવલનાણ,
સઘન ઘનાઘન જિમ ધર્મ વરસતારે, વિચર્યા
ત્રિભુવન ભાણ–૩ ભ૦
વેદની પ્રમુખ જે શેષ રહ્યા હું તારે ચાર અઘાતી કર્મ,
દૂર નિવાર્યારે અનુક્રમે તેહનેરે પામ્યો શિવપદ શર્મ–૪ ભ૦
સંપ્રતિકાલેરે શ્રી જિનરાજનોરે પૂજીજે પ્રતિબિંબ,
પ્રતિદિન લહિયેંરે પ્રભુ સુપ્રસાદથીરે મનવંછિત
અવિલંબ–૫ ભ૦
શ્રી જિનવરનો બિમ્બ વિલોકતાંરે દુષ્કૃત દૂર પુલાય,
ઇન્દ્રિય નિગ્રહ સુખંદ સંપજેરે સમકિતગુણ દઢ થાય–૬ ભ૦
શ્રી સદ્ગુરૂના મુખથી સાંભળ્યા રે એહના વચન વિશાળ,
તે બહુ માનેરે નિજચિતમાં ધર્યારે નેમી સુત ભાઇદાસ–૭ ભ૦
ચૈત્ય કરાવ્યુંરે સુન્દર શોભતોરે મનધર અધિક ઉલ્લાસ,
શીતલ પ્રભુનોરે બિંબ ભરાવિયોરે સહુથ ફ્ણાવલિ પાસ–૮ ભ૦

વરસ અઢારેં સતાવીસમેંરે માધવ માસ મઝાર,
ઉજ્વલ દ્વાદશી દિવસે આવિયોરે બિંબ અનેક ઉદાર–૯ ભ૦
એકસો ઇકયાંસી સહુ મેલે થયારે બિમ્બાદિક સુવિચાર,
કીધ પ્રતિષ્ઠા તે દિન તેહનીરે વિધિપૂર્વક મતધાર–૧૦ ભ૦
શ્રી જિનલાતી સૂરીશ્વર દીપતારે શ્રી ખરતર ગચ્છ ભાણુ,
તાસ પયાસ મેં શીતલ જિન થુણ્યારે વિબુધ ક્ષમા
કલ્યાણુ–૧૧ ભ૦

## સૂરત (શીતલાદિ) પ્રતિષ્ટા સ્તવન.

સુખકર શીતલ જિનપતી મૂલનાયક સુરવૃક્ષ,
અષ્ટાદશ સતવીસમેં રાધ સુદિ દ્વાદશી અચ્છ. ૧
પ્રતિષ્ઠાતે દિન કરી શ્રી જિનલાભ સુરિન્દ,
પંચકલ્યાણુ વિધિ સહિત ઠવિયા શીતલ જિણુન્દ. ૨
અષ્ટાદશ અડવીસમેં માધવ સુદિ ગુરૂવાર,
તિથિદ્વાદશી શુભ જાનિયૈ અન્ય બિંબ ઠવિયા સાર. ૩
શ્રી ગૌડીજીની સ્થાપનાં સ્થાપન વીરજીનો બિમ્બ,
જીવિત મૂર્તિ પદ્મનાભની બિમ્બ પ્રતિષ્ઠિત બિંમ્બ. ૪
મૂલનાયક શ્રી વીરબિમ્બ અન્ય તે વીસ જિન બિમ્બ,
અજિત જિન આદે દેઇ માનું સુરતરૂ અંબ. ૫
એક ચત્યે એહ બિંબના સ્થાપન કર્યા શુભ દિન્ન,
શ્રી જિનલભ સૂરિ ઉપદેશથી કિયોં ભાઇદાસે મન્ન. ૬

દેશી–ઘણું ઘણું પ્યારો પ્રાણુથી જગગુરૂ એહની,
ઘણું ઘણું પ્યારો શીતલ જિનપ્રભુ રહે ન્યારો
(૨) કરકમથી રાજીવ હો,
માનું ક્યારો (૨) જ્ઞાન કેસર તણો હું છું તાહરો
(૨) ભૃત્યસદીવ હો. ૧ ઘ૦
આંખડિયાં (૨) સમતા રસ ભરી પાંખડિયા
પંકજદલ તુલ્ય હો,
ભાંખડિયાં (૨) ચોગઈ દેતાં થકાં ભાંખડિયાં
(૨) બિંબ અમૂલ્ય હો. ૨ ઘ૦
સ્યાદ્વાદી (૨) અમૃતરસ પીવતાં ઉન્માદી
જાયે દૂર હો,
વિષવાદી (૨) પ્રષ્વંશા ભાવ આલ્હાદી
(૨) થયો ભરપૂર હો. ૩ ઘ૦
મન મૌજે (૨) તુઝ ગુણ ગાઇયે જ્ઞાન ચોજે
(૨) લાહરો પંથ હો,
જે ખોજે (૨) પામૈ શિવ વધૂ રહૈ ખોજે
(૨) વિરલા નિગ્રંથ. ૪ ઘ૦
હવે તાહરા (૨) ચરણ શરણ ગ્રહ્યા પ્રભુ માહરા
(૨) મનની આશ હો,
નમિ લાહરા (૨)ની કરો વાતડી ઉદારા
(૨) શ્રી જિનલાભ સુવાશ હો ૫ ઘ૦
ઇતિ શ્રી શીતલ જિન સ્તવન—

## શ્રી ગોડી પાર્શ્વનાથ સ્તવન

॥ દોહા ॥

શ્રી ગૌડી પ્રભુ નામની સ્થાપના કીધી રમ્ય,
પ્રતિષ્ઠિત ઓચ્છવ થકી, શ્રી જિનલાભ સુગમ્ય. ૧

દેશી-દેહુ દેહુ નણંદ હઠીલી-એહની

જીલિમ ગૌડી પાર્શ્વનાથ, સુરતરૂ સદ્દશ શીવનાથરે,
ગડગડ ઝાંઝાં જસુ નૌબતિ બાજે દેખી કુમતિજન લાજેરે, ગ૦
પારસ પારસ જગિ વ્યાપી, પૂરણ પારસ પારસ થાપીરે.-૧ ગ૦
ઉપાધિ પારસ પારસતા નિરૂપાધિ પારસ ગુણ બસતા ગ૦
દેં દ્રવ્ય પારસની ઘટના ભાવ પારસની કરો રટનારે-૨ ગ૦
દ્રવ્ય પાર્શ્વ પરોક્ષ પ્રમાણ ભાવ પારસ જવું ભાણુરે ગ૦
યત્ર ધૂમાકૃતિ તિહાંવન્ની મૂઢ કિમ થાપ્યૌ અસન્નીરે-૩ ગ૦
પાષાણે ધાતુને અર્થે તત્વરસ પીવે નહીં વ્યર્થેરે, ગ૦
પાતિ રક્ષતિ ભવભ્રમણથી મોક્ષરસ આસ્વાદિત ગણથીરે-૪ ગ૦
તે સાચો પારસ કહિયેં દૃષદ પારસ નવિ લહિયૈરે ગ૦
વંછિત પૂરણનો આકર જિનલાભ સુરિન્દ વિભાકરરે-૫ ગ૦

## ॥ શ્રી વીર જિન સ્તવન ॥

નૂતન બિમ્બ શ્રી વીરનૌ ઠવિયું ચૈત્ય વિશાલ,
શ્રી જિનલાભ સુરિન્દ વર પ્રતિષ્ઠિત ઉજમલા. ૧

થારે માથૈ પંચરંગ પાગ સોનારો છોગલો-એ દેશી.

પ્રભુ જંગ ઉપગારી તું હિતકારી વિશ્વનાં તારૂજી,
ગોયમ આદિક વિપ્રાગણધર ક્ષિપ્રા તેં કિયા તારૂજી. ૧

ચંડકોશિક વિષધર તું મિલ્યો હિતકર બૂઝયો તારૂજી,
મેઘકુમરને ખોદ્યો સંજમે મોદ્યો થિર કર્યો તારૂજી. ૨
તેં ઉપસર્ગ ઉહિયા શાસ્ત્રે કહિયા અતિ ઘણા તારૂજી,
તેં અભિગ્રહ ધરિયા સમતા ભરિયા ચિત્તથી તારૂજી. ૩
ભીષ્મ મહાભદ્ર પડિમા કરી તેં ચઢિમા મૌજમેં તારૂજી,
ચંદનબાલા તારી રાજકુમારી શીઘ્રમે તારૂજી. ૪
અંબડને સમકિત સુલસા ઉદેસિત મોકલ્યો તારૂજી,
શ્રેણિક જગવ્યાપી પદવી આપી તાહરી તારૂજી. ૫
તુઝ આજ્ઞા આધારે પંચમ આરે વરતવું તારૂજી,
મૃત સિંહનું ખોખું ભીમાકૃતિ તોખું શાસને તારૂજી. ૬
શુ ગિરજતને સદિશ જ્ઞાનથી અદૃશ ભાવથી તારૂજી,
આગમને પ્રમાણે શ્રુતિમતિ ભાણે જ્ઞાનથી તારૂજી. ૭
ઋષભ આદે તીર્થંકર ચોવીસે જિનવર થાપિયા તારૂજી,
પ્રતિષ્ઠા કીધી શુભગતિ લીધી પુણ્યથી તારૂજી. ૮
ધન શ્રાવક કુલને તુઝ વચ પુલને જે રહ્યા તારૂજી,
તુઝ માર્ગ શોભાવે સદ્દહણા ધ્યાવે શકિતથી તારૂજી. ૯
જિનલાભ સુરિન્દા વીર જિણંદા ધ્યાયાં તારૂજી.

સહસ્ત્રફણાપાર્શ્વ જિનસ્તવન.

ભૂમિગ્રહમેં સહસફણા પારસનાથ પ્રગટ,
તસગુણ કિંચિત વર્ણવું જસ નામેં ગહગટ. ૧

રાગ મલ્હાર—શ્રાવણ વરસૈ સરવડે—એ દેશી

નયરિ અણારસિ જાણિયેં સખિ અશ્વસેનભૂપાલ.

તસ કુલ ઉપનાં પાસજી સર્વ વિશ્વનો જે રખવાલરે,
ષટકાયનો જે પ્રતિપાલરે કાઢયો કાષ્ટથી જલતો વ્યાલ,
મહામંત્ર સુણાયોં તત્કાલરે ધરણેંદ્રપદ દિયો વિશાલરે. ૧
પ્રભુ સહસફણા મેરો પાસજી—ટેક.
લોકાંતિક સુરવચણથી પ્રભુ દીક્ષા લીધી સાર,
દેવ દૂષ્ય ખંધે ધરી પ્રભુ તિહાંથી કરે વિહાર,
વટવૃક્ષ તલેમનુહારે કાઉસગ્ગ ધર્યો હિતકારરે,
સમતા રસનો અણુગારરે તુઝ જ્ઞાન તણો નહીં પારરે. ૨
કમઠ જીવ ચવીકરિ સખિ મેઘ માલી સુર થાય,
અવધિ પ્રભુની ઉપરૈ પાપી વર્ષા તિહાં વરસાય,
બદરા બદરાહ મિલાય રે ચિંહુ દિશિ અંધકાર મચાયરે,
પંખીડા ચૂણુન ખાયરે માનું રમણી દિન ન કલાયરે. ૩
ગડરડ ગડરડ ગાજતો સખિ બીજલિયાં ઝબકાર,
સણુણુણુ સણુણુણુ પવનથી બુન્દ ઝાપટના ઝણુકારરે.
બુન્દ દૃષદ જિસા ઠણુકારરે શ્રવણો ઉપજે ભણુકારરે,
વર્ષે તે મૂસલધારરે મેરો પ્રભુ નવિ ડગે લગારરે. ૪
ગિરથી નદિયાં ઉતરૈ સખિ ખલહલ શબ્દ પ્રચંડ,
પંથી પંથન ચાલતા સખિ ગર્જિત ગાજે બ્રહ્માંડરે,
જલમય કીધો નવખંડરે ભાતરીસ્હા વાયે ઉદ્દંડરે,
પાહાડ પર્વત ભાજે વિતંડરે વરસાવે કમઠશઠ શંડરે. ૫
જલમય પૃથ્વી સવિ થઈ સખિ મેરૂ સમ પ્રભુ ધીર,
બલિહારી તસુ ધ્યાનને નાસિકા લગે આયો નીરરે,

માહરા પ્રભુજીની કરૂં ભીરરે એહવી ધરણીંદ્રની ગીરરે,
નાહી પર્જન્ય કેરી પીરરે પ્રભુ મન ઇરજાની ઇરરે. ૬
ઝુંઘે લિયે પ્રભુ પાસને સખિ કમઠ નમ્યો તણ આય,
સહસ ફણ વિકુર્વ્યાનામ સહસ ફણા કહેવાયરે,
પ્રભુ શિવ વધુ વરવા જાયરે નવનવ નાટક તિહાં થાયરે,
જયજયજય શબ્દ ગવાયરે જિનલાભ સુરિન્દ સહાયરે. ૭

## અતીત કેવલજ્ઞાની પ્રથમ જિનસ્તવન

અતીત ચોવીસી જિનતણા ગુણ ગાઊં ધરિ ચિત્ત,
કેવલજ્ઞાની પઢમ જિણ સ્તવતાં થાયું પવિત્ત. ૧
પ્રભુ શ્રી કેવલજ્ઞાનીનો નૂતન બિમ્બ વિશાલ,
શ્રી જિનલાભ સૂરીશ્વરે પ્રતિષ્ઠિત ઉજમાલ. ૨

### તુમે કિહાં ગયાતારે રમવા રાતલડી-એદેશી-

દક્ષિણ ભરતે હો અતીત ચૌવીસી
નમો શ્રી કેવલજ્ઞાની નમતાં પાપ વમું,
તે ગુણના આકારહો વિશ્વના ઠાકુરિયા
સુરપતિ નરપતિ હો પ્રભુ તુજ ચાકરિયા-૧
ચોગઈ ભમતાં હો દર્શન તાહરૂં નિરખ્યાં
હરખે પ્રભુને હો તો મન મ્હારૂં,
ઉત્સુક થાયે હો તુજ નામાકૃતિ તુજ
બિંબનુ સ્થાપન હો ધ્યાન ધરૂં ધૃતિ-૨
દોઇ અંતરાયે હો પ્રભુ તુજ નવિ દીઠા
અધુના ઠવના હો દેખત છો ઇહાં,

ધ્યાતા ધ્યયેને હો ધ્યાન પદાર્થના,
ધ્યેય આલંબને હો ધ્યાન નહિ વ્યર્થતા-૩
શુભ અશુભ મેં ધ્યાન મિલી ગયું
જિનચંદ નમે હો કેસર મિશ્રિત થયું,
જસ પારદસે હો શુદ્ધ અક્ષીરતા
તે થયું જાણું હો રજત અભિસતા-૪
એહ પદારથ હો પ્રભુજી કીજીયે
મુજ મનડાને હર્ષે ભીંજીએ
કેવલજ્ઞાની હો જિનપતિ ગાઇયા
જિનલાભસૂરીસા હો અહનિશિ ધ્યાઇયા.-૫

## અનાગત ચૌવીસી શ્રી પદ્મનાભ જિનસ્તવન.

અનાગત ચૌવીસી થસ્યે શ્રી પદ્મનાભ જિનરાજ,
જીવિત સૂરતિ જિનવર ભવ્યતિ સિરનાં તાજ. ૧
શ્રી જિનલાભ સૂરીશ્વરે પ્રતિષ્ઠિત શુભ દિન,
પ્રથમ તીર્થંકર જે થસ્યે તસ પડિમા નહીં ભિન્ન. ૨

## આજ્ઞગી રહેને એદેશી.

નગર રાજગૃહિ અતિરલિયાલી શ્રેણિકનામે ભૂપ,
રાણી ચેલણા જેહને છાજે તિલોતમાનું રૂપ, ગિરૂઆ છેજી. ૧
ઋષિ અનાથી મુનિમુનિવર સન્નિધ સમકિત તિહાંથી પામ્યો,
ક્ષાયિક સમકિ જે નર પામે કદિય ન જાયે વામ્યો. ૨ ગિ૰
વીર પ્રભુની ભક્તિ તત્પર વધામણી જે ભાવ,
એકશત અઠ જવ કંચન નિમિતિ ભૂપતિ તેહને અપાવે ૩ ગિ૰

અરિહંત પદની ભગતિ કર્યાથી ગોત્ર તિર્થંકર ગહિયો,
સગર્ભા હરિણી વધ કીધાથી નરકની ગતિ પિણ લહિયો ૪ ગિ૦
વીર પ્રભુને ઇક દિન જંપે હુ નરકે કિમ જાઉં,
મોદક દષ્ટાંતે કર્મ સન્ચિચકણ ભોગવ્યાં વિણુ નહીં દાઉં. ૫ ગિ૦
કેટલેક દિવસે કાલકરિને પ્રથમ નરક ગતિ પામ્યા,
પહિલે પ્રસ્તરે મધ્યમ આયુ ચતુરશીતિ સહસ વર્ષ
પામ્યા. ૬ ગિ૦
પહિલો ભવ એ કહ્યોં સંક્ષેપે શાસ્ત્રતણે અનુસારેં,
શ્રી જિનલાભ સૂરીસર જંપૈ બીજા ભવ વિસ્તાર. ૭ ગિ૦

દોહા

હિવ બીજો ભવ સાંભળો દક્ષિણ ભરત મઝાર;
શ્રેણિક જીવ ચવી કરી ઉપનો ભૂપ આગાર. ૧
ક્ષાયિક સગકિત નોધણી મહારાજ શ્રેણિક ભૂપાલ,
શાસન ધોરી હે પદ્મનાભ જિન વંદિયેં—ટેક.
દક્ષિણ ભરતમાં જાણિયૈ સતદ્વારા નગરી વિશાલ. ૧ શા૦
સંભુતિ નામે ભૂપતિ જીત્યા જેણે અરિ વૃન્દ, શા૦
ભદ્રાનામે ભારજા જસુ પ્રણમૈ ચૌસઠ ઇન્દ્ર. ૨ શા૦
બીજે આરાની પ્રારંભતાં નવ્યાંસી પક્ષ વ્યતીત, શા૦
તણ તિહાંથી જીવ ચવિ કરી મૂકી જેને નરચની ભીત. ૩ શા૦
ભદ્રા કુક્ષિ સરોજસી તિહાં ઉપજે શ્રેણિક જીવ,
ચઉદ સ્તવન માતા લહે અધિકાર શાસ્રસદીવ ૪ શા૦

પદ્મનાભ તીર્થંકરૂ તીર્થંકર પ્રથમ થસ્યૈં એહ, શા૦
સિંહ લંછન પ્રભુ પદકજે કંચન વરણી જસુ દેહ. ૫ શા૦
બહુત્તર વર્ષનો આઉખો સપ્ત હાથ શરીર ઉન્નત,
ચતુર્વિધ સંઘની થાપના જિનશાસનમેં આદિત્ય. ૬ શા૦
પદ્મનાભ જિનની સ્થાપના ભાઈદાસે કીધી રમ્ય,
જિનલાભસૂરિ ઉપદેશથી ગુરૂની કૃપાથી સુગમ્ય. ૭ શા૦
પ્રવચન સારોદ્ધારથી વલિ જાણજો દીવાલીકલ્પ,
પદ્મનાભ જિનરો સંબંધ એ અવલોકી કહ્યો અત્ર
અલ્પ. ૮ શા૦

## શ્રી સીમન્ધર મૂર્તિ સ્થાપિત સ્તવન

બત્તીસ વિજય વિજય કરૂ વિચરૈ શ્રી અરિહન્ત,
વીસ તીર્થંકર પ્રથમમે સીમંધર ભગવન્ત. ૧

### દેશી—નીંદડલી વૈરણ હુય રહી

પુષ્કલ વઇ વિજયામલી પુંડરીગણિ હો નયરીસુ વિશાલ,
શ્રી સીમંધર વિચરતા ષટ્ કાયાના હો જે છે પ્રતિપાલ. ૧
શ્રી સીમંધર ચિરંજયા—ટેક.
માતા સત્યકી ગુણ ગણ ભરી ભૂપ શ્રેયાંસ હો જનક સુખદાય,
વૃષભ લંછન અલંકરૂ ચૌરાસી હો લખ પૂરવ આય. ૨ શ્રી૦
વીસ લક્ષ પૂરવ કુમરપણે લક્ષ તેસઠ હો પૂરવ કરી રાજઋદ્ધિ,
મુનિસુવ્રત જિન વિચરતા તે કાલે હો પ્રભુ દીક્ષા લીધ ૩ શ્રી૦

તીર્થંકર પદ પામીને કેવલ લહિ હો જગ પાવન કીધ. ૪ શ્રી૦

પ્રભુજી દૂર જઇ રહ્યા મુઝ મનરો હો મિલવાનો ચાહ,
તે તો સુગતી નવિ બને હુઈ પાંખડિ હો મિલત અવગાહ ૫ શ્રી૦

તુઝ મુખ જોવા ઇચ્છના તુઝ મુખની હો વાણી અભિલાખ,
અંતરાયના વશ થકી જલધરને હો ચાહે જિમ ચાષ ૬ શ્રી

અમ્હમન તો પ્રભુ તું અછે તુમ જ્ઞાનથી હો સત્કારીએ એહ,
તત્ર ભવિજન આગલે વક્તવ્યતા હો કરજો ગુણ ગેહ ૭ શ્રી૦

વીર પ્રભુની આગના જિંબાકૃતિ હોતુઝ નામની જેહ,
દ્રવ્યેભાવે તે અર્ચતા ભાઇદાસજી હો પાવન કરે દેહ. ૮ શ્રી૦

લઘુતા રયણી કિમ થઈ દિવસ મોટો હો એ કારણ કેમ,
પ્રભુની વધામણી ચંન્દ્રમા શીઘ્રતર જઈ હો કહ્યો ઓછવ પ્રેમ,
૯ શ્રી૦

દિનકર ઓછવ નિરખવા પ્રભુ ભગતિ હો થાપન જિંબવાસ,
પ્રભુ મૂરતિ પ્રણુમી કરી ઘટિકા ષટ હો રહ્યો ગયો પ્રભુ પાસ
૧૦ શ્રી૦

સમતા સુધાંશું પ્રભુ મને જ્ઞાન ભાનુ હો હૃદય ઠમ્યા હોય,
ભરતની દીધી વધામણી વીર પ્રભુ હો ધન્ય ભવિયાં જોય.
૧૧ શ્રી૦

શ્રી જિન લાભ સૂરીશ્વરે પ્રતિષ્ઠિત હો સીમન્ધર બિમ્બ,
નૂતન કલ્પતરૂ ફલ્યો તત્વ સમકિત હો ફલમાનું અમ્બ.
૧૨ શ્રી૦

# અજિત જિનઆદિ સ્તવન

અજિત જિન સ્તવના કરૂં દ્રવ્ય ભાવના યુકિત,
ગુલાલચંદ્રની ભકિતતા જાણે સુરના ઈન્દ્ર.

## બાંભણ કે મોતીરામ—એ દેશી.

અજિત અજિત તું ગુણ વૃન્દા મેરા દિલકા મહેરમ મૈં બન્દા,
મં બન્દા તું ગુણ વૃન્દા મેરા દિલકા મહેરમ મૈં બન્દા—ટેક.
અજિત નામ યથાર્થ તારે દોયે પક્ષે તું અજીત,
વિજયા કુખવાસા ભયા તવ જનપદ જીત અજીત. ૧
જ્ઞાની મેરે દિલકા.

ભકિત કુશલ વ્રત તીતતરે પ્રવચન સુર દ્રુમ જેહ,
આરોહણ તસુ ઉપરૈરે અજિત પદાર્થનું ગેહ. ૨ જ્ઞા૦
ચાર નિક્ષેપે સત્ય તારે લલિત ત્રિભંગીયે સત્ય,
એહથી જે વ્યતિરિકતતારે તે નિન્હવની મતિ. ૩ જ્ઞા૦
ગુલાલચંદને પિતા મહેરે ચૈત્ય નિપાયું રમ્ય,
અજિત બિંબ પ્રભુ સ્થાપનારે પ્રતિષ્ઠિત સ્વગચ્છે રમ્ય. ૪ જ્ઞા૦
ઓસવંશમેં અધિકાર તારે ઔર ખરતર ગચ્છકે સંઘ,
તાકે અધિકારી વહે વે ગુરૂ આજ્ઞાન ઉલ્લંઘ. ૫ જ્ઞા૦
ધન ઓસવંશ ચિરંજયૌરે શ્રી સંઘ સદા ચિરંજીવ,
જિનલાભ સૂરીશ્વર કહેરે જિનશાસન હો સદીવ. ૬ જ્ઞા૦
સૂરતિ બંદિરમેં ભલા ખરતર ગચ્છના ચૈત્ય,
નાન્હાવટ હનુમંતપોલમેં અજિતનાથ આદિત્ય. ૬

ગોપીપુરાને મધ્ય શુભ શ્રી શીતલ જિન ચૈત્ય,
હુય ત્રિક અન્યતીર્થ એક ચૈત્યમેં પૃથક પૃથક નમું નિત્ય. ૨

રાગ–ધનાશ્રી.

સ્તવિયા શ્રી જિનરાજ ભાવેરે ભાવેરે
મૂલનાયક શીતલ જિનપતી.
શ્રી ગૌડી પ્રભુ પાસ સ્થાપનરે સ્થાપનરે
વીર પ્રભુ ઠવિયા શુભમતીરે–૧
ચૌવીસ જિનના બિમ્બ ઠાવણુરે ઠાવણુરે
પ્રતિષ્ઠિત શુભ દિન વારૂરે–૨
અતીત ચોવીસેમેં એક જિન પતિરે જિનપતિરે
કેવલજ્ઞાની જિનસુખ કંદ–૩
અનાગત ચૌવીસીમેં એક જિનવરૂરે જિનવરૂરે
શ્રી પદ્મનાભજિન ભવિષ્યતિ–૪
વીસ વિહરમાનમેં એક સીમંધરૂરે શ્રીમધરૂરે
નૂતન બિમ્બ થાપન ગતિરે–૫
સહસફણા પ્રભુ પાસ ભૂમિચૈત્યેરે ભૂમિચૈત્યેરે
સેવ્યો સુરતરૂ દિન દિનરે–૬
એક ચૈત્યેમેં એહ કીધીરે કીધી પૃથક પૃથક જિનથાપનારે–૭
ધન ધન જ્ઞાતિ ઓસ વંશ વીરનોરે વીરનોરે
શાસન શોભાવે સુદારે–૮
ધન ધન ચતુર્વિધ સંઘ શ્રદ્ધારે શ્રદ્ધારે
સરવૈશ્રી અરિહંતનીરે–૯

ધન ધન શ્રી નેમિદાસ તરુકુલેરે તરુકુલેરે
ભાઇદાસે બિંબ સ્થાપન કિયા-૧૦
ઓશવંશ ભુપાલ જેહવારે જેહવારે
તેવા થયા જિન શાસનેરે-૧૧
દ્રવ્ય ખરચ્યે જલધર આષાઢોરે આષાઢોરે
વરસૈ તિમ દ્રવ્ય ખરચતાંરે-૧૨
શ્રી ગુરૂના ઉપદેશ એહવીરે એહવીરે
ધર્મ કરણી ચિત્તમેં વસીરે-૧૩
નવકારસી ભોજન ઘૃતપૂરરે ઘૃતપૂરરે
અન્ય મિષ્ઠાનવિધિ યુકતતારે-૧૪
સુવિહિત ખરતર ગચ્છ સ્વચ્છતારે સ્વચ્છતારે
સુરસિન્ધુ ને તુલ્યતારે-૧૫
ગચ્છ ચોરાસીમેં ભાણુ જ્ઞાનનેરે જ્ઞાનનેરે
સરસતિ કુટુંબ સમરસંચતિરે-૧૬
સંવત અઢાર અઠાવીસ માધવરે માધવરે
સુદિ દ્વાદશી શુભ સુરગુરૂરે-૧૭
સૂરતિ બંદર રમ્ય કમલ કમલારે
વિમલા ઘરિ ઘરિ રંગથીરે-૧૮
ગોપીપુરા તે મધ્ય રાજૈરે રાજૈરે
ચૈત્ય શીતલ જિનપતિ તણોરે-૧૯
ખરતર ગચ્છનો સંગ ચિરંજયોરે ચિરંજયોરે
ગુલાલચંદ ગુરૂભકિતમેરે. ૨૦

ચતુરમેં ચાણિકય તુલ્ય સુલતાનીરે સુલતાનીરે
મન્છા રામજી ભકિતસું. ૨૧
દેવગુરૂ પરિક્ષકિત ધારેરે ધારેરે
દ્રવ્ય ખરચે સ્વશકિતથીરે. ૨૨
ઇત્યાદિક જે સંઘ ધ્રસમરે ધ્રુસમરે
વલીહુગ્પસહ લગે સહારે. ૨૩
દીધું અષ્ટોત્તરી સ્નાત્ર સ્નાત્ર જિનવરે
વૈશાખ વદિ પંચમ ગુરૂરે. ૨૪
શ્રી જિનલાભ સૂરિરાજ જંપેરે જં પૈ રે,
ઘરિ ઘરિ કુશલતા વધારે. ૨૫

કલશ

શીતલ જિનપતિ ગોડીપાસ ચોવીસ જિનપતિ થાપના,
મુખ્યતા શ્રી વીર જિનવર કેવલજ્ઞાની થાપના.
પદ્મ નાભ જિન સહુસફણ પ્રભુ સીમંધર ઠવણાવરૂ,
જિનલાભ સૂરિવર પ્રતિષ્ઠિત શ્રી શાઇદાસને સુખ કરૂં.

# સુરત મંડન શ્રી પાર્શ્વનાથ જિન સ્તવન

(ઉપાધ્યાય શ્રીમદ્‌યશોવિજયજી કૃત)

## મુક્તિ દાનની યાચના

સાહિબા વસુપૂજ્ય જિણંદા—એ દેશી

[ પદ ૯૯મું. ]

સૂરતિ મંડન પાસ જિણંદા,
અરજ સુનો ટાલો દુઃખદંદા,
સાહિબા રંગીલારે હમારા મોહનારે,
જીવનારે, એ આંચલી
તું સાહિબા હું છું તુઝ બંદા,
પ્રીતિ બની જિઉં કઇ અચંદા. સા–૨
તુઝ સ્યૂંનેહ નહીં મુઝ કાચો,
ઘણું હીનભા જંઈ હીરો જાચો સા–૩
દેતાં દાન તે કાંઈ વિમાસો,
લાગઇ મુઝ મતિ એહ તમાસો સા–૪
કેડિ લાગાતે કેડિ ન છોડઇ,
દિઓ વંછિત સેવન કરઓ ડઇ સા–૫
અખય ખજાનો તુઝ નવિ ખૂંટઇ,
હાથ થકી તો સ્યૂંનવિ વૂટઇ સા–૬
જો ખિજ મતિમાં ખામી દાખો,
તો પણિ નિજ જાણી હિત રાખો સા–૭

જેણિ દીધુ લઇ તે હઇડે સ્યઇ,
સેવા કર સ્યઇ તે ફલ લે સ્યઇ સા–૮
ધેનુ રૂપ આરામ સ્વભાવઇ,
દેતાં દેતાં સંપતિ પાવઈ સા–૯
તિમ સુઝ જઇ તુમ્હે જો ગુણ દેસ્યો,
તો જગમાં અધિકળ હેસ્યો સા–૧૦
અધિક ઓછું કોર પૂરે કહાવો,
જિમ તિમ સેવક ચિત મનાવો સા–૧૧
માગ્યા વિણ તો માઇ ન પિરસઇ,
એ ઉખાણો સાચો કસઈ સા–૧૨
ઇમ જાણી નઇ બીનતી કીંજઇ,
મોહનગારા મુજરો લીજઇ સા–૧૩
વાચક જશ કહઇ અમિય આસંગો,
દિઓ સિવ સુખ ધરિ અવિરડ રંગો–સા૧૪

## સહસફેણા પાર્શ્વનાથ સ્તવન

મહાવીરજી તુમ્હારો એહ૦ એની દેશી

સહસફેણા પ્રભુ પાસજી જય ત્રિભુવન સ્વામી
ચરણકમલ યુગ તાહરા પ્રણમુ શિર નામી
જગ અંતરજામી–સહસ૦ ૧
શ્રી અશ્વસેન કુલાંબરે, ચંદ્રોપમ ધારી
વામા કૂખે અવતર્યો, જગ જન હિતકારી. સહસ૦ ૨

જિમ જલમાં દલ પદ્મનો, તિમ પ્રભુ સંસારે
ભોગાદિક સુખ ભોગવ્યા, અવિલુબ્ધ પ્રકારે. સહસ૦ ૨
ચાર મહાવ્રત આદર્યાં, દુર્ધર તપચારી
કેવલ કમલા સંગ્રહી, વસુ પદ્મ વિહારી. સહસ૦ ૪
અકલ અગોચર તૂં સદા, ચિદ્રૂપ વિલાસી
અવ્યાબાધ દશા ઉદય, અક્ષય પદ વાસી. સહસ૦ ૫
અવિનાશી મુદ્રા લહી, અનુભવ રસ ભીનો
અવિકારી કરૂણાનિલો, સમતા ગુણ લીનો. સહસ૦ ૬
તૂં અવિચલ સુખસાગરૂ, તૂં સિદ્ધ સ્વરૂપી
તૂં ઉજવલ ગુણ આગરૂ, જયો આગમ અરૂપી. સહસ૦ ૭
સંવત સય અઢારમાં, શુભ સત્તાવીસે
માધવ ઉજ્વલ દ્વાદશી, થાપ્યા સુજગીસે. સહસ૦ ૮
સૂરત સંડણ સાહિબા, કરૂણા હિવ કીજે
શ્રી જિનલાભ કહે સદા, અવિચલ સુખ દીજે. સહસ૦ ૯



## પ્રકરણ ૪ થું અનુસંધાન
## સુરતમાં સાહીત્ય પ્રવૃતિ.

**પ્રશસ્તિ.**

વિનય વિજયજી મહોપાધ્યાય શિષ્ય પં. મોહનવિજયજીએ નીચેની પ્રત (ગ્રંથ) લખી છે.

**ગ્રંથનું નામ-પર્વતિથિનિર્ણય સં ૧૫૬૭.**

પૌણુંમાસ્યાં ભુમિજવારે લિખિત ઇતિ પર્વતિથિ નિર્ણયઃ ઇયં પ્રત્યન્તજીર્ણંત્વાત તદ્ પરિષ્ટાત મહોપાધ્યાય શ્રીકિર્તિ વિજય ગણી શિષ્યોપાધ્યાય શ્રીવિનય (વિજયજી) ગણી શિષ્ય પ્રવર પંડિત શિરોમણી પંન્યાસ રૂપવિજયજી ગણી શિષ્ય પંડિત મોહન વિજય ગણીના લેખિ શ્રીસુરત બંદરે.

**પ્રતની પ્રશસ્તિ.**

પર્યુષણા પર્વણ્યાં તિથિ વિચાર નામા સમાચારી સમાપ્તા ઇતિ.

શ્રી મહોપાધ્યાય દેવ વિજય ગણિ શિષ્ય પં જગ્ગુ વિજયેન સુત્રાનુ સારેણ ગુરૂ પદેશેન ચલિખિતા સૂરત બંદરે ઇતિ શ્રી મહોપાધ્યાય દેવવિજય વિરચિત સામાચાર્યા પર્વ તિથિ પર્યુષણા સમાચારી સમાપ્તા.

સંવત ૧૮૩૪ માં ઉત્તમવિજયજીએ પીસ્તાલીશ આગમની પૂજા રચી છે.

૧૬૦૯ આંચલિક ગચ્છના કમલશેખરે નવતત્વ ચોપઇ રચી.

૧૬૬૪ તપગચ્છના હીરવિજયસૂરિ શિ. મુનિવિજય શિ. દર્શનવિજયે નેમિ જિનસ્તવન જુદાજુદા રાગમાં રચ્યું.

૧૭૦૯ પદ્મમુનિએ સઝાય વાડચીવનર
૧૭૯૯ તપગચ્છના સત્યસાગરે દેવરાજ વચ્છરાજ રાસ રચ્યો.

સત્યવિજય સંતાનીય ઉત્તમવિજયે સં. ૧૭૯૯ માં સંયમ શ્રેણી ગર્ભિત મહાવીર સ્તવન રચ્યું.

મહાનંદ મુનિએ સં. ૧૮૩૨ માં ચોમાસું રહી દશાર્ણભદ્ર સઝાય, અને સં. ૧૮૪૬ માં કલ્યાણ ચોવીસી અને પર્યુષણા પર્વ સઝાય રચી.

સત્યવિજય સંતાનીય ઉત્તમવિજય શિષ્ય રત્નવિજયે સં. ૧૮૧૪ની આસપાસ ચોવીસી રચી.

આંચળીઆ ગચ્છના ઉદયસાગરસૂરિ શિષ્ય દર્શન સાગરે સં. ૧૮૨૪ માં આદિનાથજીને રાસ રચ્યો તે પ્રકટ થયો છે.

કવિરાજ બહાદુર દીપવિજયે સં. ૧૮૭૭ માં સોહમકુલ પટ્ટાવલી રાસ રચ્યો. કે જેમણે સુરતકી ગઝલ રચી છે અને સં. ૧૮૭૯ માં નંદીશ્વર મહોત્સવ પૂજા રચી

વીરવિજયજીએ સં. ૧૮૭૧ માં અક્ષયનિધિ તપસ્તવન રચ્યું

સત્યવિજય સંતાનીય રૂપવિજયની પરંપરામાં બુદ્ધિ વિજય શિષ્ય નિત્યવિજયે સં. ૧૯૧૯ માં વીશવિહરમાન જિનની પૂજા રચી.

## સુરતમાં લખાયલી પ્રતોની પ્રશસ્તિઓ.

### (૧) શ્રીમંડળપ્રકરણવૃત્તિ

ઇતિ શ્રી મંડલપ્રકરણવૃત્તિઃ સંપૂર્ણા સંવત ૧૪૫ વર્ષે ચૈત્ર વદિ ૨ સસૂત્રપંથાગ્ર ૯૩૧ શ્લોક સંખ્યા સકલ પંડિત શ્રી શ્રી શ્રી પં. રત્નકુશલ ગ૦ તતશિષ્ય પં. દીપકુશલ ગ૦ પં. અભિવિજયગણિ લિખિતં શ્રી સુરતબિંદરે શ્રી પાર્શ્વનાથજી પ્રસાદાત શ્રી ૪૪૨૮ શ્રી નિ. વિ. બિ. મં. જ્ઞા ભંડાર ચાણસ્મા પ્ર. ૧૮

### (૨) શ્રીનવતત્વસ્તબક

સંવત ૧૭૦૫ વર્ષે માર્ગશીર્ષ વદિ ૭ દિને શ્રા૦ પ્રેમલદેપઠનાર્થે શુભંભવતુ સકલપંડિતશિરોમણી પં. શ્રી શ્રી વિજયગણિ શિષ્ય ગણિ મેરુવિજયો લિખેખ શ્રી સુરતિબંદિરે.

### (૩) શ્રીઉત્તરાધ્યયન સુત્રમ્ નિર્યુક્તિ.

ઇતિ શ્રી નિર્યુક્તિકારક મહાત્મ્ય ગાથાચતુષ્કં ઇતિ શ્રી ઉત્તરધ્યયન સૂત્રં સંપૂર્ણ લિખિતં સંવત ૧૭૧૫ તરા વર્ષે માગશિર શુદિ ૧૧ ગુરૂ શ્રી સુરત બંદિરવાસ્તવ્ય શા. મેઘજીભાર્યા શ્રાવિકા ગોરબાઈ તત્પુત્રી શ્રી વીરબાઈ શ્રી ઉત્તરાધ્યયનં જ્ઞાનહેતિ વહિરાવ્યું.

### (૪) શ્રીવિચારપટ્ત્રિંશિકા

ઇતિ પ્રશસ્તિઃ ઇતિ શ્રી વિચારપટત્રિં શકા સૂત્રટબાર્થઃ લિપિકૃતશ્ચ પં. શ્રી જિનવિજયગણિભિઃ સુરતિબંદિર વાસ્તવ્ય શા. વીરજીશી ભાર્યા ધોલીબાઈ પઠનાર્થે શા. ઉત્તમચંદ્રી કમલશી બીરદાશ ભદ્રંભૂયાત શ્રી શ્રમણસંઘસ્ય । શ્રી શ્રીવિચારપટત્રિંશિકાસૂત્રં સંપૂર્ણમ્ સંવત ૧૭૫૨ વર્ષે આશો શુદિ ૧૩ શુક્રે લિપીકૃતં.

(૫) શ્રી દંડકસ્તબકઃ

પ્રશસ્તિઃ ઇતિ શ્રીવિચારષટત્રિંશિકા સૂત્રં સંપૂર્ણં અથ પ્રશસ્તિ

વર્ષે દ્વિ બાણ મુનિચન્દ્ર (૧૭૫૧) મિતે વિચારષટત્રિંશિકા-સ્તવનસાટબાર્થે એષઃ મેઘાવિમુખ્યસુયશોવિજયાદિ દ્વિપદમૃગો જિનાદિવિજયઃ સ્વકૃતો લિલેખ ॥ ૧ ।

ઇતિ સંપૂર્ણં લિપીકૃતં ચ સં. ૧૭૯૬ વર્ષે વૈશાખ સુદિ ૧૫ બુધે સકલપંડિતશિરોમણિ પંડિતશહર પંડિતોત્તમ પંડિત શ્રી શ્રી શ્રી ભોજવિમલગણિ તત શિષ્ય પં. મેઘવિમલ લિખિતં । પશા-ગરી૭ શ્રી ૫ શ્રી લક્ષ્મીશ્રી પઠનાર્થં શ્રી શ્રી સૂરતબિંદરે લિખિતેયં

સંવત ૧૭૯૬ વર્ષે વૈશાખમાસે શુક્લ પક્ષેપૂર્ણિમાયામ બુધવાસરે. ।। ૧ ॥ યાદશં... મમ દોષો ન દીયતે ॥૧॥

(૬) શ્રી આત્મબોધકુલકસ્તબકઃ

સંવત ૧૭૭૧ વર્ષે શ્રી અંચલગચ્છે વા શ્રી ૫ શ્રીસહજ સુંદર ગણિ શિષ્ય મુનિ શ્રી નિત્યલાભ લિખિતં । શ્રી સુરતિ બંદરે સુશ્રાવક સા. સામભાઈ વાચનાર્થેઃ શ્રીરસ્તુઃ કલ્યાણમસ્તુઃ ભા રવા સુદિ ૧૦ દિને લિખિતં. ॥

(૭ શ્રીઉત્સૂત્ર પદોદ્ઘટ્ટકુલક

વેદસુમુનિન્દુ (૧૯૮૪) સંવત્સરે કાર્તિકમાસે શુક્લ દશમ્યાં મંગળવારે શ્રી સુરતબંદરે શેઠ નેમચંદ મેળાપચંદ વાડિકા ઉપાશ્રયે સ્વર્ગસ્થ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયવીર સૂરિં શ્ર સુશિષ્યેણ એ પ્રત્ય લેખિત શુભ ભવતુ શ્રી સંઘસ્યેતિ.

(૮) શ્રી હુંડીવિચાર

પ્રશસ્તિઃ ઈત્યાદિ શ્રી શ્રાવકવિધિપ્રકરણે શ્રી ધર્મ તત્વાદિ વિચાર હુંડી સૂત્ર સમાપ્તં. શ્રીરસ્તુ સંવત-૧૬૬૯ વર્ષે અષાઢ માસે સુકલ પક્ષે દશમ્યાંતિથૌ ગુરૂવાસરે શ્રી સૂર્યપુર મહાનગરે લિખિતં ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૧૫૦ ૭-૭-૭ તપાગચ્છ શ્રી વિજયસેન સૂરિરાજ્યેલિખિતમિદમ્.

(૯) શ્રીવિજયદેવસૂરિગીતાનિ

સં. ૧૬૭૭ વર્ષ પોષમાસ શુકલપક્ષે અમાવાસ્યાં શુક્રવાસરે શ્રી સૂર્યપુર મહાનગરે લિખિત સા. કેશવ તત્સુત સા. અમરશી પઠનાર્થં ઈતિવાચ્યમાનં આ ચંદ્રાર્ક ચિરંજ્યાન શ્લોક ૪૮ ॥

(૯) શ્રી શોભન સ્તુતિ

સંવત ૧૬૯૪ વર્ષે કાર્તિકમાસે સુદિપક્ષે સપ્તમ્યાં તિથૌ રવિવારે લિખિતમિદશ્રી સૂર્યપુર બંદિરે લિખિતં વાંચ્યમાનં ચિરંજ્યાત ગ્રંથાગ્રંથ શ્લોક સંખ્યા ૨૧૨ બાઇ કાહાનબાઈ પઠનાર્થમ્.

(૧૦) શ્રી ગુણસ્થાન ક્રમારોહ

પ્રશસ્તિ-ઈતિ ગુણસ્થાનપ્રકરણચૂર્ણિ. સમાપ્તેતિ સંવત વ્યોમ મુનિસમુદ્ર શશિ વર્ષે ૧૭૬૦ કાર્તિક કૃષ્ણત્રયોદશી ગુરૂવાસરે શ્રી સૂર્યપુર બિંદરે (આચાર્ય હાંસજી જ્ઞાન લિપિકૃતં) શુભ ભવતુ શ્રી સ્યાત્.

(૧૧) શ્રીચંપકશ્રેષ્ઠી

પ્રસસ્તિઃ ઇતિશ્રીચંપકશ્રેષ્ઠિકથા સંપુર્ણં વાચકચક્ર ચક્રવર્તિ મહોપાધ્યાય શ્રી ૫ શ્રી દેવવિજયગણિશિષ્યગણિ

દયાવિજયેન લિખિતં સૂર્યપુરે સંવત્ ૧૭૦૬ વર્ષે જેઠમાસે ૧૩ દિને મુનિનયવિજય પઠનાર્થં.

(૧૧) શ્રીઉપદેશમાલા પ્રકરણમ્-પા. ૨૩૨

શ્રીમદ્યશોવિજયવાચકસત્પ્રસાદાન્નિષ્પાદિતોઽયમ
તિમન્દ જનસ્ય હેતો :
સ શ્રી કસત્યવિજયાહ્લમુહન્દ્રમુખ્યશિષ્યેણ વૃદ્ધિવિજયેન
પદાર્થગુમ્ફ: ॥ ૧ ॥

વર્ષે પુકર જગતી સ્વિધુ (૧૭૨) સમિતે તથા શ્વયુજિ,
ગુરયુક્તપૌર્ણિથાયાં સર્યાદિસુબન્દિરે રમ્યે ॥ ॥
શ્રી મત્યગુસણાંનામ સ્મરણ પ્રભાવ્ય (?) .... .....
ત્રાહ્રિ (પ્રાજ્ઞ) સ્યામોદ્યત પૂર્ણ નેમન કૃતિભદ્રમ્ ॥ ॥

(૧૨) શ્રી તર્ક સંગ્રહ

ઇતિશ્રીતર્ક સંગ્રહ સમાપ્તા સં. ૧૭૬૪ વર્ષે આશો વદ ૧૧ બુધે સૂર્ય બંદિર મધ્યે લિખિત.

(૧૩) શ્રી ચૈત્યવંદન ભાષ્યમ્.

શ્રી જ્ઞાન વિમલસૂરીશ્વરેણ લિખિતા સુખાવ બોધાય ॥
પ્રાકૃત ભાષાઽપીયં રમ્યા હમચૈર્દ્ધિ ભૂથિખિ ॥૨॥
સિદ્ધિશરાબ્ધિચરાશાંક (૧૭૫૮) પ્રમિતે વર્ષેનું સુર્યપુરનગરે ॥
નિયતમનુ ગ્રહબુધ્ધયા વિરચિતો જ્ઞુઅવિજ્ઞલોકાનાં ॥૩॥
ગ્રંથાગ્રસપ્તદશ શતોન્મુખ નુષ્ટુમાં વિનિર્ણીતં ત્રિબુધૈ રૂપકૃતિ
નિપુણૈ સંશોધ્યં મંગલં ભૂયાત ॥
ઇતિશ્રી ભાષ્યમયં વિવરણં સંપુર્ણમિતિ । યાદશ

## પ્રકરણ ૭મું અનુસંધાન

### સુરતમાં મુનિઓના ચાતુર્માસ

સં. ૧૭૧૦માં આચાર્ય શ્રી વિજયદેવસૂરિજી અને પૂ. પં. શ્રી વિજયપ્રભસૂરિજીનું ચાતુર્માસ સુરતમાં હતું. એજ વર્ષમાં ચાંપાનેરમાં થએલ શ્રી વિજયપ્રભસુરિજીની આચાર્ય-પદવી મહોત્સવમાં સુરતના અગ્રેસર શ્રાવકો ગયા હતા. પૂ. પં. જગદ્‌ગુરૂજી શ્રી હીરવિજયસૂરિજીમહારાજના વખતમાં વિદ્વાન પંડિત શ્રી દર્શનવિજયજી સોમવિજયજી આદિનું ચાતુર્માસ સુરતમાં હતું તે વખતે સાગર-વિજયમાં વિખવાદ થયેલો અને સૂરિશ્વરજી મહારાજે તે વખતના એક શ્રાવકના ઘરનાં આહાર પાણી બંધ કરાવેલાં અન્તે તે શ્રાવકે માફી માગી હતી. આ સંબંધિ વીસ્તારથી વર્ણન ઐતીહાસીક રાસમાળામાં છે.



# પ્રકરણ ૮મું અનુસંધાન

## સુરતના જૈન ઐતિહાસીક પ્રસંગો

સં. ૧૯૩૬ શેઠ ધરમચંદ ઉદયચંદ તરફથી ઉજમણું થયું હતું આન સુરના ઉપાશ્રયમાં જ્યાં હાલમાં મહિલા વિદ્યાલયના ક્લાશો ચાલે છે. મોહનલાલજીના ઉપાશ્રયની બાજુમાં વિમલનાથજીઆદિનું ત્રગડું પધરાવ્યું છે.

સં. ૧૯૪૫ શેઠ ધરમચંદ ઉદયચંદનો કેશરીઆજીનો છરી-પાલતો સંઘ.

સં. ૧૯૪૯ શેઠ ધરમચંદ ઉદયચંદનો શ્રી સિદ્ધાચલજીનો સંઘ

સં. ૧૯૫૮ હર્ષ મુનિજીને ગણીપદ.

સં. ૧૯૬૩ મુનિ મોહનલાલજીનો સ્વર્ગવાસ.

### પ્રતિષ્ઠાના વર્ષો

૧૯૪૯ વડાચૌટા શ્રીસિમંધર સ્વામીજીના દેરાશરમાં પ્રતિષ્ઠા.

૧૯૫૦ અષ્ટાપદજીના દેરાસરની પ્રતિષ્ઠા.

૧૯૫૧ ઉમરવાડી પાર્શ્વનાથજીના દેરાશરની પ્રતિષ્ઠા.

૧૯૫૪ હીરાચંદ રાજાના સમેતશીખરજીની રચનાની પ્રતિષ્ઠા.

,, જગાવીરના દેરાશરની પ્રતિષ્ઠા.

,, કુંથુંનાથજીના દેરાશરની પ્રતિષ્ઠા.

૧૯૬૧ લાઇન્સ દેરાશરની પ્રતિષ્ઠા.

## પ્રકરણ ૯ મું અનુસંધાન
## તીર્થોમાં સુરતના પુણ્ય સંસ્મરણો
### શ્રી શંખેશ્વરજી તીર્થ

મૂળ દેરાશરની ભમતીમાં દેરી નં. ૩૨નો જીર્ણોદ્ધાર ચાંદેરચંદ સુરચંદ તરફથી કરાવવામાં આવ્યો છે.

### ધર્મશાળા

શેઠ મણીલાલ મોતીલાલ મુલજી મારફતે બંધાએલી ધર્મશાળામાં શેઠ દેવચંદ લાલભાઈ અને તલકચંદ માણેકચંદ તરફથી એકએક ઓરડા બંધાવી આપ્યા છે.

# પ્રકરણ ૧૦ મું અનુસંધાન
## ઐતિહાસીક વર્ણનો
### આચાર્ય શ્રીવિજયસેનસૂરીજીની દીક્ષા ભૂમિ

દીક્ષા આપનાર પૂ. પા. આચાર્ય શ્રીવિજયદાનસૂરીજી મહારાજ અને શ્રી પૂ પા. આચાર્ય શ્રી વિજય હીરસૂરીજીના નામની દીક્ષા આપી જેઠ સુદ ૧૩ પૂ પા. આચાર્ય શ્રી વિજય સેનસૂરીજીનો જન્મ-સં. ૧૬૦૪ મારવાડમાં નારદપુરી (નાદલાઈ) પિતાનું નામ કમા શેઠ અને માતાનું નામ કોડીમા સં. ૧૬૧૩માં માતાપિતાની સાથે સુરતમાં દીક્ષા.

### વિજયસેનસૂરીજીનું સંક્ષિપ્ત જીવન વર્ણન

૧૬૦૪ જન્મ હોલીકા દિન ફાગણ સુદ ૧૫
૧૬૧૩ દીક્ષા જેઠ સુદ ૧૩ ૧૬૨૬ પન્યાસપદ
૧૬૨૮ ઉ. અને આચાર્યપદ અને અકબર પ્રતિબોધ
૧૬૭૧ અનશન પૂર્વક સ્વર્ગગમન

સં. ૧૬૩૨ પછી અથવા સં. ૧૬૩૨માં પણ હોય પૂ-પા. આચાર્ય શ્રી વિજયસેનસૂરીજી મહારાજે ચિન્તામણી પ્રમુખ અન્ય પંડિતો સમક્ષ ભૂષણનામના દિગંબરીય પંડિતને શાસ્ત્રાર્થમાં હરાવ્યો પૂ. શ્રીવિજયસેનસૂરીજી મહારાજ જીત્યા હતા.

શ્રી વિજયસેનસૂરીજીને બાદશાહ અકબરે કાલી સરસ્વતીનું બીરૂદ આપ્યું હતું. અને બીજું સવાઈ શ્રી હીર વિજયસૂરીનું બીરૂદ હતું. જૈન શાસનના મહા પ્રભાવિક આચાર્ય થયા છે જેમની દીક્ષા ભુમિનું માન સુરતને છે.

આચાર્ય વિજયદેવસૂરીજી મહારાજે દક્ષિણ દેશથી વિહાર કરી મહોત્સવપૂર્વક સુરતમાં પ્રવેશ કર્યો હતો.

### જૈન તીર્થમાળાઓમાં સુરતનું સ્થાન.

સંવત ૧૭૫ જ્ઞાનવિમલજીએ સુરતથી યાત્રા શરુ કીધી હતી. શ્રીમેરૂકીર્તિએ શાશ્વત તીર્થમાલા કરતાં જેમાં તીર્થો જણાવ્યા તેમાં સુરતને પણ ગણાવ્યું છે.

શ્રી કૃપાવિજયજી શિષ્ય મેઘવિજયજીએ શ્રીવિજયપ્રભ-સૂરિજીની વખતે શ્રી પાર્શ્વનાથજીની નામમાળા કરી છે (તેની રચના દીવબંદરે ૧૭૨૧ માં થઇ છે.) ભીડભંજન સુરત. શ્રી રત્નકુશલ કૃત પાર્શ્વનામાવલી-ઉમ્મરવાડી, ભીડભંજન ૧૬૬૭ માં વિનયકુશળ શિષ્ય શ્રી શાન્તિકુશળે કરેલ પાર્શ્વ-નામાવળી સુરત.

સુરત-ખપાટીયાચકલા, વકીલનો ખાંચો, પ્રેમચંદ શેઠની ધર્મ-શાળા હરજીરાનો મહોલ્લો, મ્હોટીપોલ, ઓશવાળ મોહલ્લો, માલીફળીયું, મ્હોટો રસ્તો, નાણાવટ, હનુમાન પોલ, પટોલીપોલ, નગરશેઠની પોળ, કબુતરખાનું. તાલાવાળાની

પોલ, સૈયદપરું શ્રાવકપોળ, છાપરીયા શેરી, ગોળશેરી, નાનપરા માસ્તરની વાડી, સોનીફળીઆ, દેશાઈ પોળ, સગરામપુરા, કતારગામ, લાઇન્સ વીગેરે સ્થળોમાં દેરાશરો છે.



## પ્રકરણ ૧૧ મું અનુસંધાન

### સુરતથી સંઘ યાત્રાઓ

સિદ્ધાચલજીની તીર્થયાત્રા સં. ૧૮૦૪ દેવચંદ્રજીના શિષ્ય મતિ રત્ન કૃત

સં ૧૮૦૪માં સંઘપતિ કચરા અને સંઘપતિ રૂપચંદ શેઠનો શ્રી સિદ્ધાચલજીનો છરીપાલતો સંઘ નીકળ્યો હતો. આ સંઘ જલમાર્ગનો હતો તેમાં પૂ. પં. ઉપાધ્યાય શ્રી સુમતિવિજયજી પં. ભોગવિમલજી પં. દેવચંદ્રજી ગણિ વિધિપક્ષગચ્છીય ઉદયસાગરસૂરીજી વીગેરે સાથે હતા.

બીજી સંઘયાત્રા સં ૧૮૪૦ માં પ્રેમચંદ લવજીનો સંઘ નીકળ્યો હતો જેનું વર્ણન કવિ ઋષભસાગરે વર્ણવ્યું છે તે નીચે મુજબ છે.

સિદ્ધાચળ-તીર્થયાત્રા ઉપાધ્યાય દીપચંદ્રજીના પ્રશિષ્ય અને દેવચંદ્રજીના શિષ્ય મતિરત્ને બનાવી છે. કવિએ રચ્યાનો સંવત આપ્યો નથી. આમાં સૂરતથી સિદ્ધાચલજી યાત્રાએ નીકળેલા સંઘનું ૧ વર્ણન છે. આ સંઘ મૂળ

---

૧ ઉદયસાગરસૂરિ નામના એક આચાર્યે 'स्नात्रपंचाशिका' નામનો ગ્રન્થ પાલીતાણામાં રચ્યો છે. આ ગ્રન્થની પ્રશસ્તિમાં કર્તાએ લખ્યું છે—

"श्रीमालिवंशे गुरु देव भक्तः
कीकासुतः श्रीकचराभिधानः ।

પાટણના રહીશ, પરન્તુ પાછળથી સૂરતમાં આવી વસેલા રૂવજીશાના કુલના શા કચરા કીકાએ કાર્તિક સુ. ૧૩ (સંવત જણાવ્યો નથી.) ના દિવસે કાઢયો હતો, રૂપચંદ નામના ગૃહસ્થ પણ સંઘવી તરીકે તેમાં જોડાયા હતા. કુંભસથી દરિયા માર્ગે વિહાય થઈ આ સંઘ ભાવનગર બંદર ઉતર્યો હતો. ભાવનગરમાં આ વખતે રાજા ભાવસિંહજી રાજ્ય કરતા હતા. ભાવનગરથી વરતેજ, કનાડ થઇ સંઘ પાલીતાણે આવ્યો હતો. આ સંઘમાં ભાવનગરથી પં. ઉત્તમવિજયજી સાથે ચાલ્યા હતા.

तदीय संघेन समं च यात्रां
कुर्वन् कृतोऽयं जिनराज भक्त्यै ॥८॥

અર્થાત્–દેવગુરૂભક્ત કીકાના પુત્ર કચરાએ કાઢેલા સંઘની સાથે યાત્રા કરતાં જિનરાજની ભક્તિને માટે આ ગ્રંથ રચ્યો છે. (જૂઓ, પીટર્સનનો ત્રીજો રીપોર્ટ પૃ. ૨૩૯)

જે સંઘનું પ્રસ્તુત તીર્થમાળામા વર્ણન કરવામાં આવ્યું છે, તેજ સંઘ આ છે. આ ગ્રંથ રચ્યાનો સંવત કર્તાએ આપ્યો છે.

"वर्षेऽब्धिखाष्टेंदु मितसुरम्ये श्री पौषमासे च वलक्षपक्षे ।
श्रीपूर्णिमायां शशि वासरे च श्रीपादलिप्ताख्य पुरे सुराष्ट्रे॥६॥

અર્થાત્–પાલીતાણામાં સં.૧૮૦૪ના પોષ સુદિ ૧૫ને સોમવારના દિવસે આ ગ્રન્થની રચના કરેલી છે. સુરતમાં કચરા કીકાએ આ સંઘ ૧૮૦૪માં કાઢયો હતો એ વાત સિદ્ધ થાય છે.

## પં. મતિરત્ન વિરચિત

### સિદ્ધાચલ–તીર્થયાત્રા

સરસતિ સામિને પાયનમિ માગું વચન વિલાસ;
સંઘવી સેત્રુંજાગિરિતણો ગાવા મન ઉલ્લાસ. ૧
નમું તે દેવિ ચકેસરી કવડજખ્ય ભલિ ભાંત;
આદિસર નમતાં થકાં મિલે મુગતિ મહંત. ૨
વીર જિણેસરને નમું ગૌતમ ગણધરસાર;
જીવ ઘણા પ્રતિબોધિને ઉતર્યા ભવ પાર. ૩
પાટણ નગર સોહામણું જિહાં નહીં પાપ પ્રવેશ,
વ્યવહારી ગુણવંત વસે રીધે જાણે નરેશ ૪
તેહ નગર માંહે વશે કચરા કીકા વાણિ;
રવજીસા કુલદીપનો જાણું સોહે ભાણ ૫
તિહાંથી સૂરતિ આવીયા ભાઈ ત્રિણિની જોડિ;
ધન ઉપરાજણ બહુ કરી લાભ લહે લખ કોડિ. ૬
ધન ખરચેવા ધરમરૂચે ઉલટ અંગ ન માય;
રૂપચંદ રંગે મિલ્યો આંણી મન ઉચ્છાહિ ૭
સૂરતિ નગર સોહામણું શ્રાવક સુખીયા લોક;
સેત્રુંજ ગિરિ ભેટણ ભણી, મિલીયા થોકા થોક. ૮
દેપચંદ કચરા મિલી મુહુરત લીધું સાથ;
કારતિક શુદિ તેરસ દિને મંગલવાર પ્રભાત. ૯
સંઘ સૂર્તિથી સંચર્યો બેસી વહાણ મઝારિ;
સઢ કર્યા સામટા આવ્યો હુંમસ વિચાલ. ૧૦

લોક થોક સઘલા મિલ્યા હિયડે હરખ ન માય;
યત્રા શેત્રુંજ ગિરિવરની ચાલ્યા સન ઉચ્છાય ૧૧

॥ ઢાલ ૧. ॥

નમોરે નમો શ્રી શેત્રુંજ ગિરિવર સકલ તીરથમાંહે સારરે;
ભરતેસર સરિષા જે સંઘવી પામ્યા ભવગિર પારરે.નમો૦ ૧
ભરતેસર સંઘવી ઋદ્ધિ સાથે શેત્રુંજે યાત્રા આવેરે;
લાષ ચોરાસી હાથી ઘોડા રથ પાયક ઘણું લાવેરે. નમો૦ ૨
ભરતેસર સંઘવી ઋદ્ધિ સાથે ઋષભવંશ તે જાણુંરે;
બાહુબલિ પ્રમુખભાઈ નવાણું તેહના પુત્ર વખાણુંરે. નમો૦ ૩
અજિતનાથ પ્રભુજીને વારે સાગર ચક્રીધર જાણુંરે;
શેત્રુંજે સંઘવી થઈને આવે તેહની ઋદ્ધિ વષાણુંરે. નમો૦ ૪
નવે નિધાન નેં ચઉદે રતન જે ચક્રી આગલિ ચાલિરે,
લાષ ચોરાસી હાથી ઘોડા તેહના સંઘમાં માલહેરે. નમો૦ ૫
છન્નુ કોડિ પાયક દલ સાથે ધજ મોટા તિહાં ઝલકેને;
વાહન સુખાસન બેંઠી નારી હાર રયણમય ચલકેરે. નમો૦ ૬
પાંડવ પાંચે શેત્રુંજય ગિરિ આવે સંઘ પતિ તિલક ધરાવેરે;
કુંતા માતા સાથે લાવે પ્રભુ પૂજી સુખ પાવેરે. નમો૦ ૭
સમરા સારંગ સંઘવી થઈનેં શેત્રુંજે યાત્રા આવેરે;
સામાયક પોસા પડિકમણાં કરતા બહુ સુખ પાવેરે. નમો૦ ૮
સાહ અકબ્બર તે ગાંજી કહીઇં તે ફતેખાન તસ જાણુરે;
બારે વરસે સોરઠ જીત્યા નવ લાખ બાંન તે નાણુંરે. નમો૦ ૯
સમરા સારંગ ફતેહખાનં જઈનેં મુજરા કીધારે;

પાતસાહી ફરમાન દેષડાવી બાંન મુંકાવી દીધાંરે. નમો ૧૦
સમરા સારંગ શેત્રુંજાગિરિનું નવલાખ લુંછણું આપેરે;
યાચક જનનાં દારિદ્ર કાપે કીરત જગમાં વ્યાપેરે નમો૦ ૧૧
સાતસે શત્રુકાર મંડાવે વ્યવહારીયા સંઘમાંહિરે;
પાંચસે સાધુને આહાર પાણી આપે મન ઉચ્છાહેરે.
કરમાંસાહે ઉદ્ધાર કરાવ્યો, સોય વિમલગિરિ આવેરે;
લષમી ખરચી લાહો લીધો ડુંગર મોતીઈ વધાવ્યોરે. નમો૦ ૧૩
પંચમે આરે વીરને વારે તીરથ મોટું જાણુંરે;
ભવ્ય જીવને તરવા હેતે નાવ સમાન વસાણુંરે. નમો૦ ૧૪
ઇમ અનેક સંઘવી શેત્રુંજાગિરિ યાત્રા કારણ આવેરે;
બોધ બીજને નિરમલ કરવા ભાવ ભલો ગન ભાવેરે. નમો૦ ૧૫
પારષ પ્રેમજી સંઘવી થઇને સૂરતિ સહેરથી આવેરે;
ઠામ ઠામ મુકામ કરાવે, લાડુઆ લેહણી ઠાવેરે. નમો૦ ૧૬
દેહરાસર જિન પ્રતિમા સાથે કેસર ચંદન ઘોલીરે;
પ્રભુ પૂજી મનરંગે ગાવે મિલિ મિલિ સઘળી ટોલીરે નમો૦ ૧૭
ઓચ્છવ મહોચ્છવ સબલો થાવે શેત્રુંજે યાત્રા આવેરે;
આદીશ્વર મનરંગે પૂજી કરમની કોડિ ષપાવેરે. નમો૦ ૧૮
તિમ રૂપચંદ કચરા સંઘ લેઇ હુંબસથી સંચરીઆરે;
ભવદધિ તરવા વાહણ બેઠા, સંઘ સહિત ઉતરીયારે. નમો૦૧૯
ભાવનગરને કાંઠે આવિ, લોક થોક મિલી ટોલીરે;
સન્મુહ સામિણ એકઠાં મિલિયા, વાત કરે મન ખોલીરે.
નમો૦ ૨૦

ભાવસિંઘ રાજાઈ જાણ્યું કુંવરજી શેઠ તેડાવ્યોરે;
રણછોડ જુત તુમે સેલા થઇને સંઘવીને જઇજ્ઞાવોરે નમો૦૨૧
શેઠ કુંવરજી સહામો આવે લખુડોસી તિહાં જોડેરે,
લાલદાસ પિણ સંઘને મિલવા તે પિણ આગલ દોડેરે નમો૦૨૨
માંકોસા આવીને મિલ્યા મંગલજીસા જાણુંરે;
સાહુમૈયા તિણે સઘલાં કીધાં ખરચે કુંવરજી નાણુંરે નમો૦૨૩
માદલ ભુંગલ ભેરી નફેરી ઢોલ ઘણાં તિહાં વાગેરે,
આદીશ્વરનું દરસણ દીઠેં ભવભાવઠિ ભાગેં રે. નમો૦૨૪

દોહરા

સંઘ સર્વ તિહાં ઉતર્યો ત્રેડિ મંદિર ગોષ,
બેહુ સંઘવીના રાજમાં લોક કરેં ઘણી જોષ. ૧
ભાવનગર જિન પૂજીઆ કીધા કેસર ઘોલ,
સિદ્ધાચલ ભેટણ ભણી મનડાં રાતાં ચોલ. ૨
ચોલ મજીઠનો રંગ ભલો ધોયો કદીય ન જાય,
કચરો સા કચંન કહ્યો શેત્રુંજા ગઢ મહિમાય. ૩

ઢાલ ૨

સુમતિ સદા દિલમાં ધરો એ દેશી.

હવેં આગલિ સુણો વાતડી સંઘ કિણિ પરેં જાય રે,
બેહુ સંઘવી એકઠા મલ્યા લોકનેં હર્ષ ન માયરે. શે૦ ૧
શેત્રુંજાગિરિની જાતરા પુણ્ય વિના નવિ થાય રે,
પુણ્યેં મનવાંછિત ફલેં દૂરિ ટલેં અંતરાયરે શે૦ ૨

બેહુ સંઘવી લેઈ ભેટણું ચાલ્યા રાયને પાસે રે,
કુંવરજી શેઠ સાથે લેઇ મલિયા મન ઉલ્લાસ રે શે૦ ૩
રણુછોડ મહિતો ઉઠટયો સંઘવીને દે બહુ માનરે,
ખાસો ખવાસને મોકલી મગાવે ફાફલ પાનરે શે૦ ૪
ભાવ સંઘજીને વીનવે બેહુ સંઘવી કરજોડી રે
સિદ્ધાચલ ભેટાડવા વાર લગાડો થોડી રે. શે૦ ૫
પરમાના દેખડાવીયા આપ્યા રાયને હાથે રે
સંઘ પાલીતાણે મુકવા ચાલો અમારી સાથે રે શે૦ ૬
ભાવસંઘજી તબ બોલીયા સાંભલો સંઘવી સાચું રે
લાગત નાણું લેઇસ્યું કાંઇ ન બોલું કાચું રે શે૦ ૭
કચરો સા કહે આપસ્યું દસ્તુર માફક લીજેરે;
વોલાવાને નીસરો સંઘ પોહચાડી દીજેરે. શે૦ ૮
ભાવસંઘ રાજી થયા લીધું લશ્કર સાથેરે;
પાઘરીયા ગાજે ઘણા ભાલા તરકસ હાથેરે. શે૦ ૯
કારતિક વદિ તેરસિ દિને સંઘ ચાલ્યો સુખકારીરે;
ત્રિણ દિવસ પધર રહ્યા સંઘવીની જાઉં બલીહારીરે. શે૦૧૦
ચોથે દિન સંઘ ઉપડયો, જઈ વરતેજ ડેરા દીધારે;
ડુંગર દેખી દૂરથી કહે સકલ મનોરથ સિધારે. શે૦ ૧૧
રયણી વાસો તિહાં રહ્યા ચિહુ દિશિ ચોકી ફિરતીરે;
દેખી ચકકેસરી તિહાં કણે સંઘ રખોપું કરતીરે. શે૦ ૧૨
લોક સકલ સુખ પામીયાં દોષા નાઠી દૂરેરે;
ગામ કનાડે આવીયા વાગાં મંગલ તૂરરે, શે૦ ૧૩

કચરાસાના સંઘમાં સાધુજી ગુણ ષાણીરે,
ઉત્તમ વિજય પન્યાસની લાગે મીઠી વાણીરે. શેo ૧૪
જોગ વિમલ જગ જાણીઈ પંચ મહાવ્રત સાધેંરે;
તપ કિરિયા કરેં આકરી ઇમ ગુણઠાણે વાધેંરે શેo ૧૫
ષરતર ગચ્છ દેવચંદજી તે પિણ સંઘમાંહે જાણુંરે;
પંડિત માંહિ શિરોમણિ તેહની દેશના ભલી વખાણુંરે. ૧૬
સંઘવી કાગળ મોકલેં પૃથ્વીરાય તેડાવેંરે;
તેહનો કુંવર નાનડો ગાજતેં વાજતેં આવેંરે. શેo ૧૭
કુંવરની સાથેં વાણીઆ ધન્નો શેઠ તે આવેંરે;
જે તો બારોટ ઘોડે ચડયા કુંદનશા કહીને બોલાવે રે. ૧૮
કુંદન તુ ભલે આવીયો ભાટ મિલિ ઇમ બોલેંરે;
સમરા સારંગ જે થયા તું પિણ તેહની તોલેંરે. શેo ૧૯
કુંવરને કરેં પહેંરામણિ આપેં થરમા જોડીરે;
કુંવર સંઘવીનેં કહે કરો અસવારિ ઘોડીરે. શેo ૨૦
કુંવરને સંઘવી બેહુ મલ્યા ભાવસંઘજી પિણ ત્યાંહેંરે;
સીખ માંગી સંઘવી તણી જૂહાર કર્યા નિજ બાહેંરે. ૨૧

દૂહા.

વર ત્રાંબાગલ વાજતેં ધોરેં તે જાંગી ઢોલ;
સરણાઇ સરસી વંદે સકલ સંઘ રંગ રોલ. ૧
જય જય ભાટ ચારણ તણા સુણતાં વરજેં વાદ;
સુગુરૂ સુશ્રાવક પરવર્યો આવેં સંઘ સુપ્રાસાદ.

સાહમી આવે સંઘ સવે પાલીતાણું સરવ;
હરખે દેવ જૂહારવા આદિ દેવ સુખ પૂરવ. ૩
સંઘે ઉતારા કર્યા મંગલ લીલ વિલાસ;
તીરથપરત શેત્રુંજગિરિ ફરસન ઘણું ઉલ્લાસ. ૪

॥ ઢાલ ૩ ॥

વરછી વિચારયો–એ દેશી.

શેત્રુંજો ભેટયો ધરી મન બહુ અતિમાનરે. શે૦ આંચલી
રાજા પૃથવીરાજજીરે કુંઅર શ્રી નવઘન નામ;
શ્રી સંઘને રખવાલવા રહ્યારે ગારીયા ધાર સુઠામરે શે૦ ૧
રાણી ફૂલાંજી આવિયાં રે પાલીતાણાંરે માંહે;
સંઘવીને સત માનીયારે આદર અધીક ઉચ્છાહે રે. શે૦ ૨
ભેટણું દેઈ તે મિલયારે સંઘવી બે મનરંગ;
આભરણ વસ્ત્રાદિક બહુરે દીધાં દામ અનેક,
માગશિર શુદિ તેરસ દીને કીધી યાત્રા વિવેકરે. શે૦ ૪
સંઘ સહૂ શિણગારીયોરે નેજા ધ્વજારે વાજીત્ર,
ભાટ ભીરૂદ જાણતાં થકારે ગાતાં ગુણ સુપવિત્રરે. શે૦ ૫
સત્તા વાવે શુચિ થઇરે સુર પાલનોરે ચંદ,
જે નીત પાલી પારણેરે ભેટે તીર્થ આનન્દરે. શે૦ ૬
તીરથ મોતી માણિકેરે સોવન ફૂલ અમૂલ,
સુરભી પુષ્ફ ગંધોદ કેરે પખાલ્યો ગિરિ મૂલરે. શે૦ ૭
દાન દેઇ જાચક ભણીરે આલોઇ નિજ દોષ,
દ્રવ્ય ભાવ સુચિતા કરી કરવા નિજ ગુણ પોષરે

શસ્તવ કહી ગુરૂ મુખેરે લેઇ મત પચ્ચખાણ,
સિદ્ધ અનંત વંદી ચઢયારે મન ધરી જિનવર આણરે શે૦ ૯
સિદ્ધ ગુણીની ભુમિકારે કરવા આતમ સિદ્ધ
સિદ્ધ ધ્યાન સિદ્ધા ચલેરે' ચઢતાં સરવ સમૃદ્ધ રે શે૦ ૧૦
નેમિ પધાર્યા ગિરિવરે રે જાણી મોક્ષ નજીક,
રેવતગિરિ આહમા ચઢયારે આહાર ઉદક બલ ઠીકરે શે૦ ૧૧
તિહાં પગલાં શ્રી નેમનાંરે વંદી પૂજીરે ભકિત,
જય જય કરતા જન સહુરે પોહતા શિખરે' યુકિતરે શે૦ ૧૨
દૂધે' પખાલી પૂજતારે મુનિવર ફરસીત ભુમિ,
શુદ્ધ સમરણ ગુણ ગાવતાં રે કરતા નિજ ગુણ ઘુમ શે૦ ૧૩
પહિલી પરવે' પૂજીયારે ભરત મુનિ પદ દોય,
બીજી પરવે' હરખીયારે વિમલાચલ થલ જોયરે શે૦ ૧૪
ત્રીજી પરવે' કુંડ છે રે નીરમલ જલ અતિભુર,
ઋષભ ચરણ પુંડરીકતણા ચરણનમું સુખ પૂર રે શે૦ ૧૫
હિંગુલાજ હડે' થઇ રે પોહતા સાલારે કુંડ,
પાંચમી પરવે' જલ ભર્યો રે સમ શીતલ અચંડારે શે૦ ૧૬
જિનવર ચરણ નમી ગયાંરે રામપોલિ સહુલોક,
પેંઠા ગઢમાં ગાવતારે જનના થોકા થોકરે શે૦ ૧૭
વાઘણિ પોલિ સંતોષિયારે અધિષ્ટાયક બેહુ પાસ,
ચક્કેસરી વધાવીઆંરે કવડયક્ષ સુખ વાસો રે. શે૦ ૧૮
ચત્યનમી પધારીયારે પોહતા ઋષભ વિહાર,
દેઇતીન પ્રદક્ષણારે રાયણનમી સુખકારોરે શે૦ ૧૯

રાયણુતણે પગલાં નંમ્યારે પ્રથમ જિણુંદનાંરે તેહ,
શ્રી ઋષભેસર જે થકાંરે ભરતે ભરાવ્યા જેહરે     શે૦ ૨૦
મૂલ મંડપમાં આવાને રે વધાવ્યા જિનરાજ,
સોવન ફુલ મુગતાફલે રે પ્રણમે સિધાંકાજરે     શે૦ ૨૧
ચૈત્યવંદન કરી ભક્તિસ્યુંરે નરભવ લાહોરે સિદ્ધ,
શેત્રુંજ શિખર શ્રી ઋષભજી રે પૂજતાં કારજ સિદ્ધરે શે૦ ૨૨
સૂરજકુંડે ધોતીયાંરે કીધાં નીર ગલેવિ,
કેસરચંદન પુષ્પસ્યું રે પૂજા ચિત્ત ભલેવિરે     શે૦ ૨૩
અષ્ટપ્રકારી પૂજનારે અષ્ટ કરમ ક્ષય હેત,
તારક તીરથ સર્વમાંરે એ તીરથ સહુ કેતુરે.     શે૦ ૨૪
કચરાશા રૂપચંદનોરે માનવભવ સુપ્રમાણુ,
દેવચંદ સુપસાયથીરે મતિ રતન વદે એમ વાણીરે. શે૦ ૨૫

॥ દુહા ॥

ઇમ શેત્રુંજય ભેટીને સંઘ સકલ સુખ ધામ,
હરષે પાલીતાણાં પુરે આવ્યા અતી અભિરામ.     ૧
ઇમ નિત્ય પ્રતિયાત્રા કરે સંઘ સહુ મન રંગ,
દુઃખ નિવારણ સુખકરણ જિનપૂજા વિધિ સંગ.     ૨
વિધિ ઉપદેશક કૃતજલધિ દેવચંદ ગુરૂરાય,
સંવેગી જિન માગ્રગી ઉત્તમ વિજય સહાય.     ૩
એતલે ખંભાયત થકીરે ઓચ્છવ વરયું સુવિસિદ્ધ,
સંઘ કરી આવિ મિલ્યો જીવણુ સાહ પ્રસિદ્ધ.     ૪

જાણુગ જીવા જીવના જૈનાગમ રૂચિવંત,
વિધરસી સવિ સાથલે આવ્યો મન ધરી ખંતિ. ૫
ખંભાયત ઘોઘા તણા ભાવનગર જનવૃન્દ,
તેડી શેત્રુંજે આવીયો જીવન અતિ આણુંદ. ૬
રાજાને સંતોષીને ચઢીયા વિમલ ગિરિંદ,
ગુરૂ ઉપસાગરે પાંમીઈ મનવંછીત આનંદ. ૭

॥ ઢાલ ૪ ॥

એ દેશી રસીઆની

શ્રી શેત્રુંજ તીરથપતિ ભેટીઇ
મેટીઇં ભવ ભય ફન્દ, વિ૦
અરિહા ભકતેં સમકિત નીરમલું
અનુક્રમે શિવ સુખ કંદ. વિ૦ શ્રી૦ ૧
વેલાવલ પાટણુથી આવીયા
સંઘ ભલે રે વિસ્તાર, વિ૦
સા રામચંદ્ર પ્રમુખ યાત્રા ભણી
આવ્યા નિજહિતકાર. વિ૦ શ્રી૦ ૨
દક્ષણુથી મેઅરગામી આવીયો
સંઘ સકલ પરિવાર, વિ૦
સા ગલાલે લાભ લિઓ ઘણું
આતમ ધરમે હો ઉદ્ધાર. વિ૦ શ્રી૦ ૩
ઇમ અનેક સંઘવી બહૂ મિલ્યા
કરવ જિનવર ઝાણુ; વિ૦

સૂરતિથી વિધિ પક્ષિ આવીયા,
ઉદયસાગરસૂરિ, ભાણ્. વિ૦ શ્રી૦ ૪
પાઠક સુમતિ વિજય તપાગચ્છ વરૂ
ઇમ યતિ વર્ગ અનેક, વિ૦
ચ્યારે વર્ગ મિલ્યા જિન ભેટવા
પ્રભુ ભગતિ જિન છેક વિ૦ શ્રી૦ ૫
કેઈ ઉત્તમ છઠ વહે તિહાં
લાખ ગુણે નવકાર, વિ૦
યાત્રા નવાણું પિણ તિહાં
કેઇ કરે કેઈ સચિત પરિહાર. શ્રી૦ વિ૦ ૬
શ્રી સંઘનું સાહમીવચ્છલ કરે
પ્રથમ સંઘવીરે હોય, વિ૦
મોતી માનસિંઘ લષમીચંદ છે
કરે સંઘભકિત રે સોય. વિ૦ શ્રી૦ ૭
ઝવેર રાજપાલ તથા વલી
મોદી નેમિરે દાસ, વિ૦
સંઘ ભકિત કરે તે ભાવસ્યું
પામે અતિ જસવાદ. વિ૦ શ્રી૦ ૮
પટણિ કસ્તુરચંદે ભકિતસ્યું
સાહમીવચ્છલ કીધ. વિ૦
સ્નાત્ર મહોચ્છવ લાહણી પૂજણાં
ગુરૂ ભકિત જસલિદ્ધ વિ૦ શ્રી૦ ૯

રૂપચંદ સાહુ સંઘવિ સુંદરૂ
પર ઉપગારી રે દક્ષ, વિ૦
તસ સુત દેવણાઇ ઉરે હંસલો
લાલચંદ પરતક્ષ વિ૦ શ્રી૦ ૧૦
પટણી સેઠ કીકા સૂતકચરાજી
તસ સુત તારાચંદ, વિ૦
ભાઇ ફતેચંદ સુત સુખ કરૂ
લાયક ઝવેરચંદ વિ૦ શ્રી૦ ૧૧
ઇંદ્ર માલ સુહૂરતિ સંઘે લીઓ
કીયો હરષ આનંદ, વિ૦
વૃદ્ધસાષિ શ્રીમાલી ગગનમે
કચરા કીકારેચંદ વિ૦ શ્રી૦ ૧૨
ભદ્રક ભકિતરે ફલ નિશ્ચે લહે
વસુદેવ હિંડની સાષિ, વિ૦
માલણિ ભીલ પરિસુભ ફલ લહે
નિજ ભકિતં ચિત્ત રાષિ વિ૦ શ્રી૦ ૧૩
સાશ્વતાનેવલી અસાશ્વતા
તીરથ જિનમત જેહ, વિ૦
કોટિ ગમે શેત્રુંજો તીરથ કહ્યો
શુભ કરણી ફલ તેહ. વિ૦ શ્રી૦ ૧૪
શ્રી દેવચંદ્ર ગણિને ઉપદેશે
શેત્રુંજ મહિમારે સાર, વિ૦

ગણિમતિ રત્ન જિન સેવના
કરતાં ભવનોરે પાર. વિ૦ શ્રી૦ ૧૫

દૂહા.

હવે શ્રી સંઘ મલી કરે ઇંદ્રમાલ ઉચ્છાહ,
જિમ ભરતેં હરષેં કર્યો તિમ શરી લીજેં લાહ. ૧
પોસ શુદિ તેરસ દિને માલ મુરહુત લીદ્ધ,
સ્નાત્ર મહોરછવ ધવલતવ નવનવ મંગલ કીદ્ધ ૨
અમાર ઘોષણ દાનવિધિ જાચક જનસંતોષ,
જિનશાસન પરભાવના કરત કરેં ગુણ પોષ ૩
રાતિ જાગરણ વાસ વિધિ કેસર છંટિત વસ્ત્ર,
ધરમ મહોચ્છવ આગમ પુન્યેં કારણ પ્રસસ્ત ૪

॥ ઢાળ. ૫ ॥

ભારત નૃપ ભાવસ્યુંએ, એ દેશી.

સહસગમે શ્રાવક મિલ્યાએ શ્રાવકણીય વિશેષ,
સંઘવી શોભિઇએ,
ઇંદ્ર તણેં અનુહારિ ભકિત ભરેં ભર્યા
એ શાસન શોભાકારકે–સંઘવી૦ ૧
ધ્રુજ ને જાગણ લહલહેં ચેપે વાજે ભુંગલભેરકે, સં૦
ઢોલનગારાં ડગડેંએ સરણાઇ ન ફેરકે. સં. ૨
ચઉવિહ સંઘે પરવર્યો એ ગાતા જિનગુણ છંદકે, સં૦
ગામગામના જન મિલ્યા એ નાગર પામર વૃંદ કે સ૦ ૩

ગણધર શ્રુતધર યતીવરૂ એ જિનવર મારગસ્તકે, સ૦
હચરાસા રૂપચંદજી એ તારાચંદ સુપુત્તકે સ૦ ૪
જિનશાસન શોભાવતો એ દેતા દાન સુપાત્ર કે,
ગિરધરયું જિનવર પ્રણમતાં એ કરતા તીરથ યાત્ર કે સ૦ ૫
ગોરી ગાવે મધુર એ ગંધ્રવ નાચે નૃત્ય કે, સ૦
મૂલ ચત્ય આવ્યા સહૂ એ ત્રિકરણ યોગે સત્યકે. સ૦ ૬
જગ ઉપગારી પ્રણમીઈ એ ઋષભ જિનેશ્વર સ્વામિકે, સ૦
પુંડરીક ગણધર નમીએ નમિ વિનમિ પાય નામકે. સ૦ ૭
સનાત્ર ભણાવિં જિન પ્રતે એ પૂજા અષ્ટપ્રકાર કે, સ૦
માલવાસ વિધસ્યું કર્યો એ બેઠા મંડપ મઝારકે સ૦ ૮
ચૈત્યવંદન કરે સંઘપતિએ સંઘવિધિ વંદ્યા દેવ કે, સ૦
યથાશક્તિવ્રત આદર્યો એ સાચી અરિહંત સેવકે સ૦ ૯
મુગતા ફૂલનો સાથીઓ એ કીધો સંઘવિણ સાર કે, સ૦
દેવબાઈ રત્નબાઈ મલી એ વલી સજન પરિવાર કે સ૦ ૧૦
સંઘ મિલી વીનતી કરે એ તહો કર્યો અમ ઉપગાર કે સ૦
જગપતિ જિન ભેટાવિઆ એ દીઠા પ્રભુ દીદાર કે સ૦ ૧૧
તુહે પૂજ્ય છો અહ્મતણાએ અહ્મ છું તુમચા બાલકે, સ૦
ઈમ કહી સહુ કંઠે ઠવે એ ફૂલમાળ સુવિશાલ કે સ૦ ૧૨
જય જય ધુનિ ઉઠી ભલીએ પ્રભુ પ્રાય પ્રણમી રંગ કે, સ૦
સપરિવાર સુખ મંડપે એ આવ્યા સદગુરૂ સંગ કે સ૦ ૧૩
ત્રિણ પ્રદક્ષણા દેયતાએ રાયણ રૂષે આવકે, સ૦
મુલ ચરણ શ્રી ઋષભના એ પૂજે ચઢતે ભાવકે સ૦ ૧૪

સંઘતિલક કર્યો હરખસ્યું એ પોહતી સહુની આસકે, સં.
સંઘે સંઘવી વધાવિયા એ વધતે મન ઉલ્લાસકે. સં. ૧૫
ધ્વજા ચઢાવી દેહરે એ દેવને બહુ બલદેયકે,
ચોમખ સવા સોમજી તણે એ આવ્યા હરખ ધરેયકે. સં. ૧૬
ધ્વજા ચઢાવી પ્રભુ નમીએ આવ્યા શાંતિ વિહારકે સં.
શક્રસ્તવ કરી આવીયાએ આવ્યા પાલીતણા મઝારકે સં. ૧૭
સાહમીયાં કરે નરપતીએ આવ્યા નિજ ઘર સર્વકે સં.
મંગલિક કારન તિહાં કર્યાએ એ તીરથ ગુણ પર્વકે. સં. ૧૮
બહુ માને યાત્રા કરીએ પામી જયજય વાદકે, સં.
સંઘ વહ્યો સૂરતિ ભણીએ તાજંતે દર નાદકે, સં. ૧૯
ભાવનગર આવી રહ્યો એ સાહમીવચ્છલ તારકે, સં.
જીવણસાહ ભગતિ કર્યો એ શાસન શોભા કારકે. સં. ૨૦
તિહાંથી સુખભર સવિ ગયા એ સર્વલોક નિજઠામકે સં.
ધનધન તે માનવીએ જિણે કીધાં શોભત કામકે. સં. ૨૧
જે વિધિસ્યું યાત્રા કરે એ તે પામે સુખપૂરકે, સં.
બોધસુલભજનમાંતરે એ થાઇ પુણ્ય પહુરકે. સં. ૨૨
દુરગતિ છેદી સુખ લહે એ શેત્રુંજો ફરસે જેહકે, સં.
સિદ્ધ અનંતની ભૂમિકાએ પુણ્ય પીઠ ગુણગેહકે. સં. ૨૩
કચરા કીકા સેઠનો એ પુત્ર સુતારાચંદકે, સં.
ભાઈ ફતેચંદનો એ પુત્ર ઝવેરચંદકે. સં. ૨૪
રૂપચંદસા સંઘવીતણો એ ભાઈ મીઠાચંદકે, સં.
પુત્રલાલગુણમાલ છે એ નિત નિત પ્રતિ આનંદકે સં. ૨૫

મોટે પુણ્યે પામીઇ એ સંઘપતિ બિરૂદ ઉદારકે સં.
શ્રી શેત્રુંજા તીરથનો એ યાત્રા લાભ અપારકે, સં. ૨૬
દેવચંદ ગુરૂભક્તિથી એ મતિરત્ન ભાષે એમકે, સં.
શ્રી સિદ્ધાચલ સેવતાં એ લહિઇ સુખ જય ષેમકે. સં. ૨૭

કલશ

ઇમ સયલ સુખકર દુરિત ભયહર સિદ્ધ સાધન ગુણનિલો,
શ્રી સિદ્ધક્ષેત્ર અનંત મુનિજન ધ્યાનકારણ નિરંલો ૨૮
જિનરાજ વંદનગુણનિબંધન તેહ તીરથ ઉપરિં,
શ્રી વિમલ ગિરિવર ભક્તિરસભર લાભ લેખો કુણ કરે; ૨૯
તસ સંઘ યાત્રા સુવિધિ કરણી મન પ્રમોદ આચરે,
તસ તવન ગુંથ્યો ગચ્છ ખરતર સંઘપતિ હેતે આદરે. ૩૦
ઉવઝાયવર શ્રી દીપચંદે શિસ ગુણ દેવચન્દએ,
તસ શિસ ગણિ મતિ રત્ન ભાષે સકલ સંઘ આણંદએ, ૩૧

સંપૂર્ણ

પ્રેમચંદ સંઘ વર્ણનરાસ. સંવત ૧૮૪૩ કર્તા ઋષભસાગર

દુહા.

અમર માત ચક્કેસરી, વાણી આપ વિગત્ત,
ગુણગાઇસ ગિરૂઆતણા, આછી ધરે ઉકત્ત. ૧
જંબૂદ્વીપ દ્વીપાંસિરે, ભરતખંડ સુભ ઠાંમ,
અવર દેશ દીસે અધિક, પિણ ગુજ્જર સમો ન ધાંમ ૨
તખત સેહર દીઠા ઘણા, અધિક એકથી એક,
સૂરતિ સેહર સુહાંમણો, વારૂ જિહાં વિવેક. ૩
તિણ નયરી વ્યવહારીયા, ધનદ સમાધન પાત્ર,

ચ્યાંની અધિક શુણે વાર્યા, ગ્યાયક નિરમલ ગાત્ર. ૪
સંઘપતિ તિલક સોહાંમણો, આગે હુઆ અસેસ,
પિણ પંચમ આરે અધિક, વર્ણનકે સંવિસેસ ૫

ઢાલ ૧. ચોપાઈ.

મોદીલવજી સુતઅભીરાંમ પ્રેમચંદ પ્રસિદ્ધ જસ નાંમ,
અમદાવાદથીજ આવીયા, સૂરતિ દેખી સુખપાવીયો. ૧
ત્યાં રહેતાં કેતા દિન થયા, ઇક દિન મનમાં ઉમંગ ભયા,
સંઘપતિ તિલક ધરાવું નાંમ, કોડ સુધારૂં આતમકાંમ ૨
આગે અઢારસે તીસેસં મેં, કાઢયો સંઘ તે મનને ગમે,
શ્રી સિદ્ધાચલ યાત્રા ગયો તીરથ દેખી આનંદ થયો. ૩
વિમલ વસિને ખરતર વસી, છીપા વસી વાંદે ઉલસી,
તે દેખી મન ઉપની હાંમ, કોઈક કરાવું ઈહાં પિણનામ. ૪
શ્રી વિજે ધર્મસૂરી ઉપદેશ, નીપવું પ્રાસાદ વિસેસ,
ગગનમંડલ સું કરતી વાદ, દીઠાં ઉપજે મન આલાદ. ૫
ખોડિયાર કુંડ ઉપરા ખાસ, પરિઘલ ભુમ દીસે તિણ પાસ,
તિહાં દેવલ માંડયો મનુહાર, સાચવે શ્રાવક કુલ આચાર. ૬
શિખર બંધ પ્રસાદજ કર્યો, અમર વિમાંન જાણે અવતર્યો,
સંપૂર્ણ દેવલ થયો જાંમ, સૂરત વધાઈ આવી તામ. ૭
મનથી સંઘવી હરખ્યો ઘણું, કારિજ સિદ્ધ થયું આપણું,
પ્રતિષ્ઠા મુહરત જુવરાવા જામ, પંડિત જોસી તેડયાતામ. ૮

દુહા.

તતખિણ જોસી તેડને, જોવરાવે શુભ દિન;
મુહરત વેલા જોયને, પ્રસન થયા સહુ મન. ૧

મહા સુદ એકાદશી, સોમવાર દિન જોય;
સંઘવી જોસી મુખ થકી, સાંભલિ હરખિત હોય. ૨
મુહુરત સાંભલી મન રલિ, જોસીને દેં દાન;
અરથ ગરથ આવે અધિક, મહિય વધારણ માંન. ૩
સકલ સંઘ તેડાવીયા, મહુત કરે મનુહાર;
પ્રભાવના આપે પ્રથમ, ઉપાસરે સુવિચાર. ૪
કરજોડે સંઘવી કહે, સુણો સંઘ મનરંગ;
સિદ્ધાચલ યાત્રા સકલ, ચાલો ધરી ઉમંગ. ૫

## ઢાલ બીજી

### કોયલો પરબત અતી ભલોરે લો–એ દેશી.

એહ વચન શ્રવણે સુણીરેલો, હરખ્યો સૂરતિ સંઘરે; સુગુણન
જિમ નિરધન ધન સંપજેરેલો, આલસૂઆં ઘર ગંગરે.સુગુણન
એહવચન શ્રવણે સુણીરેલો.

ધન ધન તાહરા તાતનેરે લો, ધન ધન તાહરી માતરે, સુ૦
ધન ધન શ્રીમાલી જાતનેરે લો, હુઆ મહીયલ વિખ્યાતરે
સુ૦ એહ૦

આગે ઇણ ખેડે હૂઆરે લો, કચરા સુત તારાચંદરે સુ૦
સંઘ કાઢયા જિણે સાંમઠારે લો, ટાલ્યા દુરગતિ ફંદરે.
સુ૦ એહ૦

પ્રેમચંદ હેમચંદનેરે લો, વલી ત્રીજો જયચંદરે, સુ૦
સંઘપતિ તિલક ધરાવીયોરે લો, પાયો મન આણંદરે.
સુ૦ એહ૦

એહવે બોધ લક્ષા આખીચોરે હો, હું આપું કાંયક વિત્તરે, સુ૦
ભાગ આપો મુજ સંઘમાંરે, ચોખું રાખી ચિત્તરે.
સુ૦ એહ૦ ૫

પોસ શુકલ બીજ સોમનેરે હો. મુહુરત ડેરા દિધરે, સુ૦
ધન ધન સંઘવી પ્રેમજીરે, લાહો સકૃત લિધરે.
સુ૦ એહ૦ ૬

ઢાલ બીજી ઇણ પરે કહીરે હો, સંઘવી મન ગહ ગાટરે સુ૦
સંઘ સકલ ભેલો મિલ્યોરે, શુભ મુહુરત ભલ થાટરે.
સુ૦ એહ૦ ૭

દુહા.

ડડેરા તાંણ્યા વિહદ ઉંચા અસિ અસમાંન,
વિવહારી આયા વિવધ, ગણીયાં નાવે ગ્યાંન. ૧
પરદેસે મેહલી પ્રથમ, કંકોતરી કરિ કોડ,
વેહલા યાત્રા આવજયો, વેહલ સુખાસણ જોડ. ૨

ઢાલ ૩ ત્રીજી

ધણ ધણરી દેખી–એ દેશી.

કાગળ લિખવા સારૂ, બેઠા સંઘવી હીહારૂ હો,
સંઘવી સુવિસારૂ, સ્વસ્તિ શ્રી સુખકારૂ,
અવધારજયો વીનતી વારૂ હો. સંઘવી૦
યાત્રા કરવા વેહલા, આવજયો સઘલાંથી પેહલા હો, સં૦
મન ધરજયો ધરમનો પ્યાર, માંનીજયો મુજ મનુહાર હો. સં૦

ઘરના ધંધા છંડી, વલી ધ્યાંન ધરમસ્યું મંડી હો. સં૦
ઇમ કાગલ લિખને પૂરા, મૂક્યા સંઘવી સસનૂરા હો. સં૦ ૩
સંવત અઢાર ત્રૈતાલે, માહ એકાદસી અજૂવાલેં, હો. સં૦
એહ મોહરત ચિત્તમાં ધારી, આવજયો વેહલા નરનારી.
હો. સં૦ ૪
ઇમ નિસુણીને સહુ સંઘ, મન ધરતા અધિક ઉમંગ હો, સં૦
યાત્રા કરણ સહુ સાહ, સહુ ચાલેં ઘરથી ઉમાહ હો. સં૦ ૫
વલી સંઘવી એમ વિચારે, વિજે ધર્મસૂરી વચણ સંભારેહોસં૦
તે તો દેવંગત પોહતા, તસ પાટે રવિજયું ઉદ્યોતા હો. સં૦ ૬
શ્રી વિજે જિનંદ સુરીસ, તસ પાટે મુની ગણ ઇશ હો. સં૦
લિખિ મુકી કંકોતરી જેહ, ગુરૂ આવજયો ધરીને સનેહ હો.
સં૦ ૭
આગેં વચન ગુરૂ દીધો, તે જાંણે જગ સુપ્રસિદ્ધો હો. સં૦
મેહર કરી મુની ઇશ, અમ પૂરવો મન સુજગીસ હો. સં૦ ૮
ગુરૂ આવ્યે અમ વડભાગ, વલી વધસ્યે ધરમનો રાગ હો. સં૦
એહ પ્રતિષ્ઠા કીજે, જગ સુજસના ડંકા દીજે હો. સં૦ ૯
ઇસ કાગલ લિખે ગુરૂ પાસે, જિહાં રહ્યા શિવપુરી
ચોમાસે હો. સં૦
મેલ્યા કાસીદ મન રંગ, ગુરૂ વાંચી ધર્યો ઉમંગ હો. સં૦ ૧૦
આંકડા દિન પંથ દુર, સુવિચારરે સુગુરૂ સનૂર હો. સં૦
ઉવઝાય વજીર કોટવાલ, વલી ગીતારથ સુવીશાલ હો. સં૦ ૧૧
સહુથી આલોચ કીધા, વેગ પ્રયાણના ડંકા દીધા હો. સં૦

યાત્રાની થઈ બહુ વાત, સઘ બહુલો મિલ્યો ગુરૂ સાથ હો. ૧૨
ઇમ ચાલંતા મન ઉલ્લાસ, આવ્યા ગટાડ કીયો ગુરૂ વાસ હો.સં૦
ઇમ ચોથી ઢાલ સંબંધ, હિવે નિસુણો સંઘવી
પ્રબંધ હો. સં૦ ૧૪

દુહા.

વદશકુરી વાહણ વિહદ, સજ હુઆ સડ ડોર,
દલકાર્યા વાહણ દવે, દેત નગારે ઠોર ૧
સખર વાય વાયા સરબ, ચાલ્યા વાહણ પૂર,
ભાવનગર જઈ ઉતર્યા, સરબ સમરપાનૂર. ૨
સુદાર્યા તિદાંજગત ગુરૂ, આદીસર અરીહંત,
દુઃખ દોહગ દુરે કરે, ભયભંજણ ભગવંત. ૩
માદાં ચહેલ મુખાસને, ઘોડા ઉંટ ઘમસાણ,
રથ ચઢીયા કંઈક રિધ, મોટા હરિ ભેઠાણ ૪
સેઠ સેનાપતિ સાંભટા, નડ બ્યવહારી સાહ,
પાલીતાંણે ઉતર્યા, પાદરા દણી વાહ ૫

ઢાલ ૫ મી

કંદિન. પંચમી મંગલવાર પ્રભાતે ચાલહોરેલા ઝોરેથી
સંઘવી શ્રીપાલીતાણો નયરકે, નિજર નિહાલીયોરેલો,
સંઘવી દેખી મન હરખાય કે, પાતિકટાલીયોરે લો. ૧
સંઘવી શ્રી સિદ્ધાચલ તીર્થ કે. દુરથી દેખીયોરે લો,
સંઘવી પુરવજ નમનો લાભકે, દુર ઉવેખીયારે લો ૨
સંઘવી મોતન થાલ વિશાલ કે, ભરી બહુ કુલડીરે લો,

સંઘવી વધાવ્યો ગિરિરાજકે, તે બહુ મુલથીરે લો. ૩
સંઘવી ડેરા દીધા આસ કે, લાલલા સરકને રેલો,
સંઘવી ખરચે બહુલો વિત્ત કે, તે મોટે મનેરેલો. ૪
સંઘવી પાલીતાણાનો હોય, ઉનડજી તેડીયોરે લો,
સંઘવી આપે તેહને દાંમ કે, દાલિદ્ર ફેડીયોરે લો. ૫
સંઘવી ચૂકાયો સહૂ સંઘનો મુંડકો જે હવેરે લો,
સંઘવી યાત્રા કરણુ સહુ લોક, ઉમાહ્યા તે હવેરે લો. ૬
સંઘવી શ્રી ઉદેસાગર સૂરિ કે સાથે આવીયારે લો,
સંઘવી ગિરીપંખી સૂરીસ, બહુ સુખ પાવીયારે લો. ૭
સંઘવી દેસ વિદેસી સાધુ કે, યાત્રિક બહુ મિલ્યારે લો,
સંઘવી નયણે ગિરિ નિરખંત, મનવંછિત ફલ્યારે લો. ૮
સંઘવી પાંચમી ઢાલ રસાલ કે, ઇણ પરે આખીયોરે લો,
સંઘવી ચાલો કરીયે યાત્રા કે, સહુ ઇમ ભાખીયોરે લો. ૯

—દુહા—

પ્રાત સમે અરીહંતનો, ધરે એક ચિત્ત ધ્યાન;
યાત્ર કરણુ સહુ ઉમાહીયા, ગાળે ગંધ્રવ ગ્યાન ૧
સૂવર્ણ ફુલ મુગતા-ફલ વધાવ્યો ગિરિરાજ,
ભવ ભયભીત નિવારણો કોડ સુધારણકાજ. ૨

**ઢાલ-૬ યત્તની. એ દેશી-**

સંઘ ચાલ્યો ડેરા હુંતે, અંબડ વાવ મન ખંતે,
સુચી પવિત્ર થયા સહુ દેહ, નયણે ધરે ગિરસું નેહ

ભૂખણહાર કરી વડ સોભા, તે તો દેખી રહે થિર થોભા,
દોય પાસે વડ ઓલ સોહે, દેખી ભવી જિમ મન મોહે. ૨
પંથ છરી સહુ પાલંતા, અષ્ટ કર્મ અરી ગાલંતા,
મુખ બોલે અમૃત સાદ, વાંજત્ર વજાવે નાદ. ૩
કેઈ ભવિજન ભાવન ભાવે, ભલે ભાવે જિન ગુણ ગાવે,
કઈ દૂધથી ગિરવર ધોવે, અસુભ દલ પાતિક ખોવે. ૪
તલહટીઈ વંદન કીધો, તિણે શિવ પદ માંગી લીધો,
ધૂપધાણા કેઇ હાથ, જેહ મેલવે સિવ પદ સાથ. ૫
ઈમ ચઢતાં ગિરવર શ્રૃંગ, મન અધિકો ધરીય ઉમંગ,
કેઇ તો બાલી ભોલી, છુટી તરૂણી સહૂ મિલ ટોલી. ૬
પગપગતે કરમ નિકંદ, આદીશ્વર પગલાં વંદે,
ઈમ ચઢતાં નીલી પર્વ, તિહાં ટાલ્યા કર્મના ગર્વ. ૭
પોલીપર્વ કુમારજ કુંડ, તે તો જલથી ભર્યો પ્રચંડ,
તિહાં ગલીને જિણે જલ પીધા, તિણે લાહા જનમના લીધા ૮
ચઢતા હિંગલાજનો હોડો, તે તો કરમનો કરે નિવેડો,
માંન મોડીયો માંનને મોડે, કર્મ વર્ગણા બંધણ તોડે. ૯
ઈક આગલ જલ કુંડ ભરીયો, સિતપટવ તણો તે દરીયો,
વીસાંમે બહુ જન હરખે, વારંવાર તે ગિરને નિરખે. ૧૦
આગે ઉછરંગે આયા, મૂલ કોટ દેખી સુખ પાયા,
વડવાડી નિમલ છાયા, પ્રભૂ વંદણને ઉમાહ્યા. ૧૧
પ્રથમ કોટ તણો જે દ્વાર, દેખી હરખે નરનાર,
વડ કોટ ભૂરજને પોત્ર, તેહ દેખી હુવે રંગરોલ. ૧૨

સુખાલ સાહે યસ લીધો, જિણે કારિજ સુકૃત કીધો,
ઇમ છઠી ઢાલ એ રૂડી, છાનુમે નહિ વાતજ કુડી. ૧

## દુહા.

વાઘણ પોલ વિરાજતી, દીઠાં નાસે દુઃખ,
આગે માત ચકેસરી, દે સંપતિ ઘણ સુખ.
જિમણી ડાબી બાજુઈ, પ્રૌઢ પ્રાસાદો ઓલ,
વંદતા ભવ ભય હરે, ચરચ્યાં છાકમ છોલ.
મૂલ કોટ સારાં મુગટ, પોલ માંહે પેસંત,
પ્રથમ પરમેશ્વર પેખીયા, આદીશ્વર અરીહંત.
પ્રભૂને પ્રણમી પ્રેમસ્યું, પરદિખણા દિયંત,
રાયણ તલ રિસહેસનાં, પગલાં જન પ્રણમંત.
તીન પ્રદખણા દેઈને, વંદે પ્રભુના પાય,
ચૈત્ય વંદન ચિત ચુંપસ્યું આણંદ અંગ ન માય.

## ઢાલ ૭ મી.

### મહા વિદેહ ક્ષેત્ર સોહામણા—એ દેશી.

આદિ જિણેસર સાહિબા, તું છે જગનો તાતરે,
લખ ચૌરાસિ હું ભવ ભમ્યો, અરજ કરૂં વિખ્યાતોરે,
આદિ જિણેસર સાહિબા.
ભવ ભ્રમણે ભમતાં થકાં, લાધો મણુ અવતારોરે,
નાભીનંદન નિહાલતાં, સફલ કર્યો જમવારોરે. આ૦
પુરૂષોત્તમ પરમાતમા, પરમ પુરૂષ સુવિલાસોરે,
એહવા જિનને ભેટતાં, મુજ મન થયો ઉલ્લાસોરે. આ૦

આદિસ્વર અવિલોકતાં, કરમ મેવાસી ધૂજયારે,
સતર ભેદી પૂજા રચી, શ્રી અરીહંતને પૂજયારે. આ૦ ૪
પ્રૌઢા પાતિક જિંણુ કીયા, જનમંતર કેઈવારેરે,
એકવાર ગિરિ ફરસીયાં, તે પામે ભવ પારેરે. આ૦ ૫
ઈમ પ્રભૂની સ્તવના કરી, હિયડે હરખ ન માવેરે,
ધ્યાન ધરે મન શુદ્ધસ્યું, ગુણ અરીહંતના ગાવેરે. આ૦ ૬
નાંની મોટી પ્રતિમા સહુ, પૂજે મનને કોડેરે,
જગતારણ જગદીસરૂ, જગમાં નહિ તુજ જોડેરે. આ૦ ૭
મૂલ કોટ મોટે મને, પૂજી બાહિર આવેરે,
બાહિરલા દેહેરા બહુ, વાંદી સહુ સુખ પાવેરે. આ૦ ૮
કેઈકતો નાટિક કરે, કેઈક પ્રભુ ગુણ ગાવેરે;
કેસર ભરીય કચોલડાં, પ્રભૂને આંગી રચાવેરે. આ૦ ૯
સુરિજ કુંડ સોહાંમણો, નાંહ્યા નિરમલ પાંણિરે;
પાતિક પંક પખાલણો, ઇમ ભાખે જગગુરૂ વાંણિરે આ૦ ૧૦
ઢાલ સાતમી પૂરણ થઈ, કોટથી બાહિર આવેરે;
આત્રે આદબુદ અવિલોકતાં, સંઘ સકલ પાવેરે. આ૦ ૧૧

—દુહા—

આદીસર અવિલોકીયા, અદબૂદ રૂપે આપ;
પૂજી અરચી પ્રેમચંદ, ટાલ્યા ભવ સંતાપ. ૧.
શિવા સોમ ચોમુખ સફર, વંદે સહુ વિખ્યાત;
સબલ બિંબ સોભા સબલ, આગે મરૂદેવી માત. ૨

પાંડવ દેહરો પેખને, છિપાવસહી જાયે,
સંઘ સકલ મન હરખીયા, ઓછવ અધિકો થાય. ૩
ચૌડીયાર ઉપરખરો, શિખરબંધ સનૂર,
પેખી હરખ્યો સંઘપતિ, પૂરવ પુણ્ય અંકુર. ૪
વિધસ્યું કીધિ વેદિકા, બેસાડયા તિહાં બિંબ,
ધૂપ ધ્યાન વિધસ્યું કર્યા, ઉત્તમ વિજે અવિલંબ. ૫

## ઢાલ-૮મી

કુંતારે માતા ઇમ ભણે-એ દેશી—

પ્રતિષ્ઠા વિધિ સાચવે, જે ભાખ્યો નિગ્રંથેરે,
જે જે વિધિ પૂર્વક કહી, પ્રવચન આરિજ પંથેરે. પ્ર. ૧
આઠ દિવસ અઠાઇયે, રાતી જગે ગુણ ગાવેરે,
સાહમી વછલ વિધિ સાચવે, મન મોટે જિન ધ્યાવે રે. પ્ર. ૨
સકલસાહુ સોહંકરૂ, પ્રતિષ્ટા વિધ જાણેરે,
પેમજી નામે સેઠજી, તે પિણ ગુણ મણી ખાંણરે પ્ર. ૩
ઇસ દિનદિન વિધિ સાચવે, ડેરે આવે જામરે,
દાન સુપાત્રે દેવતા, હિયડે હરખિત ઠામરે પ્ર. ૪
પાલીતાણે પ્રભૂને સદા, પૂજા વિવિધ પ્રકારે,
સ્નાત્ર મહોચ્છવ સાચવે, આદીસ્વર દરબારરે પ્ર. ૫
ઇણ પરે દિન થયા કેટલા, રહેતાં તેણે ઠાંમરે,
ઉત્તમ વિજયને તેડી એકદા સંઘવી ભાખે આમરે પ્ર. ૬
સમાચાર સદગુરૂ તણો, આવે જો અબ કોયરે,
તો ભાજે સને આંબલો, હીયડે હરખ અતિ હોય રે પ્ર. ૭

પત્ર લિખો શ્રીજી પ્રતે, મેહલ્યો કાસીદ સાથરે,
સદ્ગુરૂ વિચરંતાં હુવે, હરખસ્યું આપજ્યો હાથરે. પ્ર. ૮
મહાહુંતી ગુરૂ મલપતા, આવ્યા ભરથ સુઠાંમરે,
માંણિભદ્ર યાત્રા કરૂં, હિયડે એવી હાંમરે. પ્ર. ૯
જોતો અસુર અઠારડો પાલણપુરનો રાયરે,
ઇહાં તો મન સોભો કરો, એહ યાત્રા કિમ થાયરે. પ્ર. ૧૦
મુનિ ભાખે સૂરી સુણો, જિમ નવી જાણે કોયરે,
ઠાંણું પાંચથી પરવર્યા, હિયડે હરખિત હોયરે. પ્ર. ૧૧
પંથ વહે ઉતાવલા, ચાલ્યા કેઇક કોસરે,
માંણિભદ્ર ભેટી કરી, પામ્યા મન સંતોસરે. પ્ર. ૧૨
દિન બીજે પુજ આવીયા, યાત્રા કરી ભલી રીતરે,
ઉવઝાય સાધુ આવી મિલ્યા, સહુ મન ઉપની પ્રીતરે. પ્ર. ૧૩
સમઉ ગાંમ સોહાંમણો, જિહાં સહુ મિલીયો સંઘરે,
ઓચ્છવ મહોચ્છવ અભીનવા, સફલ મિલ્યા મનરંગરે પ્ર.૧૪
ઇણ પરે ભાખી આઠમી, ઢાલ એ વચન વિલાસરે,
એહવે કાસીદ આવીયો, પત્ર દીયો તતકાલરે. પ્ર. ૧૫

દુહા

પત્રી વાંચત તુરત પંથ, ચાલ્યા અધિક સનૂર;
દિન થોડા ઓછવના, પંથ વહે સહભુર. ૧
રાત દિવસ ન ગિણે ન કશું, ચલે પંથ મુનિ સાથ;
વોલાવા આથે વિહદ, વિષમા ઉલંઘી વાટ. ૨
ઉપાધ્યાય ચાલે સદા, પગ અલવાંણો પંથ;

શુભ પચવીસે ગાજતો, ગિરૂઓ ગુણ નિગ્રંથ 3
ગીતારથ સાથેં ગુણી, પ્રવર બહુ ગુણ પાત્ર;
કેઈ શ્રાવક શ્રાવિકા, સહુ ચાલેં દિન રાત. ૪
અનુક્રમે ઇણ પરેં ચાલતાં, અતિક્રમતાં પુરગાંમ;
આવી ઉતારા કીયા, નીંબડા નયર સુઠાંમ. ૫

ઢાલ ૯મી

અંબરીયોને ગાજેં હો ભટીયાંણા રાણી વડ ચુઇ–
એ દેશી—

કાગલ લિખને મેહલે હો સહુ પહિલેં સંઘને તિહાં કિણેં,
કુસલો વોહરો તાંમ,
શ્રીજી સાહિબ આવ્યા હો મન ભાવ્યા સંઘ તણેં થયા,
કોડ સુધારણ કામ કા૦ ૧
કાગલ લિખને દીધો હો સહુ સીધો કારિજ સંઘનો,
ચાલ્યો પ્રેષ્ય પડર,
પાલીતાંણે જાવેં હો સુખ થાવેં સંઘ સમસ્તને,
ઉગ્યાં પુણ્યે અંકુર. કા૦ ૨
કાગલ તતખિણ આવ્યો હો મન ભાવ્યો વાંચે સંઘવી,
હિયડે હરખ્યો જોર,
આનંદ અધિક ઉપાયો હો મન ભાયો હર્ષ હિયેં વધ્યો,
ઘન ગાજત જિમ મોર. કા૦ ૩
વાણોતર ઇકવારૂ હો સુવિચારૂ અમદાવાદથી,
લાવ્યો સંઘ ગુણ ગેહ,

## દુહા

સામઈયા સખરા સજે, વાજે ગુહિર નિસાંણ,
નરનારી રથ જોતર્યા, ઘોડાં અતી ધમસાંણ. ૧
સરણાઈ વાજે સરસ, પડે નગારે ઠોર,
લોક થોક માંનવ મિલ્યા, જુગતો મહોચ્છવ જોર. ૨
વિધસ્યું કીધી વંદના, નવ અંગે પૂજંત,
સકલ સંઘ સંઘવી સરવ, ખરી ધરી મન ખંત. ૩
સહેર માંહિ આવ્યા સકો, આજ સફલ સુવિહાંણ,
આદીસર અવિલોકીયા, મોટે અતિ મંડાણ. ૪
ઉપાસિરે આવ્યા ઉમંગ, શ્રીવિજે જિણંદ સૂરીસ,
ધર્મોપદેસ દીધો ધુરે, સહુ નમાવે સિસ; ૫

## ઢાલ ૧૦મી

**આવો આવોને રાજશ્રી વિમલાચલ જઈયે—એ દેશી**

સંઘવી વાંદીને ઇમ પૂછે, પૂરણ એહ પ્રયાસો,
અરબૂદ ગિરિ ભેટીને સાહિબ, કિહાં કર્યો ચૌમાસો.
વાંદો વાંદોને રાજશ્રીવિજે જિણંદ્રસૂરી સ૦ ૧
ગુરૂ ભાખે શિવપુરી ચૌમાસું, રહીને મન આણંદા,
શિખર બદ્ધપ્રાસાદ જે ચૌદે, સહુ મન હરખે વંદા. વાં૦ ૨
મૃગશિર માસે વિહારજ કીધો, રોહાઈ દેસ પ્રસીધો,
બાંભણવાડે વીર જૂહાર્યા, નર ભવ લાહો લીધો. વાં૦ ૩
ત્યાંથી જીવિત સ્વાંમ જૂહાર્યા, નંદી વર્ધન નૃપ ઠાંમ,
ભાઈ વીરનો બિંબ ભરાવ્યો, નવખંડ રાખ્યો નાંમ. વાં૦ ૪

વલી લોટાંણે જિનજી વંદ્યા, આદીસર જગનાથ,
સિદ્ધાચલની સ્તુંસ પુરાઈ, સાચો સિવપુર સાથ વાંo ૫
વસંતપુરે ગઢિ ભેટયા વારૂ, સોલમા શાંતિ જિણંદ,
ત્યાં પિણ સંઘ સયલ સંભાર્યો, તોડ્યા ભવ ભય ફંદ વાંo ૬
હમીરપુરે દેખીને હરખ્યા, પ્રભૂ પ્રાસાદ પ્રચંડ,
કોરણીયાં તસ ભારી સોહે, ધજા કલસને દંડ. વાંo ૭
ત્યાંથી શેત્રુંજ મારગ ચાલ્યા, સંઘવી તુમ આગ્રહથી,
અનુક્રમે માણિભદ્રજી ભેટી, મનવંછિત ફલ્યાં એહથી વાંo ૮
શ્રી સંખેશ્વર પાસ જુહાર્યા, અંતિમ કારિજ સાર્યાં,
ત્યાં પણ સાધુ સયલ સંતોષ્યા, કરમ મેવાસી વાર્યા વાંo ૯
ઇમ અનેક પુર ગાંમ નયરના, ભાવે જિન ભેટંતા,
પાલીતાંણે નયર પધાર્યા, દિલ અતિ હેં હરખંતા વાંo ૧૦
નાંમ લેઇ જિન યાત્રા કીધી, સહુને તિહાં સંભાર્યા,
સંઘવી કહે ધન ધન જિવિત ફલ, ભવસવથી પ્રભુતાર્યા. વાંo ૧૧
હિવે પ્રભાત સમે ચયે ગિરિવર, યાત્રા સદગુરૂ જાવે,
શ્રી આદીશ્વર જિનવર વંદી, મણુઅ જનમ ફલ પાવે. વાંo ૧૨
ભાવ પૂજા ભગતે ગુણ ગાવે, ત્રિકરણ શુદ્ધ સ્વભાવે.
એક મને જે ગિરિ સેવંતા, મુગતિ તણા ફલ પાવે. વાંo ૧૩
નાહની મોટી પ્રતિમા વંદી દેજે હિયડે હરખે,
પ્રદખ્યણા દેતાં જિન પ્રતિમા, વારંવાર તે નિરખે વાંo ૧૪
મૂલકોટ વાંદી મન મોજે, અદબદ પાંજે આયા.
ખરતર વસહી વંદી ખાંતે, પ્રભૂ ભેટી સુખ પાયા. વાંo ૧૫

નવલ પ્રસાદ નીહાલી નાયક, વાયક ઇણુપરે ભાસે,
વિહાંણે પ્રતિષ્ટા મહુરત વારૂ, શુભ કારિજ સહુ થાસ્યે વાં૦ ૧૬
દસમી ઢાલ એ ભાખી રૂડી, સકલ સંઘ સુખદાય,
એહ તીરથમો મહિમા મોટો, ગ્યાંની ઈમ ગુણ ગાય વાં૦ ૧૭

## દુહા.

પાંચ કલ્યાંણક પ્રભૂ તણા, ચવન જનમની વાત,
દીક્ષા કેવલ મોક્ષપદ, પ્રણમું જગ વિખ્યાત. ૧
સરવારથ સિધથી ચવ્યા, પુરો કરી સુર આય,
આસાઢ સુદની ચોથ દિન, ઉપના વનિતા ઠાય. ૨
નાભિ નરેસર કુલવરૂ, મરૂદેવી તસ ત્રીય,
તેહની કુખે ઉપના, સુપન લહ્યા શ્રીકાર. ૩
ચોસઠ ઈંદ્રને સુર સકલ, પ્રણમે પ્રભુને ભકિત,
અરથ અગોચર અગમ સ્તુતિ, જોર વણાવે ભુકિત. ૪
ચવન કલ્યાંણક સુરપતી, કરી નિજ થાંનિક જાય,
સુપન તણો આછો અરથ, પૂછે પતિને આય. ૫

## ઢાલ ૧૧ મી.

ભવિકા સિદ્ધચક્ર પદ વંદો—એદેશી.

ચઉદ સુપન દેખી મરૂદેવી, મનમે અતિ હરખાંણી,
મધુર વચન પ્રીતમને જગવે વિનવે અમૃતવાંણીરે-
ભવિકા પ્રથમ કલ્યાંણક વંદો,
જિમચિરકાલે નંદોરે ભ૦ પ્ર૦ ૧

સ્વામી આજ પછિમની રયણી, ચઊદ સુપન મેં દીઠા,
તેહ તણો ફલ મુજને દાખો, મુજમન લાગે મીઠારે ભ૦ પ્ર૦ ૨
નાભિરાજ સાંભલિને હરખ્યા, નારી વચન સુખકાર,
આલોચના કીધી નિજ મનથી,
સુપન તણો સુવિચારરે ભ૦ પ્ર૦ ૩
ચક્રવર્તી પદવીનો ધારક, અથવા ધર્મ ચક્રધાર,
નવ માસે આણુ સુત હોસ્યે, ઇંદ્રતણે અણહારે ભ૦ પ્ર૦ ૪
નૃપ મુખથી સાંભલિ હરખાણી, રાંણી સુપન વિચાર,
પ્રીતમની આંણા લેઇ ઊઠી, જાઈ નિજ સદન મઝારરે ભ૦ પ્ર૦ ૫
ઇમ ડોહલા ઉત્તમ પુરતાં, નિગમ્યા તે નવમાસ,
સાત રાત્ર ઉપરિ વિહાંણી, સફળ થઇ મન આસરે ભ૦ પ્ર૦ ૬
ચૈત્રવદિ આઠિમને દિવસે, જનમ થયો જગનાથ,
તીન ભુવનનો દિનકર પ્રગટયો,
સાચો સિવપુર સાથરે ભ૦ પ્ર૦ ૭
ઉતરા ષાઢા નક્ષત્ર આયો, જન્મ સમયની વેલા,
છપ્પન કુમારી આસન કંપ્યો,
પરવરી સહુઅ સમેલારે ભ૦ પ્ર૦ ૮
ઉરધ અધો જે લોક નીવાસી, રૂચીક પર્વતની જેહ,
છપ્પન દિગ કુમારી તિહાં આવે,
ધરતી પ્રભુસ્યુંને હરે ભ૦ પ્ર૦ ૯
કેઇક તો સુતિક ઘર કરતી, કેઇક વિંઝણે વાય,
કેઈ નાલ છેદન વિધ સાય
રતનપીઠ નિરમાય રે. ભ૦ પ્ર૦ ૧૦

કેઇક તો દરપણ દેખાડે, કેઇક અગન નિપાવે,
તેહ રક્ષાની રક્ષા પોટલી,
પ્રભુ કર કમલે વધાવેરે. ભ૦ પ્ર૦ ૧૧
પર્વત સમ આયુ તુમ થાઓ, એમ કહી પ્રણમંતી
છપ્પન કુમારી નિજ થાનિક જાવે,
પ્રભુ ગુણ મન ઉલસંતીરે. ભ૦ પ્ર૦ ૧૨
ઇંદ્ર તણું તવ આસન કંપ્યો. અવિધિયે તવ જોવે,
જન્મ સમે જિનરાજનો જાણી,
હિયડે હરખિત હોવેરે. ભ૦ પ્ર૦ ૧૩
સાતઆઠ પગ સાંહમો જઇતે, ભાવે વંદના કીધી,
હરિણ, ગમેષી સુર તેડાવી,
ઇંદ્રે આગ્યા દીધીરે. ભ૦ પ્ર૦ ૧૪
સુઘોષા ઘંટા વજડાયો પાંચસે સુરિ થઇ ભેલા,
ઝણઝણકાર સકલ દેવ લોકે જાણી જન્મની વેલારે ભ૦ પ્ર૦ ૧૫
પાલક નામ વિમાંને બેસી, ઇંદ્ર સાહિત સહુ દેવ,
કેઇકતો જિનના ગુણ રાગી,
સમકિત ગુણ શુદ્ધ કરવારે. ભ૦ પ્ર૦ ૧૬
કેઇક તો નિજસ્ત્રીના પ્રેર્યા, કેઇક મિત્રના રાગી,
કેઇકતો કલ્યાણક જોવા; કેઇક પ્રભુગુણ રાગીરે. ભ૦ પ્ર૦ ૧૭
આઠમે દ્વિપ વિમાંનને મુંકી ઇંદ્ર આવે નૃપગેહ,
જિન જનનીને નમી ગુણ ગાવે
નિપટ ધરીને નેહરે, ભ૦ પ્ર૦ ૧૮

તિન ભુવનનો દિનકર પ્રગટેશે નરકમાંહિ સુખ થાય
સકલ જંતુને સુખનો તે દિન,
સુરનર સહુ ગુણ ગાયરે, ભ૦ પ્ર૦ ૧૯
ઢાલ કહી ઇગ્યારમી રૂડી; પ્રથમ કહયાંજીક વાત,
જન્મ મહોચ્છવ તિમ હરી કરસ્યે,
તે કહેસ્યું અવદાતરે. ભ૦ પ્ર૦ ૨૦

## દુહા

જનની જિનરાજને, લેવે સોહમ ઇંદ
રત્ન કુક્ષ ધારક નમો, ઇમ ભાખે સુર ઇંદ ૧
અવસ્તાપની આપે અવસ, મેહલે પ્રભુ પ્રતિબિંબ,
પંચરૂપ સુરપતિ કરી, લેઇ ચાલ્યા અવિલંબ ૨
પ્રથમ રૂપ પ્રભુને ગ્રહે, ચામર ઢાલે દોય,
છત્ર ધરે એક રૂપસ્યું. વજ્રધર આગલ હોય. ૩
મેરૂ ગિરિવર ઉપરે, પંડગ સિલા કહાય,
નમણુ સમે પ્રભુને નિકટ, લે બેઠો સુરરાય. ૪
પણ બીસ જોયણ ઉંચપણ, પોહલા જોયણબાર,
એક જોયણ નાલો ભલો, એહવા કલસ ઉદાર. ૫
એક કોડિ સાઠિ લાખ સવે, રત્નસોવન મણી પૂર,
દેવકૃત ઉછાહજે. સોહે ભલા સનૂર. ૬
માઘદને વરદામના, ખીર સમુદ્ર પ્રભાસ,
પદ્મદ્રહ પાંણી ભર્યા, તીર્થોદક ઉલ્લાસ. ૭

## ઢાલ ૧૨ મી

આજ ધરા ઉધાંધ લોહો લાલ !—એ દેશી

સોહમ ઈંદ્ર આદેસથી હો લાલ,
અચ્યૂત ઈંદ્ર અભીષેક સોભાગી
નમણુ કરે' જિનરાજને' હો લાલ,
વૃખભ રૂપે' સાવ સેષ સોભાગી
બીજો કલ્યાંણુક વ'દીએ' હો લાલ. ૧

આંણુત પ્રાંણુત સુરપતિ હો લાલ
ભક્તિ કરે ભરપુર, સો૦
કલસ ભરી ગ'ગોદકે' હો લાલ,
નવરાવે' વખતે નૂર સો૦ બી૦ ૨

શક્ર સહસ્રાર દોય હરી હો લાલ,
રાગી પ્રભુ ગુણુ જેહ સો૦
નમણુ કરે' જિનરાજને' હો લાલ,
નિપટ ધરીને' નેહ સો૦ બી૦ ૩

લ'તક નાંમે સુરપતિ હો, ભાવભલે' બ્રહ્મેંદ્ર સો૦
જનમ મહોચ્છવ સાચવે' હો લાલ,
સમકિત ધર સુર ઈંદ સો૦ બી૦ ૪

માહિંદ્ર સનતકુમારજી હો લાલ, સહસ્રધારા જલ કું'ભ સો૦
નવણુ કરાવે' જિન રાજને' હો લાલ,
સુરપાંમે અચ'ભ સો૦ બી૦ ૫

અભિનવ ઈંદ્ર ઇસાનજી હોલાલ, કરે અભિષેક ઉદાર સો૦
કનક કલસ નવરાવતો હો લાલ,
સુધ સમકિત સું વિચાર સો૦ બી૦ ૬
સોહમ સુરપતી સાચવે હો લાલ,
બેસાડી ઇસાન ઈંદ્ર સો૦
ખોલે લઇ ખાંતસ્યું હો લાલ,
નવરાવ્યા જગ ચંદ્ર સો૦ બી૦ ૭
વીસ ભુવન પતિના કહ્યા હો લાલ,
બત્રીસ વિંતર હોય સો૦
ભાવ ભલે ભગતી કરે હો લાલ,
જોતીષીના ઇદ હોય સો૦ બી૦ ૮
ચોસઠ સુરપતિના કહ્યા હો લાલ,
એ આછા અભીષેક સો૦
ભાવ ભલે સુર સાચવે હો લાલ,
ચરચે સુરસવિસેરી સો૦ બી૦ ૯
ચોસઠિ સહસ્ર કલસે કરી હોલાલ,
ઇક ઇંક હરી અભિષેક
ચોવીહ સુરના સહુ મિલી હોલાલ,
વારૂ અઢીસે વિસેષ સો૦ બી૦ ૧૦
કેઈક તો સ્તવના કરે હો લાલ,
કેઈક ગાવે ધ્યાંન, સો૦

આઠ મંગલ જિન આગલેં હો લાલ,
કરી ધ્યાવે પ્રભૂ ધ્યાંન. સો૦ બી૦ ૧૧
પહેલી ચંદનની કરી હો લાલ,
બીજી કુસુમ સુવાસ, સો૦
ત્રીજી અક્ષતની કહી હો લાલ,
ચોથી દીપક ઉજાસ. સો૦ બી૦ ૧૨
પાંચમી નીર પૂજા ભલી હો લાલ,
ધૂપ ઘટી ઘન સાર, સો૦
ચૂઆ ચંદનની સાતમી હો લાલ,
નૈવેદ્ય મોક્ષ દાતાર સો૦ બી૦ ૧૩
દ્રવ્ય ભાવેં સ્તવના કરી હો લાલ,
સુરપતિ ધરી મન રાગ, સો૦
માતા પાસેં મેલીયા હો લાલ,
જગનાયક વડ ભાગ. સો૦ બી૦ ૧૪
અવસ્વાપનીને અપહરી હો લાલ,
વંદે હરિ જિન માત, સો૦
વૃષ્ટિ કરે રયણાં તણી હો લાલ,
બત્રીસ કોડિ વિખ્યાત સો૦ બી૦ ૧૫
નંદીસર દ્વીપેં ગયા હો લાલ,
અઠાઇ મહોચ્છવ તાંસ, સો૦
સાસ્વતા ચૈત્ય જુહારને હો લાલ,
સુરપતિ ગયા નિજ ધાંમ સો૦ બી૦ ૧૬

ઇંદ્ર આદેસ થકી કરે હો લાલ,
તિર્યંક જાંભક દેવ, સો૦
રૂપ સોવન રયણાં તણી હો લાલ,
વૃષ્ટિ કરે નિત મેવ. સો૦ બી૦ ૧૭
પ્રાત ભયો દિનકર ચઢયો હો લાલ,
દાસી દોડી આય, સો૦
પૂત્ર જનમ થયો રાયજી હો લાલ,
સજન સકલ સુખદાય સો૦ બી૦ ૧૮
દૂર કર્યો દાસીપણો હો લાલ,
પયસ્યું ધોયા કેસ, સો૦
લાખ ગમે સોવન દીયો હો લાલ,
આપ્યા વેસ સુવિસેસ. સો૦ બી૦ ૧૯
સતુકાર મંડાવીયા હો લાલ,
દાંન સાલા બહુ દાન, સો૦
જાચિક જન સુખીયા થયા હો લાલ,
ગણ્યાં ન આવે ગ્યાંન સો૦ બી૦ ૨૦
દસ દિન ઇમ સ્થિતિ સાચવી હો લાલ,
એકાદસ દિન સાર, સો૦
ભોજન બહુ ભલી ભાતના હો લાલ,
પોખ્યો સહુ પરિવાર સો૦ બી૦ ૨૧
ગાંમ નગરને હાથીયા હો લાલ,
ઘોડા પાયક થાટ સો૦

રૂપસોવન રચણાં જડયા હો લાલ,
બહુલા આપે ઘાટ સો૦ બી૦ ૨૨

બારમી ઢાલ કહી હો લાલ,
રૂખભ કુમર ઠવ્યો નામ સો૦

લઘુવય પ્રભૂ લીલા કરે હો લાલ,
કોડ સુધારણ કાંમ સો૦ બી૦ ૨૩

કલ્યાણક વિધિ સાચવી હો લાલ,
શેત્રુંજા ઉપર સાર, સો૦

સંઘવી પ્રેમચંદે સહી હો લાલ,
સફલ કર્યો અવતાર. સો૦ બી૦ ૨૪

દુહા.

ઈક દિન સુરપતિ આવીયા, ગ્રહી ઈક્ષુ અવતંસ,
લઘૂવય કર આઘો કીયો, થાપ્યો ઈક્ષ્વાગ વંસ. ૧
જુગલા ધરમ નિવારીયો, પરણ્યા સુનંદા નાર;
સુમંગલા બીજી સરસ, સુખ વિલસે કિરતાર. ૨
છ લાખ પુરવ ગયાં પછી, બ્રાહ્મી ભરત સપુત્ર;
સુનંદા પ્રસવ્યા સરસ, જે રાખે ઘરસૂત્ર ૩
બાહુબલ સુંદરી પમુહ, સુમંગલાને બાલ;
સો પુત્ર હોય પુત્રીકા, નિત નિત મંગલ માલ. ૪
વીસ લાખ પુરવ વરસ, કુંઅર પદાનો થાટ;
રાજ્યભાર પ્રભૂ થાપીયા, નાભી નરેશ્વર પાટ. ૫

ઢાલ ૧૩ મી:

ભરતનૃપ ભાવસું—એ દેશી.

રાજરિદ્ધ સવિ ભોગવીએ, રૂષભ જિણેસર આપ;
નમું ભલે ભાવસ્યું એ
નીત મારગ પ્રભુ થાપીયોએ, ટાલ્યા ભવ-સંતાપ.
નમું ભલે ભાવસ્યું એ. ૧
એંસી લાખ પૂરવ થયા એ, ભોગવતાં ગૃહધર્મ; ન.
ભોગ કરમથી ઉભગ્યા એ, ટાલવા ભોગની કર્મ. ન. ૨
રાજરૂદ્ધ વેંહેચી દીયા એ, સો સુતને જિન રાજ ન.
લોકાંતિક સુર આવીયા એ, એહવી કરે આવાજ. ન. ૩
જયજયનંદા ઇમ કહે એ. પ્રભુજી ચલાવો ધર્મ, ન.
ચઉવિહ સંઘની થાપના એ, ટાલો ઘનઘાતીયાં કર્મ. ન. ૪
અવધિજ્ઞાને અવિલોકીયો, જાણીયો સમય જિનરાજ; ન.
દેવે દાન સંવત્સરીએ, જાચકજન સમાજ ન. ૫
વરહવર ધ્વનિ ઉચ્ચરે એ, લાખ આઠ ઇક કોડિ, ન.
છ ઘડી સુધી નિત દિયેએ, નાવે એહની જોડિ ન. ૬
અભવ્ય હાથે નવિ ચઢેએ, પામે ભવ્ય એ દાન, ન.
આવતાં દીન દયામણાંએ, જાતાં સુર સમાન. ન. ૭
દાન દેઈ પ્રભુ દીપતોએ, પરવરિયા જિનરાજ, ન.
ચોસઠિ સુરપતિ સવિ મિલ્યાએ, ભૂપતિ ભરત સમાજ. ન. ૮
આવ્યા લેઇ નિજમાતનીએ, ભરત તણી વિખ્યાત,
લાખ ગમે નરપતિ મિલ્યાએ, સુરરૂપેં સાક્ષાત ન. ૯

ચંદ્રપ્રભા સબિકા વરૂએ, બેસાડયા જિન ભાણ, ન.
ભરત આદેં બહુ નરવરાએ, ઉપાડે સુરરાણ. ન. ૧૦
વનિતા મધ્યે મારગ વહીએ, વાજે મંગલ તુર; ન.
વિવિધ વાજિંત્ર વજાવતાએ, ગાવતી ગીત સનૂર ન. ૧૨
છત્ર ચામર ઢોલાવતાએ, નરનારી નહિં પાર; ન.
પુરસતાલ ઉધાનમાંએ, પરહરે સવી સિણગાર. ન. ૧૩
ચ્યાર સહસ્ર સ્યુંવ્રત લીયાએ, નક્ષત્ર ઉત્તરાસાઢ, ન.
દીક્ષા લિઇ જગનાથજીએં, આદિસ વદી આસાઢ. ન. ૧૪
ચઉમુઠી લોચ કર્યો ભલોએ, તજ્યો ગૃહસ્તાવાસ ન.
તજી આગાર અણગાર થયા એ, પૂરવાભવિ મન આસ. ન. ૧૫
આઠમ તપ પ્રભુ આદર્યો એ, કીધો તિહાંથી વિહાર, ન.
ઇંદ્રાદિક મહોચ્છવ કરીએ, વાંદી વલ્યા પરિવાર. ન. ૧૬
અઠમ તપનેં પારણુંએ, સુધ આહારને કાજ. ન.
ઘરઘર ફિરતા ગોચરીએ, આપણપે જિનરાજ ન. ૧૭
થાલ ભરી સુગતા ફલે એ, કેઇક સ્ત્રી સિણગાર, ન.
પ્રભુજી તે નવિ આદરે એ, ઇમ થયા માસજખાર ન. ૧૮
ધન ધન પ્રભુ આદિસરૂએ, તુજ ગુણનો નહિ પાર, ન.
એક દિન ફરતા આવીયાએ, ગજપુર નગર મઝાર ન. ૧૯
લોક કોલાહલ સાંભલીએ, વાહેશ્રેયંસ કુમાર, ન.
નિજ ઘર તેડી આવીયાએ, વહોરાવે ઇક્ષુરસ સાર ન. ૨૦
વૈશાખ સુદ દિન ત્રિજનો એ, પારણો કર્યો જગતાત, ન.
ધન ધન શ્રેયાંસકુમરનેં, અખ્યાત રાખી વાત. ન. ૨૧

વૃષ્ટિ હુવી સોવન ભણીએ, સાઢીબારે કોડ, ન.
અહો અહોદાન સુર ઇમ કહેંએ, નહિ કોઈ શ્રેય જોડ ન. ૨૨
દેવ મનુષ્ય તિર્યંચનાએ, ઉપસર્ગ સહ્યા પ્રભુ આપ, ન.
છદ્મસ્તા વર્ષ સહુઆની, પાલી ટાલ્યા સંતાપ ન. ૨૩
ત્રીજે કલ્યાણક વંદીયે તેરમી ઢાલ રસાલ, ન.
સંઘવી વાંદે પ્રેમસ્યુંએ, હોજો મંગલ માલ ન. ૨૪

દુહા

તપ જપ સંયમ આપ કરી, નિરમલ કીધી દેંહ,
આપ બલેં પ્રભૂ જીતીયા કર્મઘાતીયાં જેહ. ૧
અપ્રતિબધ વાયુ પરેં, ભારંડ જેમ અપ્રમત્ત,
ગંગાજલ જિમ નિરમલા પ્રભૂના સરસ ચરિત્ર. ૨
ગાંમ નગરપુર વિચારતા, વન ઉપવન બહુ એક,
તપ અગનેં પ્રભૂ જવાલીયા, ઇંધન કર્મની એક, ૩
ફાગણ વદ એકાદશી, ધ્યાવત શુકલ ધ્યાંન,
ઉત્તરાષાઢા ઉપનો, પ્રભૂને કેવલ જ્ઞાન. ૪
આસન કંપ્યો ઇંદ્રનો, આવેં સુર મિલીકોડિ,
ચોસઠ ઇંદ્ર ભાવેં અધિક, પ્રણમેં બેકર જોડિ. ૫

ઢાલ ૧૪મી

જીરે માંરે જાગ્યો કુંમર તામ,
તવ દેખે દોલત મિલીજી—એ દેશી;
જીરે માંહરે ઉપનો કેવલ નાંણ,
ચઉવીહ સુર આવી મિલ્યાજીરેજી,

મૃત ઉપદ્રવ સોચ,

દુઃખ દોહગ દુરે ટલ્યાંજીરેજી-૧

જીરે સમવસરણ સુખકાર,

દેવ રચેંતિ હાં દીપતોજીરેજી,

સ્વર્ગ ભુવન અણુહાર,

કુમતિ કદાગ્રહ જિપતોજીરેજી-૨

જીરે રૂપ સોવન જાણી હોય,

ગઢ ત્રણ્યેં સોહં કરૂ. જી

ઉંચો અતિ અસમાંન,

ઇંદ્ર ધ્વજ સોહં વરૂ. જી-૩

જીરે અસોક વૃક્ષ ઉત્તંગ,

પ્રભૂ ઉપર અવિચલ વરૂ, જી૦

જીરે જાંનૂ પ્રમાણ કુલ,

સૂર વર્ષાવે સોહં કરૂ. જી-૪

જીરે વાજે દુંદુભી નાદ;

કોડ ગમે વાજા ભલાજી૦

સમવસરણ મઝાર,

પ્રભુજી વિરાજે ગુણ નીલા. જી-૫

જીરેભામંડલ રવિતેંજ,

દ્વાદશ સૂર સમો કહ્યો, જી૦

દુરિત તિમિર મિથ્યાત્વ,

નાસી તે દૂરે ગયો, જી-૬

જીરે ત્રિણય છત્ર સોહંત,
બાર જોડે ચામર ઢલે જી૦
જીરે દેવજીવની પુરંત,
સાંભલી કરમ દૂરં ટલે જી-૭
જીરે ચોત્રીસ અતીસય જુત,
પાંત્રીસ ગુણવાંણી તણાં જી૦
જીરે સાંભલતાં ભવિલોક,
જિન મુખથી હરખ્યું ઘણા જી-૮
જીરે વન પાલક તિહા જાય,
વિનતા નગરી વધામણી, જી૦
જીરે ભરત ચક્રી ભુપાલ,
ભવિજન હરખ્યા તે સુણી જી-૯
જીરે દીધો લાખ પસાય,
તે સુણી મનડે હરખીયાજી૦
જીરે રોમરોમ ઉલસંત,
વરખા અમૃત ચાખીયા જી-૧૦
જીરે પરવરીયા રૂદ્ધ પુર,
ગજ ખાંધે માતા ચઢી જી૦
પાછે ભરત ભુપાળ,
અંબાડી અંબર અડીજી-૧૧
જીરે બીજા પિણ ભવિ લોક,
જિન વંદનના વાસિયા જી૦

જીરે વાજીત્રની સુણી ઘોષ,
માત તણું મન ભાવિયા જી-૧૨
જીરે સહસ્ત્ર વરસ કરી સોચ,
મોહે ચક્ષુ છાયાવલી, જી૦
જીરે દેખી ત્રિધડા તેજ,
હરખ આંસુંઇ તેટલી. જી-૧૩
જીરે અહો અહો એવો દુઃખ,
ફોગટ મેં કીધો સહી, જી૦
જીરે એતો અખય સુખ ધામ,
કાગલ મુજ દીધો નહિ જી-૧૪
જીરે કહેના સુત સંયોગ,
સકલ વિશ્વ એકારેસો, જી૦
જીરે ફોગટ કરવો નેહ,
માહે કરમ મહિ ભારિમો. જી-૧૫
જીરે આવ્યો અનિત ભાવ,
અંતગડ હુઆ કેવલી, જી૦
જીરે સકલ કરમનો બંધ,
તોડી જયોતિમાંહી મિલી. જી-૧૬
જીરે જનની જણે તો પુત્ર,
ઋષભ જિણેસર જેહવો, જી૦
જીરે સહસ વરસ સહી દુઃખ,
આપ્યો કેવલ તેહવો જી-૧૭

જીરે માતા પિણુ જગ માંહે,
મરૂદેવી સમ તે ખરી, જી૦
જીરે જોઉં પ્રથમ સુખ જાય,
રૂષભેં મુગતિ રમણુ વરી. જી-૧૮
જીરે સકલ નિવારી સોક,
ભરત નૃપત વાંદે સહિ. જી૦
જીરે પ્રભુનું દેખી મુખ,
હરખેં હિઅડે ગહ ગહી. જી-૧૯
જીરે જોગ્ય સ્થાનક બેસંત,
પ્રભુજી ભાંખે દેસના, જી૦
જીરે સાંભલેં પરખદા તેહ,
નાસેં કરમ કલેસના. જી-૨૦
જીરે છાંડો મોહ વિકાર,
મોહ સહુ દુઃખ દાયકુ, જી૦
જીરે ત્રિણ્ય તત્ત્ જગમાંહે,
અખય સુખ સહાયકુ. જી-૨૧
જીરે પુંડરીક આદેં જેહ,
વાંણી સૂણી પ્રતિ બૂજ્યા. જી૦
જીરે થાપ્યા ગણુધર તેહ;
ચોરાસી ભવિ પૂજ્યા. જી-૨૨
જીરે સ્વદીક્ષિત કેવલી સાધુ,
સહસ ચોરાસી જિનતણુા, જી૦

જીરે નિત નિત વાંદું તેહ,
મુજ મન હરખ હિયડે ઘણું જી—૨૩
જીરે બ્રહ્મી પ્રમુખ ત્રિણ્ય લાખ,
સાધવી જિનજીની કહી, જી૦
જીરે પાલી ચારિત્ર શુદ્ધ,
સિવ સંપદ પાંમી સહી, જી—૨૪
જીરે શ્રેયંસ પ્રમુખ ત્રિણ્ય લાખ,
પાંચ સહસ્ર વલી ભાખીયા, જી૦
જીરે સમણોપાસક સુદ્ધ,
શ્રાવક પ્રભુના દાખીયા. જી—૨૫
જીરે સુભદ્રા પ્રમુખ પાંચ લાખ,
ચોપન સહસ્ર ઉપર સહી, જી૦
જીરે ત્રિણ્ય તત્વની જાણ,
એહવી શુદ્ધ શ્રાવિકા કહી. જી—૨૬
જીરે થાપ્યો ચઉવિહ સંઘ,
વિચર્યા પ્રભુ અવનીતલે, જી૦
જીરે સુરપતિ ભરત ભૂપાલ,
વાંદિ નિજ થાંનિક વલે. જી—૨૭
જીરે પૂરવ નિવાંણું વાર,
શેત્રુંજે સિખર સમોસર્યા, જી૦
જીરે પુંડરીક આદે સાધ,
ઈણ ગિરિસિવરમણી વર્યા. જી—૨૮

જીરે કેવલ કલ્યાણક એહ,
વાંદે સંઘવી સોહું કરૂ, જી૦
જીરે ઉછવ કર્યો સિદ્ધ ક્ષેત્ર,
પ્રતિષ્ટા સમઈ સુખ કરૂ. જી-૨૯
જીરે ચોહગી ઢાલેં એહ,
ગુણ ગાયા પ્રભુજી તણા. જી૦
જીરે રિષભ કહે ભવિ લોક,
પ્રેમચંદે નવી રાખી મણા. જી-૩૦

દુહા

કુંઅર પદે પ્રભૂ ભોગવ્યા, વીસ લાખ પુર વર્ષ,
ત્રેસઠ લાખ પૂરવ લગે, રાજય કર્યો મન હર્ષ. ૧
છદ્મસ્થા એક સહસની, સહસ ઉણા એક પૂર્વ,
જિન પદવી ઇમ ભોગવી ચતુરસિતી લખ પૂર્વ ૨
અષ્ટાપદ જિનની ચઢયા, દસ સહસની સાથ,
માસ એક સંલેખણા, આપ કરી જગનાથ. ૩
મહા વદિ તેરસ દિને, છેદી કરસ અઘાત,
સુક્લ ધ્યાંન પ્રભૂ ધ્યાવતાં, પોહતા સિવ જગતાત. ૪
ચોસઠ હરી આવી મીલ્યા, કરે અંગનિ સંસ્કાર,
ઓછવ મોછવ અભિનવ, સાચવે જિન આચાર. ૫
ભરત ચક્રવતી તિહાં કર્યા, સિંહ નિષિદ્યા નામ,
ઉત્તમ પ્રાસાદ અભિનવો, કરી પોહતા નિજ ઠાંમ. ૬

## ઢાલ ૧૫ મી

### શ્રીસીમંધરજિણેસર ગાઉં રંગસ્યું એ—દેશી.

સિદ્ધ સ્વરૂપી વંદો ભવિજનાં, જેહનાં સિદ્ધ છે નામ, સોહંકર,
આદિ આછે પણ અંત નહિં કહ્યા, એહવો અવિચલ ઠાંમ સો.
સિદ્ધ સ્વરૂપી વંદો ભવિજનાં. ૧

લાંબી પોહલી છે સમસારિખી, પણ ચાલીસ જોયણ લાખ. સો.
આઠ જોયણ જાડી મધ્યદેસ છે, જગ ગુરૂ ગ્રંથમેં ભાખ સો.સિ.૨
આણી પાંખ સમી છેહડેં કહી, ઉજ્જવલ વર્તુલાકાર, સો.
સ્ફટિક રત્ન સમી પ્રભા કહી, સિધસિલા સુવિચાર. સો. સિ. ૩
એક ગાઉનો છઠ્ઠો ભાગ જે, જોયણ ભાગ ચોવીસ, સો,
એહવો સ્તાંનક સિદ્ધિ સ્વરૂપનો, ઉપનાં શ્રીજગદીસ સો. સિ. ૪
જનમજરા મરણાદિક તિહાં નહીં, નહિં કોઈ રોગને સોગ. સો.
કરમ ઉપાધિ તિહાં દીસે નહિં, નહિં કોઈ વસ્તુનો ભોગ સો.સિ.૫
પુન્યને પાપ જિહાં દીસે નહીં, નહિં કોઈ કરમનો બંધ સો.
ઈચ્છા વંછા કોઈ ન વસ્તુની, નહિં કોપ કાર્યનો દંધ સો. સિ. ૬
અકલ સ્વરૂપી તું અનંત ગુણી, નહિં તુજ રૂપને રંગ, સો.
પુરણ બ્રહ્મ નમો પુરષોત્તમા, તોડયો જગતનો સંગ સો. સિ. ૭
જયોતિસ્યું જયોતિ સદા મિલી રહી, જાંણીઇ તેજ સ્વરૂપ, સો.
એહવા સુદ્ધ સ્વરૂપને ધ્યાવતાં, પાર લહે ભવકૂપ સો. સિ. ૮
સિદ્ધ સ્વરૂપી સાહિબ જગધણી, આદીશ્વર અરીહંત, સો.
એહ ભવ પરભવ સરણો તાહરો, ભયભંજણ ભગવંત સો. સિ. ૯

તે જગદીસ્વર જગના તાતનો, બિંબ રચ્યો સુખકાર, સો.
સિદ્ધગિર ઉપરિઅતી હે અભીનવો, સંઘવી પ્રેમચંદેસાર
સો. સિ. ૧૦
પ્રતિષ્ટા સમયે પંચ કલ્યાંણુક, આગમ રીત રસાલ, સો.
શ્રીગચ્છ નાયક કેરી અનુમતે, ઓચ્છવ કરી સુવિસાલ સો. સિ.૧૧
એહ ઓચ્છવ જિણું નયણું નિરખીયો ધનધન તસુ અવતાર સો.
નરગ તિર્યંચની ગત દૂરે કરે, પાંમે ભવનોરે પાર. સો. સિ. ૧૨
ઉત્તમ કરણી એ શ્રાવક તણી, કર્યો પ્રાસાદ ઉત્તંગ, સો.
જુગતે જિમ મંદિર ઓચ્છવ કરે, નરનારી મનરંગ સો. સિ.૧૩
લવજી સુત સંઘવી પ્રેમચંદની, બેંહન ભલી સુખકાર, સો.
તેજ કુઅર નિજ આઉ પૂરો કરી. પાંમી સુર અવતાર, સો. સિ.૧૪
ધ્યાન રહ્યો એક શ્રી સંખેસ્વરે, તેહની સેવક થાય. સો.
શ્રી સંખેસ્વર સંઘ કઢાવીયો, ત્રીસા વર્ષ સુખદાય. સો. સિ. ૧૫
હરખે મન ઉત્તમ કારિજ કીયા, તેજ કુંમર સુરનાંમ, સો.
સંઘ સમય તે બહુ સાંનિધ્ય કરી, બંધવ રાખ્યોરે નાંમ સો. સિ.૧૬
પંચ કલ્યાંણુક મોહોછવ મોટકો, કીધાં મંગળ એહ, સો.
ઈત ઉપદ્રવ સવી દુરે ગયા, સકલ મંગલ ગુણ ગેહ. સો. સિ. ૧૭
ઉત્તમ કરણીયે સવી કારિજ કરી, અંજન સિલાકારે સુદ્ધ. સો.
કીધી શ્રીવિજેજિણુંદસૂરીસ્વરે, ગચ્છનાયક બહુ બુદ્ધિ સો. સિ૧૮
દાલ કહી સુખદાયક પનરમી, સુણતાં મંગલ માલ, સો.
રુપસાગર કહે જિન ભગતે શુણ્યું, તસ ઘર ચંગ રસાલ.
સો. સિ. ૧૯

ઇતિ પંચ કલ્યાણુક વર્ણન

दुहा

મુહુરત દિન મોટેં મનેં, સંઘ સકલ ગુણ ગેહ,
સૂરીશ્વર સાથેં સરવ, ચઢીયા ધરી સનેંહ. ૧
સ્નાત્ર મહોછવ સાચવેં, વાજેં વિવધ વાજિત્ર,
ગુણ ગાવે ગિરિરાજના, થાઇં જનમ પવિત્ર. ૨
લાખાં લોક મિલ્યા જિહાં, વડવ્યવહારી સાહ,
ઇંદ્ર રૂપ ઓપેં અધિક, વાહ વાહજી વાહ. ૩

ઢાલ ૧૯મી શ્રીરે સુપાસજી રાય—દેશી.

પ્રતિષ્ટા દિન સુખકાર, મિલીયો સંઘ અપાર,
આજ હો દેખી રે સુવિ સેખી, મનડું ગહગહેજી. ૧
શ્રી વિજેં જિણંદ સૂરીસ, ઇંદ્ર રૂપ હુઆ ઇસ,
આજ હો મંત્રેં રે સુભ જંત્રેં, વાસ સોહામણોજી. ૨
અંજન સિલાકા કિદ્ધ, ડંકા જસના દિદ્ધ,
આજ હો વારૂ રે સુખકારૂ વાસ કર્યો ભલોજી. ૩
વરત્યાં જય જયકાર, ઉપનો હરખ અપાર,
આજ હોં નિરખેંરે મન હરખેં, સંઘવી ગુણ નીલોજી. ૪
પ્રભુને પુંખ્યાપૂર, વીજી વહુ સસનૂર,
આજ હો ઓપેરે ગુણજીપેં ઇંદ્રાણી સમીજી. ૫
હરખ્યા શ્રી ભરતાર, સફલ કર્યો અવતાર,
આજ હો દીધારે બહુ દાન નહિ કાંઇ કમીજી. ૬
ઓધલસા ઘરનાર, વધાવેં સુવિચાર,
આજ હો દેખીરે મન હરખેં, સેઠ સુરત તણોજી. ૭

અહુ પુંજ્યા જગનાથ, જે છે સિવનો સાથ,
આજ હો ઓછવરે બહુ કીધા મન આનંદ ઘણોરે. ૮
બિંબ પ્રવેશ વિચાર પાંચમને બુધવાર
આજ હો બેઠારે પ્રભુ પાઠે, દુઃખ દોહગ ટલ્યારે. ૯
વાજત્રનો નાંહ પાર, મિલીયા બહુ નરનાર,
આજ હો સંઘવીરે પ્રેમચંદના મન વંછિત ફલ્યાજી ૧૦
કલશ ધ્વજા સોહંત, ભવિજન મન મોહંત,
આજ હો સોહેરે મન મોહેં માનવ સુર તણાજી. ૧૧
કીધો ઉત્તમ કામ, સરવતો ભદ્ર એહ નાંમ,
આજ હો કીધોરે પ્રાસાંદનો નવી રાખી મણાજી. ૧૨
કેસર ચંદન બરાસ, બેલી બહુય સુવાસ
આજ હો અંગીરે સુચંગી, પ્રભુ અંગે રચેંરે. ૧૩
દેઇ સમકિતિ નાર, લહાવા વાત્રનો પાર,
આજ હો જાણેરે જિન આગલેં ઇંદ્રાણી નચેંજી. ૧૪
ઇણ પરેં શ્રાવક નાંમ કીધાં ઉત્તમ કામ,
આજ હો જેહનેરે પુન્યાઇ પરિઘલ વિત્તનીરે. ૧૫
એહવી સોલમી ઢાલ, સુણતાં રંગ રસાલ,
આજ હો ભાખીરે મન રાખી થિરતા ચિત્તનીજી. ૧૬

દુહા

દ્રવ્યભાવ સ્તવના સખર, સૂરિ સહિત સસનેહ,
પ્રભુ આગેં પોતે કરે, જુગતેં સ્તવના જેહ. ૧

અનંત ગુણેં ભરીયો અચલ, ચારિત્ર નાંણ સંપન્ન,
દર્શન તુજ અનંતમયિ, નાયક તું નિષ્પન્ન. ૨
તુજ ચરણાંબુજ સેવતાં, કુણ ન લહેં ભવ પાર,
ચઉગતિ ફેરો મેટણો, તુજ સમ નહિં સંસાર. ૩
અતિ હરખિત ઓછવ અધિક, વાંદ્યા પ્રથમજિણંદ,
આપ ઉતારે આવીયા, મોટા સૂરિમુણિંદ. ૪
સંઘવી પિણ ડેરેસહો, આયા નિજ નિજ ઠાંમ,
વિધસ્યું વોહરાવા ભણી, તેડણુંપતીતાંમ ૫
ઢાલ ૧૭ મી ઝાંઝરીયામુનિવર ઝાંઝર ઝમકે પાય એ–દેશી
તેડ સંઘવી તિહાં કિણેંજી તીન સૂરીશ્વર તાંમ,
વોહરાવા વિધ સાચવેંજી, જુગતેં પૂરેં હાંમ,
ગુણવંતા ગુરૂજી, આજભલો સુવિહાંણ;
આજ ભલી જાગી દિસાજી, પ્રગટયાકોડ કલ્યાણ,
ગુણવંતા૦ ૧
પાઠક પદવી પાલતોજી, ટાલતો દોષનેં દૂર,
પાંચસેં સત્તાવીસ સાધુમાંજી, સોભે ભલોરે સનૂર ગુ૦ ૨
નવાંગે કરી પૂજણોજી, સાલ ઓઢાવેં દોય,
એકેક બીજા પૂજનેજી, ઉવઝાયનેં પિણ હોય. ગુ૦ ૩
બાકી સાધુ સમસ્તનેંજી, પૂજેં રૂપ ઇયો હાથ,
વોહરાવા બહુમોદિકાજી, પોહુતા થાંનિક સાથ. ગુ૦ ૪
સંઘ સહુનેં નુંતર્યાજી, જિમવા કેરે કાજ,
અમદાવાદ સૂરત પાટણ તણાજી, આવ્યા વધતે સાજ ગુ૦ ૫

કપ્પડવાંજુ ખાંભાયતીજી, પાંલણપુર સુખકાર,
કાકરેચી મારૂ આડનાજી, સંઘ મિલ્યા સુવિચાર   ગુ૦ ૬
ઓરંગાબાદને આગરેજી, બરહાનપુર ગુણગેહ,
હિંદ્રા બાદી આવીયાજી, નિપટ ધરીને નેહ   ગુ૦ ૭
ભાવનગર ભરૂઅચ ભલોજી, ગોઘા અતિ ગુણ ગેહ,
નવાનગર કંઠાલનાજી, સંઘ મિલ્યા સસનેહ.   ગુ૦ ૮
દભોઇ વડોદરેજી, પિટલાદ મિયાંગામ,
જંબૂસર કાવલો તણાજી ઝાલાવાડ ગુણ ધામ   ગુ૦ ૯
બાવન ગાંમના સંઘનેજી જિમાડયા ભરપુર,
ફોફલપાંન સોહામણાજી, આપે અધિક સનુર   ગુ૦ ૧૦
નિત નિત સાધુ સંતોષતાજી. કરી સુખડી બહુ ભાંત,
અન્ય ગાંમના સંઘવીજી, પૂરે નિજમન ખાંત.   ગુ૦ ૧૧
કેઈક તો લેહણી કરેજી, કેઇક દે બહુ દાંન,
સાધુ સુપાત્ર સંતોષતાજી, મહિય વધારે માંન.   ગુ૦ ૧૨
મિઠાચંદ લાધા કરેજી, સંઘ ભગત ગુણ ગેહ,
પૈહરામણુ કરી પુજનેજી, જીવદયા ગુણ જેહ   ગુ૦ ૧૩
કોયક દુષ્ટ સુરે તિહાંજી, વર્ષા કીધો ભુર,
ઝબઝબ ઝબકે વીજલીજી, પ્રબલ વહે જલપૂર   ગુ૦ ૧૪
તે દેખી સંઘવી કહેજી, સદ્ગુરૂ એ કિમ થાય,
કોયક કરો ચિંત ધ્યાવનાજી, જિમ એ વૃષ્ટિ વિલાય. ગુ૦ ૧૫
સૂરિ કહે સુણ સંઘવીજી, ચિંતા મત કરો કોય,
આજ પ્રહર નિસા સમેજી, હોસ્યે વિલય તું જોય ગુ૦ ૧૬

એહવે ઘન ઉપદ્રવ મિટયોજી, હરખ્યો સહૂ મન સંઘ,
અહો મહિમા જિન ધર્મનોજી, ગુણ નિધી જલ જિમ ગંગ ૧૭
સામી વછલ કરે સૂરતીજી, સંઘ માંહિ ગુણ ગેહ,
ઈસ અનેક ઓછવ કરેજી, નિત નિત નવલે નેહ. ગુ૦ ૧૮
સેઠ ભલો સૂરત તણોજી, લખમીદાસ તસનાંમ,
સંઘ માંહિ તે સોભતોજી, કરતો ઉત્તમ કાંમ. ગુ૦ ૧૯
ઢાલ ભાણી એ સત્તરમીજી, કરતાં જિન ગુણ ગ્રામ,
ઈંદ્ર માલ દિન આવીયોજી, ઓછવ હુઓ અભિરાંમ ગુ૦ ૨૦

દુહા.

માલ મહોછવ આવીયો, સંઘવી મન હરખાય;
પ્રાત સમેં ગુરૂજી સહિત, જિન વંદણને જાય. ૧
આહ વદ પાંચિમ દિવસ, સંઘ મિલ્યો સસનેહ,
રથ યાત્રા ફરી રચૈ નિરખે જિન ગુણ ગેહ. ૨
પ્રેમચંદ સંઘવી પ્રથમ, પહેરે માલ પડુર,
હેમચંદ જયચંદને નિત નિત ચઢતે નૂર. ૩
બોધ સલાહ તેણું સમેં, માલ પેંહરે મન ખંત,
ઈંદ્રરૂપ બણીયા અવસ, સોભા સખર સોહંત. ૪
વીજીવહુ સંઘ વિણુવલી, ઈંદ્રાણી હુઈ આપ,
ગુલાબ વહુ સહીયાં સરવ, ટાલ્યા ભવનાં પાપ. ૫

**ઢાલ-૧૮મી ઢાલ મોતીડાની**

**સાહીબા મોતીયડો હમારો-એ દેશી.**

માલ પહેરે ઉભો ગુરૂ આગે, વરી ખેપ કીયો વડભાગે.

સાહિબા આદીશ્વર દેવા, મોહનાં આદિશ્વર દેવા ૧
તવ પ્રભુજીને પાયેલાગે, ચૈત્યવંદન કીધો મનરાગે. સા. મો.
અકલસ્વરૂપી દેવઅનૂપ,
પદ પ્રણમેં સુરનરવર ભૂપ સા૦ મો૦
પ્રભુપદ સેવે સુરનર કોડી,
રાતદિવસ ઉભા કરજોડી સા૦ મો૦ ૨
હું પિણ ચઉગતિ ભમતો આવ્યો,
પ્રભુમુદ્રા દેખી સુખ પાવ્યો સા૦ મો૦
પ્રભુમુખ દેખી મનડો હરખ્યો;
સાચો સિદ્ધ વધુ વર પરખ્યો સા૦ મો૦ ૩
તુજ સેવા કરેજે જગનાથ,
તેણેરે લીધો સિવસુખ હાથ સા૦ મો૦
એહભવ પરભવ તુજ પદ સેવા,
દેજ્યો ફલ આદીશ્વર દેવા સા૦ મો૦ ૪
એમસ્તવી ઉઠયા વડભાગેં,
પાલીતાંણે આવ્યા મન રાગે સા૦ મો૦
વાંધા દેહરે જઇ જગનાથ,
પૂજયા પ્રભુને સર્વે સાથ સા૦ મો૦ ૫
તે દિન સાહમી વછલ કીધો,
મણુઅ જનમનો લાહો લીધો સા૦ મો૦
સૂરીસ્વરને વલી વોહરાવે,
મનસુધે વલી ભાવના ભાવે સા૦ મો૦ ૬

બીજે દિપર દિખ્યણા દીધી,
ઉલખાઝોલ દેખી સુખ સીધી સા૦ મો૦
ચેલણા તલાઈ ને સિદ્ધ સિલાવારૂ,
આદિપુરે આવે સુવિચારૂ. સા૦ મો૦ ૭
ગિરિ ફરસિને ઉતારે આવ્યા,
સંઘ જિમાડી બહુ સુખ પાવ્યા, સા૦ મો૦
સેત્રુંજી નદી નાહિને આયા,
સંઘ તણા મન થયા રૈ. સા૦ મો૦ ૮
સાધૂ લાંહણી સૂરીશ્વર કીધ,
દોય રૂપીયા પ્રત્યેકે દીધ, સા૦ મો૦
ઇમ અનેક કર્યાં સુભ કાંમ,
પ્રેમચંદ રાખ્યો જગનાંમ. સા૦ મો૦ ૯
ઈક રૂકમ સાગર શ્રીપુજે,
ઉવઝાય પિણ આખ્યો મન રિઝે સા૦ મો૦
પનર લાંહણી સાધુમાં થાય;
ખાંડ લાડૂ સાકર સુખદાય. સા૦ મો૦ ૧૦
સકલ સંઘ સુરતો વારૂ,
શ્રીજીને આવ્યો વાંદવા સારૂ, સા૦ મો૦
વાંદીને વીનવે કરજોડ,
સ્વાંમી પૂરો અમ મન કોડ, સા૦ મો૦ ૧૧
સૂરત મંડણ સમ જુહારો,
સંઘતણી વિનતી અવધારો, સા૦ મો૦

ગુરૂ આયાં વડ ભાગેજ થાસી,
હરખ્યો સંઘ સહુ સુરતવાસી. સા૦ મો૦ ૧૨
શ્રીજી માંની વીનતી સોઇ,
સઘ થકી નહિં અધિક કોઇ, સા૦ મો૦
એહવયણ સુણી સંઘવી હરખ્યો,
જાંણે વર્ષા અમૃત વરખ્યો. સા૦ મો૦ ૧૩
ત્યાગ ભાગ દીધા બહુ દાંન,
તે તો ગણુતાં નાવે આંન, સા૦ મો૦
ઈમ વજડાવી જસના ડંકા,
ડેરા બાહિર કીધ નિસંકા સા૦ મો૦ ૧૪
કેસરીસિંઘ લાધા કહે એમ,
છે ગુરૂ જિન સ્થાપન મુજ પ્રેમ, સા૦ મો૦
તે પ્રતિમાંને પ્રતિષ્ટા કાજે,
ત્યાં વાચક રાખ્યા ગચ્છરાજે સા૦ મો૦ ૧૫
વેહલ સુખાસન રથ સજોડા,
ચાલ્યા સંઘવી સજીય સઘોડા. સા૦ મો૦
રથ યાત્રા પિણ સાથે રાખી,
અષ્ટા દસમી ઢાલ એ ભાખી સા૦ મો૦ ૧૬

દુહા.

ચટ ચાલ્યો ચતુરંગ સંઘ, પાલીતાંણા હુંત,
સીહોર પંથ હુવે સહુ, ભાવનગર આવંત. ૧

ભેટ્યા શ્રીરિસહેસજી, પ્રથમ જિણેસર દેવ,
સતર ભેદ પૂજા રચી, સારે સુરનર સેવ. ૨
નવખંડા ગોઘે નિરખ, જુગતેં કીધી જાત્ર,
સંઘ ગુરૂ સાથે સકલ, નાયક નિરમલ ગાત્ર, ૩
ફિર પાછા આવ્યા સહૂ, ભાવનગર સુવિહાંણ,
કેઈક વાંહણ સંચર્યા, સૂરત દિસા પ્રયાણ. ૪
સંઘપતિ સૂરીસ્વર સરવ, ખંભ નયરની વાટ,
વોલાવા સાથે બહુ, અધિક વહેં હય થાટ. ૫

## ઢાલ ૧૯ મી

### રાંણપુરો રળીયાંમણોરે લોલ—એ દેશી.

ચાલે સંઘ સોહાંમણોરે લાલ,
ભાવનગરથી તાંમરે ચતુરનર,
મારગ હિંડે મલપતારે લાલ,
આવ્યા વરતેજ ગાંમરે ચતુરનર ચા૦ ૧
અમદાવાદી ઉપડ્યોરે લાલ,
પરદેસી સવિ સંઘરે, ચ૦
તેહનેં વોલાવી સંઘવીરે લાલ,
આવ્યા ધરીય ઉમંગરે. ચ૦ ચા૦ ૨
વરતેજ ગાંમથી સંચર્યારે લાલ,
મનમેં હરખ ન માયરે, ચ૦
પિપલી હોયનેં પાધરારે લાલ,
આગેં આરેં આયરે, ચ૦ ચા૦ ૩

અવલતરેસ્યું ઉતર્યારે લાલ.
સાબરમતી સુવીસેસ, ચ૦
એમ ખંભાયત આવીયારે લાલ,
ઓચ્છવ થાય અસેસરે. ચ૦ ચા૦ ૪
રથ ઘોડાને પાલખીરે લાલ,
સિણગાર્યાં નરનારરે, ચ૦
વિવિધ વાજિત્ર વજાડતારે લાલ,
સાંમેતો સુવિચારરે. ચ૦ ચા૦ ૫
સંઘ સકલ ખંભનગરનોરે લાલ,
સાચવે ભગતિ ઉદારરે, ચ૦
લાંખા લોક મિલ્યા જિહારે લાલ,
નિરખે નરને નારરે. ચ૦ ચા૦ ૬
આડંબરસું આવીયારે લાલ,
સાસન અધિક ઉધોતરે, ચ૦
જુગતે પાસ જુહારીયારે લાલ,
થંભણપૂર બહુયોતરે. ચ૦ ચા૦ ૭
ફાગુણ ચૌમાસું ઉતર્યોરે લાલ.
વાંધા સઘલા ચૈત્યરે, ચ૦
છિંનુ દેહરા સોભતારે લાલ,
તે પ્રણમું નિત નિતરે. ચ૦ ચા૦ ૮
સત્તર ભેદી પૂજા સદારે લાલ,
ધ્યાઇપ્રભુનો ધ્યાનરે, ચ૦

ડંડા રસ લેવે સુદારે લાલ,
ગાવે ગંધર્વ ગ્યાંનરે. ચ૦ ચા૦ ૯
સાહમી વછલ થયા સામટારે લાલ,
પાર નહિ પક્વાંનરે, ચ૦
સંઘ ભગતિ ખંભનયરમાં રે લાલ,
સાચવે વધ તે વાંનરે ચ૦ ચા૦ ૧૦
સંઘતિહાંથી ચાલીયોરે લાલ,
શ્રીજી રહ્યા ત્યાં વાસરે ચ૦
પ્રભાતે આવી વીનતીરે લાલ,
પિટલાદ કીધ પ્રવાસરે ચ૦ ચા૦ ૧૧
સંઘ ગયો જંબૂસરેરે લાલ,
વાંદ્યા કાવીના દેવરે, ચ૦
ગંધારની જાત્રા કરીરે લાલ,
સત્તર ભેદ કરી સેવરે, ચ૦ ચા૦ ૧૨
ભરૂઅચ આવ્યા ભાવથી રે લાલ,
મુનિસુવ્રત ભેટી ચંગરે ચ૦
પૂજી અરજી પ્રેમસું રે લાલ,
રાખ્યો અવિહડરંગ રે. ચ૦ ચા૦ ૧૩
અંકલેસર જઈ ઉતર્યા રે લાલ,
સંઘવી હરખિત થાયરે, ચ૦
વધાંમણી સુરત હોઇ રે લાલ,
સાહમહીયા સુભ થાયરે ચ૦ ચા૦ ૧૪

વાજિત્ર વિવિધ વજાવતા રે લાલ,
ગાવંતા ગીત રસાલ રે. ચ૦
સંઘવી રૂંઘ ઘર આવીયારે લાલ,
વરત્યા મંગલ માલરે. ચ૦ ચા૦ ૧૫
દાનમાંને સંતોષીયારે લાલ,
વિલસ્યો દ્રવ્ય વિખ્યાતરે, ચ૦
ધન ધન સંઘવી પ્રેમજીરે લાલ,
ઇલસેં હુઓ વિખ્યાતરે. ચ૦ ચા૦ ૧૬
ઢાલ ઓગણીસમી ચુંપસ્યું રે લાલ,
ભાખી મનની કોડરે ચ૦
જિનશાસન દીપાવીયો રે લાલ,
જુગતે ભાખી જોડરે ચ૦ ચા૦ ૧૭

## ઢાલ ૨૦ મી.

### શીઆલે એ'બલે' આવીયો–એ દેશી.

વરીયાવે પૂજ્ય પધારીયા
ધર્મનિસુણી છે સુરતનો સંઘ કે,
વહેલ ગાડી રથ જોતરી
આવી વંદેહ મનને ઉમંગકે
વાજ્યા છે રંગ વધામણા. ૧

કુસએ ગાંમ કતારમેં,
બાગ વાડી હે સોહે આરાંમકે,
સેઠની વાડી વિરાજ્યા,
સંઘ સાથેં હે સૂરતનો જામકે વા૦ ૨
વોહરાવણુ વિધ તિહાં કરી,
ભલેં ભાવેં હે પોખ્યા ગુરૂ પાત્રકે,
લખમીનો લાહો લીયો,
શ્રી જી રહ્યા એવાસો તિરાત્રકે. વા૦ ૩
બહુ પરિવારે પરવર્યાં,
માલંતા હે મહિયલ મુની રાયકે,
સૂરત સૈહરનેં પરિસરેં,
આવ્યા હો ગુરૂ વાડીમાંહિકે. વા૦ ૪
સાંમહીયા વિધ સાચવે,
ઘરઘરનાહેં વરઘોડા સાથકે,
લાખાં લોક મિલ્યાં જિહાં,
ઓછવથી હે બહુ ખરચે આથકે વા૦ ૫
વારૂ બણ્યા વિવહારીયા,
ઇંદ્રરૂપી સોહેં ભુપકેં,
વાહન વેહલ સુખાસિંકા,
સિણગાર્યાં હે સઘલા ઇસસ રૂપકે, વા૦ ૬

કેઇ ચઢયા અશ્વ પાલખી,
કેઈ આવે હે પાલા જન ભુરકે;
કેઇ કરે ગુરૂ વંદના,
સુરસરીખા હે સોહે તે સનૂરકે. વા૦ ૭
ઘરઘર ઓછવ અતી ઘણા,
વાજાવાજે હેલાખાં ગમે તાંમકે;
કોકિલ કંઠી કાંમની,
રથ બેંઠી હે ગાઇ છે જાંમકે વા૦ ૮
પગપગ દાનધેં રીઝતા,
જાચક જન હે ગાવે જસ વાટકે;
અધિક આડંબર આવીયા
ગુરૂ ઈરસણુ હે સાંમહીયા થાયકે. વા૦ ૯
સંઘ સકલ સંઘવી મિલી,
આવી વાંદ્યા હે શ્રીજીનાં પાયકે;
હિયડું હરખે હેજથી,
ગુણીજન હે ગુરૂના ગુણ ગાયકે વા૦ ૧૦
ઈંદ્રાણી સમ ઓપતી,
પુરંદરી હે દીપે અણ હારકે;
લલી લલી લેતી લુંછણાં,
ઇમનમતી હે ગોરી ભગતિ ઉદારકે વા૦ ૧૧

ઇમ આડંબર આવીયા,
સૂરત મંડણ હે ભેટયા શ્રીય પાસકે;
ધર્મનાથ પ્રભૂ ધ્યાવતાં,
ગોડીચાં હે પૂરે આસકે. વા૦ ૧૨
સાહિબશ્રી શંખેશ્વરો,
સૂરીશ્વર હે ભેટયા સહુ સાથકે;
આદી તખત વિરાજતા,
ગુરૂ ગિરૂઓ હે મુનીવરનો નાથકે વા૦ ૧૩
શ્રી ખુસાલ વિજય વાચક વરૂ,
બહુ બુદ્ધિનો હે સોહે ગુણ ધાંમકે;
શ્રીજી પાસેં સોભતો,
દીપંતો હે પડ પાટીયે તાંમકે વા૦ ૧૪
સહુ ગીતારથ સોભતા,
સોભાગી હેં પરિકર ગુણ ધાંકેમ;
કેઇ પંડિત કેઈ ગુણી,
વ્રતધારી હેં કરે ધર્મનો કાંમ કે વા૦ ૧૫
ગુંહલી કરે ગુરૂ આગલેં,
વધાવેં હે ભરી મોતીયેં થાલકે;
પૂજણાં સહુ સંઘે કર્યાં,
સુહાગિણ હે ગાંય ગીત રસાલકે. વા૦ ૧૬

ધરમી પદેસ દીધો ધુરે,
ગુરૂવાંદ્યા હે ઉઠયો સહુ સંઘકે;
શ્રીફલ સહુને આપીયા,
પરભાવના હે કીધી મનરંગ કે વાં૦ ૧૭
વોહરાવણ બહુ વિધ કરી,
ઓઢાવે હે કપડાદિ અનેક કે;
સાધુ સકલ પહેરાંમણી,
વિધ સાચવે હે મન અધિક વિવેક કે વા૦ ૧૮
કેઇ દુસાલા સાવટું,
ચીણાઇ બહુ ડોરીયા ભાતકે;
પાત્ર પોષે પકવાંનથી,
ખરચંતાં હે ધરી મનને ખાંતિકે વા૦ ૧૯
નિત નિત નવલી જાતરા,
કરંતા હે પૂરે મન કોડ કે;
જુગતે દેવ જુહારતાં,
સૂરતની હે નાવે કો જોડ કે વા૦ ૨૦
એહવી વીસમી ઢાલમેં,
ગાવંતા હે નાઠાં સવી દુઃખકે,
સહુએ તીરથ સેવતાં,
સિધ સંપતિ પાંમે ઘણુ સુખકે વા૦ ૨૧

## દુહા.

ઓછવ કીધા અતી ઘણા, કેહતાં નાવે પાર,
ઈંદ્રપુરી સમ ઓપતો, એહ સુરત સુખકાર. ૧
ગુણ અનંત તીરથતણાં, કેતા કહું ઈક જીહ,
સુરગુરૂ પાર ન પાવહી, સ્તવે જો રાતનેંદી. ૨
પાંમી લખમી અતિ ઘણી, ખરચે શેત્રુંજે જાય,
કાઢે સંઘ સોહાંમણા, તસ ઘર દોલતિ થાય. ૩
સંઘપતી તિલક કઢાવીઓ, નવખંડ રાખ્યો નાંમ,
એહ ભવ પરભવ સાધીયો, કીધાં ઉત્તમ કાંમ. ૪
પ્રગટયા પુણ્ય પ્રભાવજે, ઉદયો પુણ્ય અંકુર,
આદીશ્વર અવિલોકતાં, નિત નિત ચઢતે નૂર. ૫

## ઢાલ ૧૨ મી ધન્યાસી

મેંતો વીર જિણેંસર ધ્યાયા ઈણ પરે તીરથના ગુણ ગાયા,
અનુભવ પુરણ પાયા, ધન ધન શ્રી મરૂદેવી માયા.
જિણે જગદીશ્વર જાયારે મેં સંઘ તણા ગુણ ગાયા. ૧
નાભી નરેશ્વર કુલ અલવેસર, આદિકરણ અરીહંતા,
સુરનર કોડ સેવા તુજ સારે, ભય ભંજણ ભગવંતારે.
મેં શેત્રુંજાના ગુણ ગાયા. ૨

ધન ધન કુલ શ્રાવકનો પામી, સાંભલી સદગુરૂ વાંણી,
સંઘપતિ નામ ધરાવે, સંઘમાં, ધન ધન તે જગપ્રાંણીરે. મે. ૩
સંઘવી તો ધન ખરચી જગમાં, કીધો ઉત્તમ કાંમ,
તેહ તણાં ગુણ ગાતાં માહરે, હિયડે પુગી હાંમરે. મે. ૪
લવજી સુત લાયક જસ લીધો, પ્રેમચંદ સુપ્રસિદ્ધો,
હેમચંદ જયચંદ ગુણ રાગી, કારિજ સુકૃત કીધો. મે. ૫
પાટણ નગરનો પુન્ય પ્રભાવ, બોધલસા ગુણ રાગી,
ભાગ સંઘમાં ભાવે દીધો, સાચો જસ સોભાગીરે. મે. ૬
તપગછનાયક જગ જસવાયક, શ્રી વિજયધરમ સૂરીરાયા,
તસપટ ગગન પ્રભાકર ઉદયો, દિન દિન તેજ સવાયારે. મે. ૭
શ્રી વિજેંજિણેંદ્ર સૂરીસ્વર સાહિબા, સહસ કિરણ રવિ સોહે,
સુરત સેહર ચોમાસું રહીયા, ભવિજનના મન મોહેરે. મે. ૮
તેહ તણી સેવામાં રહીને, રાસ રચ્યો સુખકાર,
સુણસે ભણસે ભાવે જે નર, તે લહસ્યે ભવ પારરે. મે. ૯
સૂરત મેં જે દેહરા પ્રભુના, નાંના મોટા જેહ,
ત્રિકાલ નિત પ્રભૂજીને, પ્રણમું નિપટ ધરીને નેહરે. મે. ૧૦
શ્રી સૂરતનો સંઘ વડભાગી, જઇને ધરમનો રાગી,
શ્રીજીને વાંદી સંઘ હરખ્યો, ભાગ્ય દિસા સુભજાગીરે. મે. ૧૧
વન્હીવેદ સિદ્ધ ભુસંવત્સર (૧૮૪૩) જેષ્ટ વદિ તિથિ તીજ,
સોમવાર સંપૂરણ રચના, કીધી મનની રીઝરે. મે. ૧૨
ઇકવીસ ઢાલની રચના સારી, શ્રોતાજનને પ્યારી,
રૂપમ સાગર કહે ભાવે ગાવો, સાભલજ્યો નરનારીરે. મે. ૧૩

## કલશ.

એમ શુણ્યો સ્વાંમી શિવહગાંમી, વિમલગિરી મંડણ ધણી,
પ્રભુ ધ્યાંન ધરતાં સેવ કરતાં વાત એહ રૂડી વણી.
તપગછરાજા વડ દિવાની, શ્રી વિજય જિનેંદ્ર સૂરીસ્વરો,
સાગર વિબુધ વિનોદ સેવક, રૂષભ જયલચ્છી વરો.

ઈતિ શ્રી વિમલગિરી વર્ણન સંઘ બહુમાંન સંઘવી વર્ણન, શ્રી સિદ્ધાચલ રાસ સમાપ્ત. સંવત અઢારત્રેયાલીસા વર્ષે દ્વિતીય શ્રાવણ વદિ ૫ દિને સમાપ્તા. લિખત રૂષભ-સાગરેણ શ્રી સૂરતિ બિંદરે શ્રી સૂરત મંડણ પાર્શ્વનાથજી પ્રાસાદાત્ મોદી શ્રી લવજી તતપુત્ર સંઘવી શ્રી પ્રેમચંદજી સંઘ વરણન રાસ સમાપ્તા—શ્લોક સંખ્યા ૭૩૫.



# શેઠ હીરાચંદ ખુબચંદ જૈન પુસ્તક સીરીઝની ઉત્પત્તિ

## લખનાર–કેસરીચંદ હીરાચંદ ઝવેરી

સંવંત ૧૯૮૧માં સંગ્રહણીના જીવલેણ વ્યાધિના સપાટામાં હું સપડાયો: સંકટમાં તથા વિશેષતઃ વ્યાધિમાં મનુષ્ય માત્રને સારા વિચારો ઉદ્ભવે છે એ સર્વ સામન્ય નિયમ અનુસાર મને પણ દ્રવ્યનો સદ્વ્યય કરવાની ભાવના જાગી. પામર જીવનમાં આવી ભાવનાઓ કેટલીવાર આવી વહી જાય છે પણ સુદૈવયોગે મેં તો દઢ સંકલ્પ કર્યો. શરીર નિરોગી થયા બાદ સંકલ્પાનુસાર પ્રયત્ન શરૂ કર્યો. ઐતિહાસિક પુસ્તકોની સીરીઝ, પૂજ્ય પિતાશ્રીના પુનિત નામથી પ્રગટ કરવા તથા ચાલુ રાખવા નક્કી કર્યું.

પ્રથમ પુષ્પ (પુસ્તક) પ્રસિદ્ધ થયું તે સુરતની જૈન ડીરેક્ટરી. આ પુસ્તકમાં સુરતના ઇતિહાસ સંબંધી સામાન્ય સંચય હોવાથી, વિષયવાર વિસ્તારથી સંશોધનપૂર્વક સંચય કરવાની વૃત્તિ જાગી, અને પ્રથમ પસંદગી સુરતના જિન ચૈત્ય વિભાગને આપવામાં આવી. બની શકે તેટલી હકીકતો એકત્ર કરી "સુરત ચૈત્ય પરિપાટી" નામનું બીજું પુસ્તક (પુસ્તકમાલાનું બીજું પુષ્પ) પ્રગટ કર્યું જેને "વીરશાસન" પત્રની અગીઆરમા વર્ષની ભેટ તરીકે આપ-

વામાં આવેલ છે. બન્ને પુષ્પના પ્રકાશક જીવણચંદ સાકરચંદ જવેરી છે. પુસ્તકમાલાના ત્રીજા પુષ્પ તરીકે સુરતના જ્ઞાન ભંડારનો વિષય લીધો છે, જ્ઞાનભંડારોના લીસ્ટના આધારે અકારાદિ લીસ્ટ તૈયાર કર્યું છે અને તે શ્રી જૈન સાહિત્ય ફંડ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે,

વિનતિ-મેં સુરતના જૈન ઇતિહાસનો વિષય લીધો: જેમાં જૈન સમાજને લગતા અનેક વિષયો તથા ઐતિહાસિક વર્ણનોનો સમાવેશ કરવામાં આવ્યો છે. સુરતના જૈન ઇતિહાસને અંગે મ્હારા વાંચવા, સાંભળવામાં જે જે આવ્યું તે તમામનો યથાશક્તિ યથામતિ તે તે વિષયના પુસ્તકમાં સમાવેશ કરવામાં આવ્યો છે, છતાં હજી ઘણીયે ઉણપ હોય: સર્વે વાંચકો, સંશોધકો, ઇતિહાસ રસિકોને વિનતિ છે કે તેઓએ આ ઉણપ દુર કરવા, જે જે કોઇ જાણવા જેવું હોય તે સપ્રમાણ કૃપયા જણાવવું જેથી ભવિષ્યની આવૃત્તિમાં અથવા અન્ય પ્રકાશનોમાં તે પ્રસિદ્ધ કરી શકાય.

સીરીઝ (પુસ્તકમાલા) ને અંગેનો હિસાબ નીચે મુજબ

| જમા | | ખર્ચ | |
|---|---|---|---|
| ૩૫૦-૦-૦ | કેશરીચંદ હીરાચંદ તરફથી સુરતની જૈન ડીરેક્ટરીના ખર્ચના | ૩૫૦-૦-૦ | સુરતની જૈન ડીરેક્ટરીનો ખર્ચ |
| | | ૬૦૦-૦-૦ | સુરત ચૈત્યપરિપાટીનો ખર્ચ |

| જમા | | ખર્ચ |
|---|---|---|
| ૫૦૦–૦–૦ | સ્નેહકુમાર કેશરીચંદના સ્મરણાર્થે હા. શેઠ હીરાચંદ ખુબચંદ– | ૩૫૦–૦–૦ 'સૂર્યપુર અનેક જૈન પુસ્તક ભાંડાગારીય હસ્તલિખિત સૂચિનો સંચય'નો ખર્ચ |
| ૫૦૦–૦–૦ | બેન મણીબેન તે છગનભાઈ નગીનભાઈની વિધવાના પુણ્યાર્થે હા. શેઠ હીરાચંદ ખુબચંદ | |
| ૧૩૫૦–૦–૦ | | ૧૩૦૦–૦–૦ |

ઉપરના હીસાબ મુજબ રૂ. ૫૦) ખર્ચવાના બાકી રહે છે જે આ પુસ્તકમાં ઉમેરી બની શકતો સંચય કરી આ પ્રકાશન સાહીત્ય ફંડદ્વારા જનતાને ચરણે સમર્પવા ભાગ્યશાળી થયો છું.

જનતાની જાણ માટે ઉપરની કૃતિઓ માટે થયેલી-સમાલોચનાઓ રજુ કરવામાં આવે છે.

૧

**સુરત–જૈન ડીરેકટરીની સમાલોચના—**

(સમાલોચક–વાડીલાલ મોહકમચંદ વકીલ)

જૈનો આજે પોતાનો ઇતિહાસ ભુલી ન ગયા હોત તો હું ધારૂં છું કે તેઓને જે સહવું પડે છે તે સહવાનો વારો

ન આવ્યો હોત. આજે આપણે આપણા આચાર્યો અગર આપણા તીર્થસ્થળોની પુરી માહિતી ધરાવતા નથી, ધરાવવા પ્રયત્નો કરતા હોઇએ એમ લાગતું નથી. આવે વખતે સુરત પોતાનો ઇતિહાસ ફરીથી સજીવન કરે એ એક આનંદની વાત છે. જો કે આ પુસ્તક ફક્ત સુરતની માહીતી આપે છે છતાં જે વસ્તુઓ એને વર્ણવી છે તેમાં એ સંપૂર્ણ છે. આ પુસ્તક ભાઇ કેશરીચંદ હીરાચંદ ઝવેરીની આર્થિક સહાય અને શોધ ખોળના પરિણામે જન્મ્યું છે અને તે ખાસ કરીને સુરતના રહેવાસીઓ અગર તેમાં હિત ધરાવનારાઓ માટે અને અસાધારણ રીતે પ્રજાને ઉપયોગી છે. તેમ ત્યાંના કેળવણી ફંડો, જુદી જુદી સંસ્થાઓ, સ્કુલો ભોજનશાળા અને ખાસ કરીને સર્વ દેહરાઓની માહીતીઓ પુરી પાડવામાં આવી છે. આ પુસ્તક પુસ્તકાલયોને તેમની તરફથી ભેટ અપાય છે અને બીજાને ૦-૧૨-૦ની મુળ કિંમતે અપાય છે. આશા છે કે આ સ્તુત્ય પ્રયાસને જૈન સમાજ વધાવી લેશે અને દરેક શહેર એમનું અનુકરણ કરશે.

૨

**સુરતની જૈન ડીરેકટરી**—લેખક પોપટલાલ પુંજાભાઇ પરીખ, પ્રકાશક જીવણચંદ સાકરચંદ ઝવેરી સુરત, મુળ આરઆના સમાજ, દેશ કે ધર્મનો ઇતિહાસ રચવામાં સુરતે સારો ભાગ ભજવ્યો છે. અનેક સુરતી ભાઇઓએ આત્મભોગ આપી સુરતની સુરત વધારી છે. સુરતની જૈન

જનતાએ સમાજની પ્રગતિ અર્થે આપેલા ભોગનો આછો ઇતિહાસ આ પુસ્તકમાંથી મળી આવે છે. કેળવણી, આરોગ્ય, સાહિત્ય, ધાર્મિક જીવન અને સાધર્મીની સેવામાં સુરત આજે ક્યાં ઉભું છે તે જાણવા માટે આ ડીરેક્ટરી સારૂં સાધન લેખાય. સારાએ જૈન જગતનો ઇતિહાસ તૈયાર કરવાનો પ્રશ્ન જે આપણી પાસે ઘણા સમયથી ઉભો છે તેનો ઉકેલ કરવા માટે મોટા મોટા શહેરો પોતાના શહેરની અને આજુબાજુના ગામોની ડીરેક્ટરી તૈયાર કરી પ્રકાશમાં મૂકે તો ઓછા ભોગે એક જૈન ડીરેક્ટરી આપણને પ્રાપ્ત થઇ શકે. પ્રકાશકના આ સાહસને અમે વધાવી સુરત જીલ્લાની ડીરેક્ટરી તેઓથી તૈયાર કરે એમ ઇચ્છીએ છીએ. *(જૈન)*

૪

સુરત ચૈત્ય પરિપાટી–(મુંબઇ સમાચાર–૧૩–૩–૧૯૩૫)

સુરતના જૈનનો અને તેમના જીનાલયો વીગેનું પુસ્તક સુરતના ઝવેરી શેઠ હીરાચંદ ખુબચંદના નામથી જૈન પુસ્તક સીરીઝ નામની એક ગ્રંથાવલી કેટલાક વર્ષથી શરૂ કરવામાં આવી છે, તેના બીજા પુસ્તક તરીકે સુરત "ચૈત્ય પરિપાટી નામનું એક અપુર્વ પુસ્તક શ્રી. કેશરીચંદ હીરાચંદ ઝવેરીએ પ્રગટ કરયું છે અને તે એટલું તો સરસ છે કે જેઓને મુરતી પુજામાં શ્રદ્ધા હશે તેઓને તેમાંથી ઘણો મનગમતો ખોરાક મળી આવશે. આ પુસ્તકમાં વીવીધ

વિષયોનો સંચય કરનાર એક ઝવેરી છે એ જાણીને ઘણાને આનંદ થશે. ઝવેરીઓ પોતાના ફુરસદના વખતમાં પ્રાચીન જીનાલયો વીષે અનેક બાબતોનો સંગ્રહ કરવા મહેનત લે અને તે મહેનત લેવા બાદ તે છપાવીને બહાર પાડે ત્યારે એમ કહેવુંજ જોઈએ કે તેઓ પણ સાહીત્યના રસીઆ થઈ શકે છે. અને સુરત જેવા શહેરમાં પણ એવા સાહીત્ય રસીક જઈનો વસે છે એ સુરતનું સદભાગ્ય. એ પુસ્તક શ્રી. કેશરીચંદ હીરાચંદ ઝવેરીએ તૈયાર કરવામાં ઘણી મહેનત લીધી છે તે એટલા પરથી જણાશે કે તેમાં સુરત શહેરની ઉત્પત્તિનો ઈતિહાસ, ગોપીપરાનો ઈતિહાસ, રાંદેરમાં બાવીસસો વર્ષ અગાઉ જઈન દેરાસરો હતા તેના પુરાવાની વીગતો, સુરતના રહીશોની રહેણી કરણીને સખાવતોની વીગતો, તેમનાં સાહીત્ય, સાહસ, શઉર્ય સહીષ્ણુતા, સમ્યકત્વની વીગતો, જાહેર સખાવતો, આશરે પચીસ જઈન સંસ્થાઓની વીગતો. ૪૬ દેરાસરો ૩૫ ધર્મશાળાઓ, ૧૦ બોરડીંગો, ૨ પાઠશાળાઓ વીગેરેની નોંધો, મુરતીપુજા શું છે તેને લગતા ખુલાસા, દેવદ્રવ્ય અને દેવ સંબંધી ખુલાસા, આશરે પચાસ દેરાસરના સ્થળ બંધાવનાર. શીલાલેખો તેમાં રહેલી પ્રતિમાઓ અને મુળ નાયક તેમજ વહીવટદારોની વીગતો અને સુરતની પ્રાચીન જઈન ચઇત્ય પરીપાટી અને આશરે ૩૦૦ શીલા લેખોનો સંગ્રહ તેમાં આપવામાં આવ્યો છે. આ બધી વીગતોનું

અઢીસો પાનાનું સુરત ચઈત્ય પરીપાટીનું પુસ્તક જઇનોએ અવશ્ય વાંચવા જેવું છે અને અમદાવાદના પ્રસીદ્ધ સાપ્તાહીક પત્ર શ્રી વીરશાસને પોતાના ગ્રાહકને શેઠ કેશરીચંદ હીરાચંદ ઝવેરી તરફથી અગીઆરમાં વરસની ભેટ તરીકે મફત આપ્યું છે જ્યારે છુટક લેનાર માટે તેની કીમત એકજ રૂપીઓ છે. જઇનોએ આ પુસ્તક અવશ્ય પોતાના સંગ્રહમાં રાખવા જેવું છે.

## સૂર્યપુરનો સુવર્ણ યુગ
## યાને
## સુરતનો જૈન ઇતિહાસ
### કેટલાક અભિપ્રાયો

મુનિમહારાજ ન્યાયવિજયજી સરધનાથી તા: ૨૪-૯-૩૭ ના પત્રમાં નીચે પ્રમાણે અભિપ્રાય વ્યકત કરે છે.

વિ. એકંદર પુસ્તક સારૂં છે. તમારો પ્રયત્ન સફલ થયો છે. એક વેપારી સાહિત્યમાં આટલો રસ લઇ ઇતિહાસનો સંચય કરે એ જૈન સમાજના સદ્દભાગ્યની નિશાની છે. આવીજ રીતે અમદાવાદ, ભરૂચ, ખંભાત, ગંધાર જામનગર, ભુજ, માંડવી, આદિ શહેરોનો ઇતિહાસ લખાવાની જરૂર છે. જૈનેતર લેખકો જૈન ઇતિહાસને ભાગ્યેજ ન્યાય આપે છે. પ્રસ્તાવના આદિ લખાવી પુસ્તકને સારી રીતે શોભાવી પ્રગટ કરીશો.

સુરતના શેઠ રતનચંદ ખીમચંદ જેઓ શ્રી હુકમ-

મુનિજી જ્ઞાન ભંડારના વ્યવસ્થાપક અને જાણીતા અભ્યાસી છે તેઓ તા. ૨૬-૯-૩૭ ના પત્રમાં નીચે પ્રમાણે પોતાનો અભીપ્રાય વ્યક્ત કરે છે.

આપની તરફથી સુરતના જૈનોનો ઇતિહાસ મુકકર કરી બહાર પાડવાના છો તેની એક નકલ મળી. આપનો પ્રયાસ ઉત્તમ છે પણ ઘણું બાકી રહેશે. માટે આપ વધુ પ્રયાસ કરી શકો તો (માણસની અવર નવર મદદ હોય તો) આપની હોંસ પુરી થશે. વધુમાં ભંડારોમાના પુસ્તકો વીગેરેની માહીતીઓ નમુનેદાર થશે હુકમ મુનિજી જ્ઞાનભંડાર તરફથી મલશે માટે હુકમમુનિના પ્રયાસ પણ બહાર આવશે. નવી રોશની બહાર પડશે.

**નોંધ**—અમારી તરફથી ભંડારોના પુસ્તકોનું લીસ્ટ સૂર્યપુર (સુરત) અનેક જૈન પુસ્તક ભાંડાગાર દર્શિકા સુચી બહાર પાડવામાં આવનાર હોવાથી તેનો સમાવેશ આ ગ્રંથમાં કીધો નથી.

ઇતિહાસવેત્તા મુનિ મહારાજ કલ્યાણ વિજયજી તા. ૧૩-૧૦-૩૭ના પત્રમાં પુસ્તક સંબંધી પોતાનો નીચે પ્રમાણે અભિપ્રાય વ્યકત કરે છે.

"તમારું મોકલેલ પુસ્તક મલ્યું. તમોએ આમાં જે સંગ્રહ કર્યો છે તેથી અધિક હકીકત મ્હારા જાણવામાં નથી તેમ મ્હારા સંગ્રહમાં પણ એથી વધારે વૃતાન્ત હોય એ મ્હારા સ્મરણમાં નથી."